# પ્રસ્તાવના.

અનંત જ્ઞાન દર્શનમય શ્રી સિદ્ધ પરમાત્માને તથા ચાર નિક્ષેપાયુક્ત અરિહંત ભગવંતને તેમજ શાશ્વતી અશાશ્વતી અસંખ્ય જીનપ્રતિમાને ત્રીકરણ શુદ્ધિ નમસ્કાર કરી આ ગ્રંથના પ્રારંભમાં જણાવવું પડેછે કે પહેલા પ્રશ્નોત્તરમાં જણાવ્યા મુજબ ઢુંઢકમત સુમારે ત્રણસેં વર્ષ થયા નીકળેલોછે જેની અંદર અદ્યાપી પર્યંત કોઈ પણ સમ્યક્જ્ઞાન ધરાવનાર સાધુ કે શ્રાવક થયો હોય તેવું જણાતું નથી. જૈનશાસ્ત્રથી વિરૂદ્ધ મતમાં સમ્યક્જ્ઞાન હોવાનો સંભવજ નથી એમ સિદ્ધાંત ઉપરથી નિશ્ચય થાયછે. ઉત્પત્તિ સમયે એ મતની કદાચ થોડાંએક વર્ષ સુધી સારી સ્થીતિ ચાલી હશે પરંતુ જેમ ઇંદ્રજાલથી બનેલી વસ્તુ ઝાઝા વખત સુધી સ્થીત રહેતી નથી તેમ તે કલ્પીત મતની પણ ઘણા વર્ષ થયાં દિનપ્રતિદિન ક્ષયો થતો જોવામાં આવેછે, કારણ કે અજ્ઞાનપણાના પ્રયોગથી તે મતની અંદર સાધુ અથવા શ્રાવક થયેલા ઘણા પ્રાણીઓ, જ્યારે જૈનશાસ્ત્રના ખરા રહસ્યથી જાણીતા થાય છે ત્યારે, જેમ સર્પ કાંચળીને તજીને ચાલ્યો જાયછે તેમ, તે મતને તજી દેછે અને જૈનમત જે તપા ગચ્છને વિષે શુદ્ધ રિતે દેશકાળ પ્રમાણે પ્રવર્તેછે તેનો અંગીકાર કરેછે અને તેજ પ્રમાણે આ ગ્રંથના મૂળકર્ત્તા મહામૂનિરાજ શ્રી આત્મારામજી પણ જૈન સિદ્ધાંત વાંચી તે ઢુંઢક મતને અસત્ય જાણી વીશ સાધુ સાથે તે પંથનો ત્યાગ કરી તપા ગચ્છને વિષે આવેલાછે; જેમના સદુપદેશથી પંજાબ, મારવાડ અને ગુજરાત વિગેરે દેશના ઘણા ઢુંઢીઆઓએ પોતાના કુટુંબમાં ઘણા વર્ષથી ચાલ્યો આવતો ઢુંઢકમત છોડી દઇ સહકુટુંબ તપા ગચ્છ અંગીકાર કર્યોછે.

તપા ગચ્છ એ કૃત્રીમ નામ નથી પણ ગુણ નિષ્પન્નછે કારણ કે શ્રી સુધર્માસ્વામીથી પરંપરાગત જૈનમતના જે છ નામ પડેલાંછે તે માંહેનું આ છઠ્ઠું નામછે જે છ નામ વિષે તપા ગચ્છ પટ્ટાવળીમાં સવિસ્તર હકીકત આવેલીછે, એ ઉપરથી તપા

એ નામ મૂળ શુદ્ધ પરંપરાગતછે અને ઢુંઢકમત જે ગુરૂ વિનાનો નીકળેલોછે તે પરંપરાથી વિરૂદ્ધછે એમ જણાશે.

એ ઢુંઢકમતને વિષે કોઈ જેઠમલજી નામે રિખ થઈ ગયોછે તેણે મહાકુમતિના પ્રભાવથી તેમજ ગાઢ મિથ્યાત્વના ઉદયથી શિલાની પેઠે પોતાને અને પરને એટલે રચનારને અને તેના ઉપર સદ્દહણા કરનારને સંસારરૂપી સમુદ્રમાં ડુબાવનાર સમકિતસાર (સલ્ય) નામે ગ્રંથ સંવત ૧૮૬૫ માં રચેલો પણ તે ગ્રંથ તેમજ તેનો કર્તા પ્રતિત કરવા યોગ્ય નહોવાથી તે ઘણા વરસ સુધી ખુણે પડી રહેલો હતો. પરંતુ ઘણા મનુષ્ય પોતાને દુર્ગતિ પ્રાપ્ત થવામાં સાથી થાય એવા હેતુથી આ ગોંડળવાશી કોઠારી નેમચંદ હીરાચંદ સંવત ૧૯૩૮ માં તે ગ્રંથ શ્રી રાજકોટ મધ્યે છપાવી બહાર પાડ્યોછે.

જૈનમતિઓના હસ્તમાં આ ... જશે તો પોતાનું પોગળ ખુલ્લું પડશે એવા હેતુથી તે ગ્રંથ ઢુંઢકમત શિવાય બીજાને વાંચવા ન આપવો એવો વિચાર તે સમકિતસારના છપાવનારાએ રાખેલો હતો કારણ કે જ્યાં સુધી સત્યવાદીનો સમાગમ થયો નથી ત્યાં સુધી અસત્યવાદી ટકી રહેછે કહ્યુંછે કે—

तावद् गर्जति खद्योत स्तावद् गर्जति चंद्रमाः ।
उदिते तु सहस्रांशौ नखद्योत न चद्रमाः ॥

અર્થ—ત્યાં સુધી ખજુવો ગર્જના કરેછે અને ચંદ્રમા પણ ત્યાં સુધીજ ગર્જના કરેછે કે જ્યાં સુધી સૂર્યોદય થયો નથી પરંતુ જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે ખજવો અને ચંદ્રમા કોઈ પણ પ્રકાશતું નથી.

એ ગ્રંથ છપાયાની અમને ખબર પડવાથી અમે કેટલાએક પ્રયાસે તેની એક નકલ લીમડીમાંથી મેળવી અને પછી તે મધ્યે જણેલા ગ્રાહકોના નામ વાંચીને ભાવનગર વાસી કેટલાએક ઢુંઢીઆઓ પાસેથી બમણી કિમત આપી બે ચાર નકલો ખરીદ કરી.

એ ચોપડી વાંચતા તેની અંદરની તમામ બાબતો જૈનશાસ્ત્રથી

વિરૂદ્ધ જણાયાથી તેનું ખંડન લખાવાની આવશ્યકતા ધારી તે ન-કલો યોગ્ય યોગ્ય સ્થાનકે મોકલી, જે ઉપરથી અનેક વિદ્યા ગુણ સંપન્ન મૂનિરાજ મહારાજ શ્રી આત્મારામજીએ તેનું હિંદુસ્થાની ભાષામાં ખંડન લખી એ ગ્રંથનું નામ સમકિતસલ્યોદ્ધાર આપી અત્રેના સંઘ ઉપર મોકલ્યું. શ્રી સંઘે તે ગ્રંથ છપાવીને બહાર પાડવા સારૂ અમને આપ્યો તેથી તેનું અનેક ગુણગણાલંકૃત શાંતમૂર્તિવંત મહા મૂનિરાજ મહારાજ શ્રી વૃદ્ધિચંદજીના આશ્રયથી ગુજરાતી ભાષામાં ઘણાજ વધારા સાથે ભાષાંતર કરી શુદ્ધ માર્ગ પક્ષિક જ-નોને દ્રષ્ટીગત થવા માટે અમે પ્રસિદ્ધિમાં મૂક્યો છે.

અગાઉ ઘણા બુદ્ધિવંત આચાર્યોના હાથથી એ ઢુંઢકમતનું સવિસ્તર ખંડન જૂદા જૂદા ગ્રંથમાં લખાયેલું છે. પ્રથમ શ્રી સમકિત પરિક્ષા નામે ગ્રંથ આશરે દશ હજાર શ્લોકના સુમારનો છે જેમાં ઢુંઢક મતિની બનાવેલી અઠ્ઠાવન બોલની હુંડીનો ઉત્તર સવિસ્તર પણે છે; વળી શ્રી પ્રવચન પરિક્ષા નામે ગ્રંથ આશરે વીશ હજાર શ્લોકની સંખ્યાનો છે. જેમાં ઢુંઢક મતની ઉત્પત્તિ સહીત તેમના કરેલા પ્રશ્નોના ઊત્તર છે; શ્રી મહયશોવિજયજી ઉપાધ્યાએ લીમડી વાસી મેઘજી દોસી જેઓ ઢુંઢીઆ હતા તેમને સંવેગપક્ષમાં લાવવા નિમિત્તે વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન બનાવેલું છે, જેનો ટબો તમામ સૂત્ર પાઠ સાથે ઘણા વિસ્તારે કરીને સંયુક્ત પંડિત શ્રી પદ્મવિજયજીએ પુરેલો છે, તેની શ્લોક સંખ્યા સુમારે ત્રણ હજાર છે અને તેની અંદર સંપૂર્ણ રીતે ઢુંઢકમતનું ખંડન છે; છેવટે ઢુંઢકમતખંડન નામે નાટક જે કે છપાઇને બહાર પડેલું છે તેની અંદર પણ ફક્ત બત્રીશ સૂત્રના દ્રષ્ટાંતથીજ ઢુંઢકપક્ષનું હાસ્યરસ સાથે ખંડન કરેલું છે. એ પ્રમાણે તે મતના ખંડનના ઘણા ગ્રંથો લખાએલા વિદ્યમાન્ છતાં તેવીજ મતલબનો બીજો ગ્રંથ બનાવી ફોગટ પ્રયાસ કરવો તે દુરસ્ત નથી, પરંતુ એ સમકિતસારના કર્તાએ તે ગ્રંથની અંદર સ્વમતિ કલ્પનાએ ઘણી નવીન કુયુક્તિઓ લખેલી છે, જેમાંની કેટલીએકનો ઉત્તર અગાઉ જણાવેલા ગ્રંથોમાં લખાએલ નથી અને તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી ઓછા જ્ઞાનવાળા મનુષ્યો વાંચી શકતા નથી

તેમજ સમકિતસાર (સલ્ય)ની કુયુક્તિઓ બુદ્ધિવંત પુરૂષોને પણ ભ્રમિત કરી નાંખે તેવી છે માટે તેનું ખંડન લખવાની ઘણી જરૂર જણાયાથી ગ્રંથકર્ત્તાએ આ ગ્રંથ બનાવવાનો પ્રયાસ કરેલો છે.

આ પુસ્તકની અંદર જેઠમલજી અને તેના ઢુંઢકોને જૂદા જૂદા જેજે ઉપનામો આપેલા છે તે વ્યાજબી અને સ્વતઃસિદ્ધ છે, કારણ કે તેઓ જિનાજ્ઞાથી વિરૂદ્ધ વર્ત્તનારા છે. વળી તેઓને નિ-ન્હવ કહેલા છે તે તો પ્રત્યક્ષ છે, કારણ કે સૂત્રકારે પ્રભુના એક એક બોલ ઉથાપનારને પણ નિન્હવ કહ્યા છે. શ્રી વ્યવહાર સૂત્રમાં કહ્યુ છે કે "જાણીને ઉત્સૂત્ર પરૂપે તેને જીવિતૂ પર્યંત સંઘમાં ન લેવો" તો એ ઉપરથી તેઓ જિનાજ્ઞાની પણ બહારજ છે.

ઢુંઢકમતિઓએ કેટલીએક રૂઢી તદન ઉલટી ગ્રહણ કરી છે તેમજ ગ્રહણ કરેલી રૂઢી અસત્ય સમજ્યા છતાં તે બાબતમાં ઘણોજ મમત્વ ધારણ કરી પોતાનો મત છોડતા નથી. જે શાસ્ત્રોક્ત ન્યાયે કરીને યુક્ત બાબતો હોય તેજ ગ્રહણ કરવી જોઇએ છતાં એથી વિ-રૂદ્ધ વર્તવું એ બુદ્ધિમાન્ પુરૂષોને યોગ્ય કાર્ય ગણાય નહિ. પૂર્વાચાર્યો, જેના કરેલા ગ્રંથો અદ્યાપીપર્યંત જન દર્શન અને અન્ય દર્શનના પંડિતોથી ઘણાજ વખણાયછે, અને જેઓ ચઉદ પૂર્વધર, દશ પૂર્વધર, ગીતાર્થ અને સિદ્ધાંતના ગુપ્તાશયને જાણનારા હતા તેઓની બનાવેલી પંચાંગી, ગ્રંથો, પ્રકરણો વિગેરે ન માનવા અને જૈન શૈ-લીનું જરા પણ જ્ઞાન જેને હોતું નથી એવા ધરમ શ્રી ઢુંઢક વિગેરે રિખોના સ્વમતિ કલ્પનાએ બનાવેલા ટબા અને ઢાળીઆ વિગેરે માન્ય કરવા એ નિરપક્ષ અને ન્યાયી પુરૂષને લજ્જા પ્રાપ્ત કરાવનાર કાર્ય ગણાય.

મહાન્ પૂર્વાચાર્યો જેઓએ અનેક ગ્રંથ કરી અત્યંત ઉપકાર કરેલોછે અને દરેક વિદ્વજ્જનો તેમના ગ્રંથો જોઇ તેમની સ્તુતિ કરેછે તેવા પરોપકારી અને પાંડિત્યતાથી ભરપુર આચાર્યોની પોતાનો ન-વીન મત સત્ય ઠરાવવાને નિંદા કરવી એ સુજ્ઞ પુરૂષનું લક્ષણ ન ગણાય.

ફક્ત બત્રીશજ સૂત્રો માનીને શ્રી વ્યવહાર સૂત્ર, ઠાણાંગ સૂત્ર

નંદિસૂત્ર વિગેરે સૂત્રોમાં કેટલાએક સૂત્રોના નામ લખ્યાછે તે ન માનવા અને તેને અસત્ય કહેવા એ વચનો સંસાર ભ્રમણ કરવાને સાધનભૂતછે. વળી ઉપર લખેલા ત્રણ સૂત્રો માનવા અને તેની અંદર કહેલી બાબતો ન માનવી એ પણ ગુણજ્ઞ પુરૂષોની પંક્તિમાં હાંસીપાત્ર થવા જેવું કાર્ય ગણાય.

ઢુંઢીઆઓની સાથે અગાઉ કેટલીએક વખત ચરચા થયેલી તેની અંદર તેઓજ નિરૂત્તર થયેલા હતા. છેવટે પંડિત શ્રી વિરવિજયજીના વખતમાં શ્રી રાજનગર (અમદાવાદ) માં ન્યાયની કોર્ટમાં વિવાદ થયેલો જેની અંદર ઘણા જૈનપંડિતો અને ઘણા શિષ્યો સામેલ હતા. તે સમયે પણ ઢુંઢકો હારખાઈ પાછા પડી સ્વધામ સિધાવેલા એવું પ્રત્યક્ષ કહેવાયછે. આ વિવાદનું સવિસ્તર વૃત્તાંત 'ઢુંઢીઆનો રાસડો' એ નામની ચોપડી છપાએલીછે તેની અંદરછે. આ ચરચા સમયે સમકિતસારના કર્તા જેઠમલજી પણ સામેલ હતા પરંતુ તેઓને પણ પોતાના સાથીઓની જેમજ પાછા પડી સ્વદેશગમન કરવું પડ્યું હતું. આ પ્રમાણે વારંવાર બન્યા છતાં અને પોતાના હૃદયની અંદર પોતાની અસત્યતા જણાયા છતાં ધૂમાડાના બાચક ભરવાની જેમ પોતાની કલ્પનાથી કુયુક્તિઓનો સંગ્રહ કરી સમકિતસાર જેવા ગ્રંથો બનાવવા તે પોતાનીજ મૂર્ખાઈ જાહેર કરી કહેવાય.

આધુનિક સમયમાં પણ કોઈ કોઈ ઠેકાણે જૈન અને ઢુંઢકનો પ્રત્યક્ષ મેળાપ થઈ ચરચા થાયછે ત્યાં પણ ઉપર પ્રમાણેજ બનેછે ત્યાં પોતાની હઠીલાઈ ન છોડવી એ સંપૂર્ણ મુર્ખતાની નિશાની કહેવાય. ઢુંઢકમતની ઉત્પત્તિ કરનાર મૂળ પુરૂષનો આશય ફક્ત જીનપ્રતિમાનો નિષેધ કરવા એજ હતો અને તેથીજ તેણે જીનપ્રતિમા સંબંધી પરિપૂર્ણ હકીકતે કરી યુક્ત જે જે સૂત્રો હતા તેનો નિષેધ કર્યો. તે પ્રમાણે નિષેધ કરવાથી તે સૂત્રોની અંદરની બીજી બાબતોનો પણ નિષેધ થયો અને તેથી તેઓને ઘણી બાબતો જૈનમત વિરૂદ્ધ અંગીકાર કરવી પડી એટલુંજ નહિ પણ તે પ્રમાણે ઉલટે રસ્તે ચડવાથી તેઓ કોઈ પણ બાબતમાં ફાવી શક્યા નહિ, કારણ કે જે વૃક્ષનું મૂળજ નહોય અથવા જે ઘરનો પાયોજ નહોય તે જેમ ટકી શકે

નહીં તેમ તેનો મૂળ વિચાર જે પ્રતિમા નિષેધ કરવાનો તેજ અ-સત્ય હતો તો બીજી અસત્ય બાબતો ગ્રહણ કરી તેમાં તેઓ ક્યાંથી ફતેહ પામે? કારણ કે ઢુંઢકમત ત્રણસેં વર્ષથીજ નિકળ્યોછે અને જી-નપ્રતિમા તો સુમારે ૨૫૦૦ વર્ષ સુધીની દ્રષ્ટીએ પડેછે કે જે વખતે કેવળજ્ઞાની અને મ્હોટા પૂર્વાચાર્યો વિચરતા હતા. તેના દ્રષ્ટાંતો—

શ્રી મહુવામાં શ્રી મહાવીરસ્વામી છતાંની સ્થાપન કરેલી તે-મની પ્રતિમાછે જે અદ્યાપી પર્યંત જીવતસ્વામીની પ્રતિમા કહેવાયછે.

શ્રી ઔરંગાબાદમાં સુમારે ૨૪૦૦ વર્ષ અગાઉનું શ્રી પદ્મપ્ર-ભુજીનું મંદીરછે જેને માટે ઇંગ્રેજી ગ્રંથકારો પણ સાક્ષી પૂરેછે.

શત્રુંજય ઉપર ઘણા વર્ષ અગાઉના દેહેરાં વિદ્યમાનછે.

સંપ્રતિરાજા જે વીરસ્વામી પછી બસેંનેવું વરસે થયેલછે તે-મણે સવાલાખ જીનપ્રસાદ કરાવ્યાંછે જેમાંથી હજારો જીનચૈત્યો અને સંખ્યાબંધ જીનપ્રતિમા સ્થળેસ્થળે દ્રષ્ટીએ પડેછે.

બીજા ઘણા જીનચૈત્યો સુમારે બેહજાર વર્ષ અગાઉના આ આ-ર્યભુમિ ઉપર વિદ્યમાનછે, જેને વાસ્તે ઘણા ઇંગ્રેજો જેઓએ મહા-યત્ને કરી આ આર્યાવૃતમાં સંશોધન કર્યુંછે તેઓ પણ કબુલ થાયછે.

એ પ્રમાણે ઘણા દ્રષ્ટાંતોછે પણ જે ન્યાયી પુરૂષોછે તેતો એક દ્રષ્ટાંતથીજ સમજી જાયછે, એમ જાણીને તેમજ વધારે લખવાથી પ્રસ્તાવના પણ વધી જાય એવું ધારીને વધારે લખ્યા નથી. વળી આ પુસ્તકની અંદર પણ દરેક પ્રસંગે જીનપ્રતિમાં સંબંધી સવિસ્તાર વિવેચન દાખલા દલીલ સાથે કરવામાં આવેલું છે. માટે આ દરેક બાબતો ઉપર સત્ય રીતે વિચાર કરી અજ્ઞાનતાએ પ્રાપ્ત થયેલ શલ્યો દૂર કરવા એજ વિવેકી અને પાપથી ભીરૂ પુરૂષોના લક્ષણ છે એમ સમજી દરેક સુજ્ઞબંધુ સત્ય પક્ષગ્રહણ કરે અને અસત્યનો ત્યાગ કરે એજ અમારો હેતુ આ પુસ્તકને વિષે પ્રકટી ભૂત છે.

હાલમાં થોડીએક મુદત અગાઊ ઢુંઢકમતિ શામજી રિખના ચેલા નાનજી રિખની ખરાબ ચાલને લીધે તેની ઉપર વલભીનગર જે હાલ વળા કહેવાય છે ત્યાંની કોર્ટમાં કેસ ચાલેલો, જે વખત તો

પોતાનો એક વાઘરણ સાથેનો સંબંધ માન્ય કરેલો અને તેની જડતી માંથી પણ એક કડલાની જોડ વિગેરે વસ્તુ નિકળેલી, છેવટે સાધુનો વેષજાણી ઘણી રેહેમ નજરથી એક માસની ટીપ અને પચાસ રૂ-પીઆનો દંડ કર્યો હતો, એ પણ તે મતનો સત્વર ક્ષય થવાનીજ નિશાની છે; કારણ કે વ્યભિચારાદિ દુર્ગુણોએ ઘણા મોટા કુટુંબો અને રિદ્ધિમાન્ રાજ્યોનો નાશ કરેલોછે.

આ પ્રમાણે ઢુંઢકમતિઓની ગ્રહણ કરેલી કેટલીએક બાબતો તથા તેમના કેટલાએક આચરણો અને રિતભાતો તેઓને નિંદાપાત્ર થવાનેજ કારણ ભૂત છે. વળી દિવસે દિવસે જેઓ શુદ્ધ હ્રુદયના મનુષ્યો હોય છે તેઓ તે મત છોડીદઈ શુદ્ધ જૈનમત ગ્રહણ કરેછે એમ છતાં જેઓ મમત્વ ધારણ કરી રહ્યા છે તેઓ આ ચોપડીનો સારગ્રહણ કરી પોતાનો મમત્વ તજી જે સત્ય અને ન્યાયયુક્ત લાગે તેજ ગ્રહણ કરશે એવા હેતુથી આ પુસ્તક બનાવવાનો ગ્રંથકર્તાએ તથા છપાવવાનો અમે પ્રયાસ કર્યો છે તે સાફલ્યતા પ્રત્યે પામશે એવી આશા છે.

અગર જો કે સત્ય બાબતને વાસ્તે ગમે તેવું લખવાને અડ ચણ નથી તોપણ આ પુસ્તકની અંદર જે કાંઈ દુઃખ લાગે એવા વચનો લખાયા હોય તે લખવાને સમકિતસારજ કારણ ભૂતછે, કારણ કે તેમાં લખેલી બાબતોનો તેને યોગ્ય હોય તેવીજ રીતે ઉત્તર લખવો જોઇએ. અમારે કોઇની સાથે દ્વેષ નથી અને દુઃખ પ્રાપ્ત થાય એવું લખવાથી વધારે ફાયદો નથી. અમારો ઉદ્દેશ માત્ર, જેઓ અજ્ઞાનતાના પ્રસંગથી ઉત્કટ્ માર્ગે ચડી ગયા હોય તેઓ આ પુસ્તક વાંચી પોતાને હેય શું અને ઊપાદેય શું એ સત્ય રીતે સમજી ને તિર્થંકર મહારાજાનો દર્શાવેલો માર્ગ છે તેજ ગ્રહણ કરે, એટલો છે; પરંતુ ગ્રંથો બનાવી અને છપાવી કોઇની ફોગટ નિંદા કરવી અને ભદ્રિક જીવોને ફંદમાં નાખવા એવો હેતુ બીલકુલ નથી, માટે વાં-ચનારાઓએ સજ્જનપણાનું લક્ષણ ધારણ કરી દ્વેષ ન લાવતાં આદ્યંત પર્યંત વાંચી સારગ્રહણ કરવો. મનુષ્ય જન્મ પામ્યાનું સાર્થક

યોગ્ય છે કે સત્યધર્મ અંગીકાર કરી જન્મ સફળ કરવો, પરંતુ કોઈ બાબતમાં પક્ષપાત બુદ્ધિ ધારણ કરી. અસત્યનો પક્ષ કરવો નહિ.

આ પુસ્તકની અંદર વાંચનારને સમજવામાં સહેલાઈ થવા માટે સમકિતસારની અંદરના વાક્યો આગળ પાછળ નિશાની કરીને દાખલ કર્યા પછી તેનું ખંડન લખ્યું છે.

ગ્રંથ ગુર્જરભાષામાં લખતાં યથાસ્થિત શબ્દજ્ઞાન ન હોવાથી તેમજ મતિદોષ અથવા દ્રષ્ટીદોષથી વાક્ય મેળવણીમાં કે શબ્દશુદ્ધિમાં જે કાંઈ ભૂલ માલુમ પડે તે સજ્જન પુરૂષોએ દરગુજર કરી અમને લખી જણાવવું જેથી બીજી આવૃત્તિમાં તેટલો સુધારો કરી શકાય.

સંવત ૧૯૪૧ ફાગણ વદી ૭ સુર્યવાર.

ભાષાંતર કર્ત્તા.



# અનુક્રમણિકા.

शार्दूल विक्रीडित छंद.

श्री विश्वेश्वर आदिदेव जिनना पादाब्ज चित्तधरी,
श्री शातिश्वर नेमिनाथ जिननी नामस्मृति आदरी;
श्री पार्श्वप्रभु वीरस्वामि चरणे भाव धरी नति,
भव्योना प्रतिबोध कांज रच्युं आ सम्यक्त शल्योद्धृति. १
ढूंढकओ बहु बुद्धिहीन मनुजो मूर्खोतणा उपरी,
निंदेश्री जिनराज आज तमनी आज्ञा विशेषे करी;
खोटा अर्थ अनर्थ मूळ निरचे कूडी करे कल्पना,
स्वामी ते तुज सहाय तेथी करीने तेनी करुं खंडना. २
जे सुज्ञो तुज शांत मूर्त्ति निरखी आनंद पामे मने,
पूजा तारी करी पवित्र विधिए थाये कृतार्थो तने;
सालंकार विचित्र छंद रचना स्तोत्रे करीने स्तवे,
जाणुं तेहज आर्य आर्य कुळमां ते जन्मसार ग्रहे. ३
जे मूर्खो निजनाथ मूर्त्ति निरखी उद्वेग पामे अति,
धीठाई ग्रही खंडना तुज करे कूडी कुयुक्ति वती;
मूर्त्तिखंडक ते अनार्य मतना भाई गणुंछुं सगा,
माटे म्लेच्छ समान ढुंढकमति केतां न जाणो मृषा. ४
मूर्त्तिपूजक हिंदुओ, खंडक सघळा अन्य;
ए बाबतनी सत्यता, दर्शावुंछुं रम्य. ५

सवैया इकत्रीशा.

आज कालमां इंग्रेजोए शोध करीने खंडो चार,

જોયા છે એશિઆ આફ્રિકા અમેરિકા યૂરોપ વિચાર;
તેહતણી સઘળી વસ્તીના ભાગ પડેછે મુખ્યે એજ,
મૂર્ત્તિપૂજક આર્યધર્મિઓ ખંડનકારી અન્ય ... ૬
નીતી રીતિ સ્થિતિ ન ...ણે ન જાણે શાસ્ત્રોની વાત,
વ્યાકરણ...ર ન જાણે કોષકાવ્યની તો શી વાત;
સં...ત પ્રાકૃતવાણિ ન જાણે છંદકળાનું પણ નહિ જ્ઞાન
ભાષાશુ પણ પુરૂં ન જાણે તો પણ ઢુંઢક કરે ગુમાન. ૭
પૂર્વસૂરિ ગ્રંથો ન માને અજ્ઞાનીએ ઢુંઢક આજ,
સંપ્રદાયની વાત ન જાણે સ્યાદ્વાદતણું તો શ્યું કાજ;
ગાંડા બનીને કુમત ચલાવા કાજે જોડી વિરચે કાંઇ,
અર્થ સત્યતા અળગી રાખો શબ્દસત્યતા પણ નહિ ત્યાંહી. ૮
અતિ અગાધ બુદ્ધિ ધરનારા પ્રૌઢજ્ઞાની ગુણના ભંડાર,
નિઃસંગી જે પૂર્વસૂરિઓ શ્રીજિનભદ્રાદિક આચાર્ય;
તેઓએ કીધેલા ભાષ્યો ચૂર્ણિ ટીકા આદિક અંગ,
ના માને એ ગ્રંથઢુંઢકો પાપોદય થાવાથી અંધ. ૯
તે માટે ઢુંઢકમતિઓના મેલી સઘળા આળપંપાળ,
વાંચો ચિત્ત વિવેક ધરિને આ સમ્યકત્વ સલ્યઉદ્ધાર;
સહજ સમજશો સત્યમૃષાને સમજી સત્યે ધરશો પ્રીત,
આ પુસ્તક વાંચ્યાથી થાઓ કુશળ પ્રાપ્તિ તમને નિશદીશ. ૧૦

२७७०

# સમકિત સલ્યોદ્ધાર.

## श्री जैनधर्मो जयती.

मूर्तिन्निधायजैनेन्द्रचं । सयुक्तिशास्त्रकोटिभिः ॥ भव्यानांहृद्विहारेषु। लुम्पएढुएढककिल्विषं ॥१॥ सम्यक्तगात्रशल्यानां । व्याप्यानांविश्वदुर्गतेः॥ कदङ्कुर्वंकउद्धारं नत्वास्याद्वादईश्वरं ॥२॥ ॥युग्मं ॥

### ૧ ઢુંઢક મતની ઉત્પત્તિ વિગેરે.

પેહેલા પ્રશ્નમાં ઢુંઢક મતિ કહેછે "ભસ્મ ગ્રહ ઉતર્યા ને દયા ધર્મ પ્રસર્યા" એટલે ભસ્મ ગ્રહ ઉતર્યા પછી અમારો દયા ધર્મ પ્રગટ થયો; આ વાક્ય ઉપરથી પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે શું અગાઉ દયા ધર્મ નહોતો? ઉતર—હતોજ. પરંતુ શ્રી કલ્પ સૂત્રમાં કહ્યુંછે કે શ્રી માહાવીર સ્વામીના નિર્વાણ પદ પામ્યા પછી ભસ્મ ગ્રહ ત્રીસમો બે હજાર વર્ષની સ્થિતિનો પ્રભુને જન્મ નક્ષત્રે બેસશે તેણે કરીને તે બે હજાર વર્ષ સુધી સાધુ સાધવીની ઉદય ઉદય પૂજા નહિં થાય, અને ભસ્મ ગ્રહ ઉતર્યા પછી સાધુ સાધવીની ઉદય ઉદય પૂજા થશે. જેની પૂજા ભસ્મ ગ્રહના પ્રભાવથી મંદ થશે તેનીજ પૂજા પ્રભાવના ભસ્મ ગ્રહ ઉતર્યા પછી વિશેષ થશે, તે પ્રમાણે શ્રી આનંદ વિમળસૂરી, હેમ વિમળસૂરી, વિજયદાનસૂ-

રી, હીરવિજયસૂરી, અને ખરતર ગચ્છી શ્રી જીન ચંદ્રસૂરી પ્રમુખે ક્રિયા ઉદ્ધાર કર્યા ત્યારથી માંડીને અદ્યાપિ પર્યંત ત્યાગી, સંવેગી સાધુ સાધવીની પુજા પ્રભાવના દિવસે દિવસે અધિક અધિક થતી જાયછે અને પાખંડીયોનો મહિમા દિવસાનુદિવસ ઘટતો જાયછે. આ વાત અર્વાચીન સમયમાં પ્રત્યક્ષ દેખાયછે, તેથી શ્રી કલ્પસૂત્રનો પાઠ અક્ષરે અક્ષર સત્યછે, પરંતુ જેઠા કુમતિના કેહેવા પ્રમાણે શ્રી કલ્પસૂત્રમાં એમ નથી લખ્યું કે એક ગુરૂ વિનાનો મુખબંધાનો પંથ નિકળશે, જેનો આચાર વ્યવહાર શ્રી જૈન મતના સિદ્ધાંતોથી વિપરિત હશે, તે પંથવાળાની પુજા થશે અને તેનો ચલાવેલ દયામાર્ગ દિપશે! માટે જેઠમલ્લ મૃષાવાદી જણાયછે. કારણ કે લૌકિક દ્રષ્ટાંત પણ જુઓ. ૧ જે મનુષ્યને રોગ થયો હોય તે રોગની સ્થિતિ પરિપક્વ થયે રોગનો નાશ થાય ત્યારે તેજ મનુષ્ય નિરોગી થાય કે બીજો? ૨ જે સ્ત્રીને ગર્ભ રહ્યો હોય તેની ગર્ભ સ્થિતિ પરિપુર્ણ થયે તેજ સ્ત્રી પ્રસવે કે બીજી? ૩ જે બાળકનું વેવિશાળ થયું હોય તેજ બાળક ઉમર લાયક થયે પરણે કે બીજો? આ દ્રષ્ટાંતો મુજબ ભસ્મગૃહના પ્રભાવથી જે સાધુ સાધવીની ઉદય ઉદય પૂજા થતી નહોતી તેમનીજ ભસ્મ ગૃહ ઉતર્યા પછી ઉદય ઉદય પૂજા થાયછે, પણ ઢુંઢકો આગાઉ નહીં હતા કે ભસ્મ ગૃહ ઉતર્યા પછી તેની ઉદય ઉદય પુજા થાય માટે તે જેઠમલ્લનું લખવું તમામ મિથ્યાજ છે.

વલી શ્રી વગ્ગચુલિયા સૂત્રમાં કહ્યુંછે કે બાવીશ ગોઠિલ્લા પુરૂષો કાળ કરીને સંસારમાં નીચ ગતિમાં તથા ઘણાજ નીચ કુળોમાં પરિભ્રમણ કરી મનુષ્ય ભવ પામશે અને ત્યાં સિદ્ધાંતથી વિરૂદ્ધ ઉન્માર્ગનું સ્થાપન કરશે, જૈન ધર્મના તથા જીનપ્રતિમાના ઉત્થાપક નિંદક થશે, અને જગત નિંદનિક કાર્યના કરનારા થશે, તે પ્રમાણે ઢુંઢકનો પંથ બાવીસ પુરૂષોએ કાઢેલો છે, અને અર્વાચીન સમયમાં તે બાવીશ ટોળાને નામે પ્રસિદ્ધ છે. યત:

तेसाहिमे भवे मज्ज विसएसु सावय वा

णीय कुलेसु पुढो पुढो समुप्पाज्जिसंति तएणंते दुविस वाणियगा उमुक्क बाल वथ्था विणाय पारिणय मित्ता दुठ्ठा द्धिठ्ठा कुसीला परवंचना खलुका पुव्व भव मिच्छत्त भावउ जिणमग्ग पाडिणीया देव गुरु निंदणयात हारुवाणं समणाणं माहणाणं पाडिदुठ्ठकारिणा जिण पणत्ता तत्त मन पसाविणो बहुणं नरनारि सहस्साणं पुराउ निय गप्पा निय काप्पियं कुमग्गं आघवेमाणा पणवेमाणा जिण पाडिमाणं भंजणयाणं हीलंत्ता खिसंत्ता निंदत्ता गारिहंता परिहवंता चेइय तीथ्थाणि साहूसाहूणीय उठ्ठावइसंति ॥

અર્થ—ત્રેથઠમે ભવે મધ્ય ખંડને વિષે શ્રાવકવાણીઆના કુળને વિષે જુદા જુદા ઉપજશે, ત્યાર પછી તે બાવીશ વાણીઆ બાલ્યાવસ્થાને મુકીને વિજ્ઞાને કરીને યુકત, દુષ્ટ, ધિઠ, કુશીળીઆ (ભુંડા આચારને શેવવાવાળા), પરને ઠગવાવાળા, અવિનીત, પુર્વ ભવના મિથ્યાત્વ ભાવથી જીન માર્ગના પ્રત્યનિક (શત્રુ), દેવગુરૂના નિંદક, તથા રૂપના શ્રમણમાહણુ જે સાધુ તેમનાં પ્રતે દુષ્ટતાના કરવા વાળા, જીનપરૂપીત ધર્મના અજાણ, ઘણા હજારો નરનારીની આગળ પોતે પોતાની કલ્પનાએ કરીને કુમાર્ગ સામાન્ય પ્રકારે કહેતા છતાં, વિશેષ પ્રકારે કહેતા છતાં, હેતુ દ્રષ્ટાંત

પરૂપતા છતાં, જીનપ્રતિમાને ભાંગવાવાળા, હીલના કરતા, ખીસણા કરતા, નીંદા કરતા, ગરહા કરતા, પરાભવ કરતા થકા, ચૈત્ય (જીનપ્રતિમા), તિર્થ, અને સાધુ સાધવીને ઉથ્થાપશે.

વલી તેજ સુત્રમાં કહ્યું છે કે શ્રી સંઘનીરાશી ઉપર, ૩૩૩, વરસનો ધુમકેતુ નામે ગ્રહ બેશસે, અને તેના પ્રભાવથી કુમત પંથ પ્રગટ થશે તે પ્રમાણે ઢુંઢકોનો કુમત પંથ પ્રગટ થયેલો છે અને તે ગૃહની સ્થિતિ હવે પુરી થયેલી છે તેથી દિવસાનુ દિવસ તે મતનુ નિકંદન થતું જાય છે! આ વાત આત્માર્થી પુરૂષોએ તે સૂત્રમાં જોઈ લેવી.

સમકિત સાર (સલ્ય)ના પૃષ્ટ બીજાની પંકિત, ૧૯ મી માં લખ્યું છે કે "સિદ્ધાંત દેખીને સંવત ૧૫૩૧ માં દયા ધર્મ પ્રવર્ત્યો" તે કેવળ મિથ્યા છે કેમકે શ્રી ભગવતિ સૂત્રમાં કહયું છે કે ભગવંતનું સાસન એકવીશ હજાર વર્ષ સુધી રેહશે શતક ૨૦ મે ઉદ્દેસે આઠમે યતઃ

**गोयमाजंबुदीवेदीवेभारहेवासेइमीसेउसप्पिणीएममंएकवीसंवाससहस्साइंतिथ्थेअ णुसजिस्सत्ति.**

અર્થ—હે ગોતમ આ જંબુદ્વીપને વિષે ભરતક્ષેત્રને વિષે આ ઉત્સર્પિણીમાં મારૂં તિર્થ એકવીસહજાર વર્ષ સુધી પ્રવર્ત્તશે.

તેથી કુમતિઓએ દયા માર્ગ નામ રાખીને મુખ બંધાનો પંથ ચલાવ્યો છે તે વેશ્યા પુત્ર તુલ્ય છે, કેમકે જેમ વેશ્યાના પુત્રના પિતાનો નિશ્ચય નથી, તેમજ તે મુખ બંધાનો કોઈ દેવગુરૂ નથી અને તે ઉપરથી નીર્ણય થાય છે કે તે સમુછિમ પંથ હુંડા અવસર્પિણીનો પુત્ર છે.

શ્રી ભગવતિ સુત્રના શતક ૨૫ ના ઉદ્દેસા ૬ ઠામાં કહ્યું છે કે વ્યવહારીક છેદોપસ્થાનિય ચારિત્ર ગુરૂના દીધા વિના આવું

નથી; તો મુખ બંધા પંથનો આદિ ગુરૂ ચારિત્રનો દેવાવાળો કોઈ નથી; કેમકે એ ઢુંઢકોનો પંથતો શ્રી સુરતના રહેનાર લવજી, જીવાજી, તથા ભાવસાર ધર્મદાસનો ચલાવેલો છે, વળી તેમનો આચાર તથા વેશ બત્રીશ સુત્રના કથનથી પણ ભ્રષ્ટ છે કારણ કે શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રના પાંચમા સંવર દ્વારમાં જૈન મુનીઓના ચઉદ ઉપગરણ કહ્યા છે યતઃ

**पडिग्गहो १ पायबंधण २ पाय केसरिया ३ पाय ठवणंच ४ पडलाइं तिन्निव ५ रयत्ताणं ६ गोच्छओ ७ तिन्निय पच्छागा १० रओहरण ११ चोलपट्टक १२ मुहणंतक १३ मादीयं १४ एयंपीय संजमस्स उववूहट्ठयाए.**

અર્થ—પાત્ર ૧ પાત્ર બંધન ૨ પાત્ર પ્રમાર્જવાનું ચીવરખંડ ૩ પાત્ર સ્થાપવાનું ૪ ત્રણપડલા ૫ રજસ્ત્રાણ ૬ ગોછા (પાત્ર ઉપર બાંધવાનું) ૭ ત્રિણ પ્રચ્છાદગા ૧૦ રજોહરણ ૧૧ ચોળપટ્ટો ૧૨ મુખ વસ્ત્ર ૧૩ એ આદે દઇને ૧૪ ચૌદ ઉપગરણ સંજમની વૃદ્ધિ અર્થે જાણવા.

ઉપર લખેલા ઉપગરણમાં ઉનના કેટલા, સુતરના કેટલા, તેનું પ્રમાણ કેટલું, શું શું પ્રયોજન, અને કેવી રીતે વાપરવા તે કોઈ પણ ઢુંઢક જાણતો નથી.

અને આ પ્રમાણે ચૌદ ઉપગરણ તેની પાસે પણ નથી માટે તેઓ કુલીંગી છે. વળી ૧ સામાયક ૨ પ્રતિક્રમણ ૩ દિક્ષા ૪ શ્રાવકવ્રત ૫ લોચકરણ ૬ છેદોપસ્થાપનીય ચારિત્ર, વિગેરેની વિધિ

તેઓ કરેછે તે સ્વકપોળ કલ્પીત છે લાંબો પાડાના પુંછડા જેવો રજોહરણ, ઢંગધડા વિનાનો ચોલપટ્ટો, અને કુલીંગની નીશાની રૂપ મુખ બાંધવું તે પણ જૈન શાસ્ત્રાનુસારે નથી. ટુંકામાં એટલુંજ કે ઢુંઢકોની કાંઇ પણ ક્રિયા જૈન શાસ્ત્રોક્ત નથી તેટલા માટે તેઓ દાસી પુત્ર તુલ્ય છે; શેઠાઇનું કાંઈ પણ ચિન્હ તેમની પાસે નથી. અનંતા તિર્થંકરોના અનંતા શાસ્ત્રોની આજ્ઞાથી વિરૂદ્ધ તેઓનો પંથ છે. માટે કોઇ પણ શુદ્ધ ધર્માભિલાષી જૈન મતિઓને તેનો કુ પંથ પ્રમાણ કરવા યોગ્ય નથી.



# જેઠા કુમતિએ સંઘપટ્ટાના કાવ્ય લખ્યા છે તે વિષે.

૧. સંઘપટ્ટાનું ત્રીજું કાવ્ય લખ્યું છે તેમાં (૧૩) ભુલછે અને તેના અર્થમાં લખ્યું છે કે "નવા નવા કુમત પ્રગટ થશે" તે સત્ય છે. અને તે નવિન કુમત પંથ ઢુંઢકોનોજ છે કેમકે તે જૈન સિદ્ધાંતોથી વિરૂદ્ધ છે ત્યાર પછી તે કાવ્યના અર્થમાં લખ્યુંછે કે "છકાયના જીવ હણીને ધર્મ પ્રરૂપશે" ઈત્યાદી સર્વ અર્થ અસત્ય લખ્યો છે કારણ કે કાવ્યાક્ષરમાંથી તેવો અર્થ બીલકુલ નીકળતો નથી. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે તે લખનાર જેઠમલ્લ ઢુંઢક મૃષાવાદી હતો અને તેને અસત્ય લખવાનો બીલકુલ ભય નહોતો માટે તેનું લખવું જરા પણ પ્રતિતિ કરવા યોગ્ય નથી.

૨ સંઘપટ્ટાનું ચોથું કાવ્ય લખ્યું છે તેમાં (૨૩) ભુલછે તેના અર્થમાં લખ્યુંછે કે "હિંસાધરમકો રાજ સુર મંત્રધારીની દીપતી" ઈત્યાદી આખા કાવ્યનો અર્થ લખ્યોછે તે કેવળ અસત્ય અને કોઇને સમજ પડે નહીં તેવોછે કારણ કે કાવ્યાક્ષરમાંથી તેવો અર્થ નિકળતો નથી તેટલા માટે મુખબંધાઓ મહા મૃષાવાદી પશુ તુલ્ય છે. માટે તેનું લખવું બુદ્ધિવંત પુરૂષોને માનવું જોઇતું નથી.

૩ સંઘપટ્ટાનું સત્તરમું કાવ્ય લખ્યું છે તેમાં (૧૭) ભુલછે. તેના અર્થમાં લખ્યુંછે કે "છકાય જીવ હણીને હીંસા એ ધર્મ કહેછે સુત્રવાણી ઢાંકીને કુપંથ પ્રકરણ દેખી કારણ થાપી ચૈત્ય પોસાળ કરાવી અર્થો માર્ગ ઘાલેછે કિહાંઈ સુત્ર મધ્યે દેરા કરાવ્યાં નથી કહ્યાં" એ અર્થ મહા મિથ્યા છે. સબબ કે કાવ્યાક્ષરમાં તે અર્થ છેજ નહીં તેથી એમજ ઠરેછે કે મુખબંધાનો પંથ કેવળ મૃષાવાદી-નોજ ચલાવેલો છે.

૪ સંઘપટ્ટાનું વીશમું કાવ્ય લખ્યુંછે તેમાં (૭) ચુકછે તેનો અર્થ લખ્યો છે તે મહા મિથ્યા છે. એક અક્ષર પણ સાચો નથી એવું અસત્ય તો, મ્લેચ્છ, અનાર્ય, ભંગી પણ લખતા કે બોલતા નથી તો આશ્ચર્ય છે કે એવા મૃષાવાદીઓનો ધર્મ તે દયા-ધર્મ કહેવાયછે!

૫ સંઘપટ્ટાનું એકાવીશમું કાવ્ય લખ્યુંછે તેમાં (૧૨) ભુલછે તે કાવ્યમાં એવો અધિકાર છે કે "વેષધારી જતીઓ જિનપ્રતિમાના ચઢાના ખાવા વાસ્તે સાવદ્ય આદેશ આપેછે" આતો બરાબરછે. પરંતુ જેઠમલ ઢુંઢકે એ કાવ્યનો અર્થ લખ્યો છે તે જુઠો અને નિઃકેવલ સ્વકપોલ કલ્પિત છે.

૬ સંઘપટ્ટાનું ત્રીશમું કાવ્ય લખ્યુંછે તેમાં (૧૩) ભુલ છે. તેનો અર્થ લખ્યોછે તે સર્વે જુઠો છે. સંશય પડે તો વ્યાકરણી પંડિતને દેખાડીને ખાત્રી કરી લેજો.

ઉપર કહ્યા તે છ કાવ્યના અર્થ ઉપર વિચારી જોતાં એમ સિદ્ધ થાયછે કે સમકિત સાર (સલ્ય) ના કર્ત્તાએ પોતાનુ નામ જેઠ-મલ્લ નહિ પણ જુઠમલ્લ એવું અર્થ સાથે સાબીત કરી આપ્યુંછે હવે વિચાર કરવો જોઇએ કે જેને ડગલે ડગલે જુઠું બોલવું, જુઠું ચાલવું, અને જુઠો અર્થ કરવો, તે બાબતમાં જરા પણ ભય નથી તેના ચલાવેલા માર્ગને દયાધર્મ કહેવો અને તે ધર્મને સાચો માનવો તે ભારે કર્મી જીવોનું કામછે.

તે ઢુંઢક પંથની ઉત્પત્તિ જેઠમલજીએ લખીછે તે તમામ જુઠી, મિથ્યા બુદ્ધિના પ્રભાવથી, અને ભવ્ય જીવોને ફસાવવા નિમીત્તે તેમાં સૂત્રની ગાથાઓ વિના પ્રયોજને નાંખીછે પણ તે પંથની ખરી ઉત્પત્તિ હીરકલશ મુનિની બનાવેલી કુમતિ વિધ્વંસન ચોપાઇ તથા અમરસિંઘ ઢુંઢકના પડદાદા (ગુરૂનાગુરૂ તેના ગુરૂ) અમુલક ચંદના હાથની લખેલી ઢુંઢક મતની પટ્ટાવલી ઉપરથી આ નીચે લખીછે.

## ઢુંઢક મતની પટ્ટાવલી.

ગુજરાત દેશના અમદાવાદ નગરમાં એક લુંકા નામે લીખારી (લહીઓ) રહેતો હતો. તે જ્ઞાનજીયતિના ઉપાશ્રયમાં રહી પુસ્તક લખીને આજીવિકા કરતો હતો. એકદા તેના મનમાં બેઇમાની આવી તેથી તેણે એક પુસ્તકના વચમાંનાં સાત પાનાં લખવાં મુકી દીધાં જયારે પુસ્તકના લખાવનારે પુસ્તક અધુરૂં દીઠું ત્યારે લુંકા લહીઆની તેણે ઘણી ભંડી (ફજેતી) કરી, ઉપાશ્રયમાંથી કાઢી મુકયો, અને સર્વે શ્રાવકોને કહી દીધું કે આ લુચ્ચા લુંકાની પાસે કોઈએ કાંઈ પણ પુસ્તક લખાવવું નહિ.

આ પ્રમાણે થવાથી લુંકો આ જીવીકા ભંગ થયો, ઘણુ દુઃખ પામ્યો, તેથી કરીને તે જૈન મતનો દ્વેષી બની ગયો. જયારે અમદાવાદમાં તે લુંકાનું જોર ચાલ્યું નહિ ત્યારે ત્યાંથી સુમારે ચાલીશ ગાઉ દુર લીંબડી કરીને ગામ છે ત્યાં તેનો લખમશી કરીને કોઈ વાણીઓ મિત્ર હતો તેની તરફથી કાંઈ આશ્રય મળશે એમ ધાર્યું. લખમશી ત્યાંના રાજયનો કારભારી હતો તેથી તેનું ધારવું સફળ થાય તેમાં નવાઈ નહોતી. પછી લુંકો લીંબડી ગયો, ત્યાં જઈ લખમશીને કહ્યું કે ભગવંતનો માર્ગ લોપાઈ ગયો છે, લોકો અવળે રસ્તે ચાલે છે, મેં અમદાવાદમાં ઘણા લોકોને સાચો ઉપદેશ કર્યો પણ મારૂં કહેવું ન માનતા ઉલટો મને ત્યાંથી મારી પીટીને કાઢી

મુક્યો. એટલે હું તારી તરફથી સહાય મળશે એમ ધારી અત્રે આવ્યો છું માટે જો તું મારી સહાય કરે તો હું સાચા દયા ધર્મની પરૂપણા કરૂં. આ પ્રમાણે હળા હળ વિષ પ્રાય અસત્ય ભાષણ કરી બીચારા કાળજા વિનાના અને મુઢ મતિના લખમશીને સમજાવ્યો, એટલે તેણે તેની વાત સાચી માની અને લુંકાને કહ્યું કે તું ખુશીથી આ રાજ્યની અંદર પરૂપણા કર, હું તારા ખાનપાનની ખબર રાખીશ. આવી રીતે સહાય મળવાથી લુંકાએ સંવત (૧૫૦૮) માં જૈન માર્ગની નિંદા કરવી શરૂ કરી. આશરે છવીશ વર્ષ સુધી તો તેનો ઉન્માર્ગ કોઇએ અંગીકાર કર્યો નહિ છેવટ સંવત (૧૫૩૪) માં એક અકલનો અંધ ભુણા નામે વાણીઓ તેને મળ્યો તે ભુણાએ મહા મિથ્યાત્વના ઉદયથી તેનો મૃષા ઉપદેશ માન્ય કર્યો અને લુંકાના કહેવાથી ગુરૂ વિના વેષ પહેરીને મુંઢ અજ્ઞાની જીવોને જૈન માર્ગથી ભ્રષ્ટ કરવાનું શરૂ કર્યું.

•લુંકાએ એકત્રીશ સુત્ર સાચા માન્યાં, અને વ્યવહાર સુત્ર સાચું માન્યું નહિ, વળી જે જે જગ્યાએ મુળ સુત્રનો પાઠ જિનપ્રતિમાના અધિકારનો હતો ત્યાં મન કલ્પિત અર્થ જોડીને લોકોને સમજાવવા લાગ્યો.

ભુણો એટલે ભાણજીનો શિષ્ય રૂપજી સંવત (૧૫૬૮) માં થયો, તેનો શિષ્ય સંવત (૧૫૭૮) ના મહાશુદ પાંચમને દીવસે જીવાજી નામે થયો, સંવત (૧૫૮૭) ના ચૈતરવદી ચોથે તેનો શિષ્ય વૃદ્ધવરસિંહજી નામે થયો, સંવત (૧૬૦૬) માં તેનો શિષ્ય વરસિંહજી થયો તેનો શિષ્ય સંવત (૧૬૪૯) માં જસવંત નામે થયો. તેની પાછળ સંવત (૧૭૦૯) માં વજરંગજી નામનો લુંપકાચાર્ય થયો.

શ્રી સુરતના રહેવાશી વોરા વીરજીની દીકરી ફુલાંબાઇના દત્તપુત્ર લવજીએ વજરંગજીની પાસે દીક્ષા લીધી. દીક્ષા લીધા પછી બે વર્ષ થયા ત્યારે શ્રી દશવૈકાળિક સુત્રનો ટબો વાંચ્યો, વાંચીને ગુરૂ પ્રત્યે કહેવા લાગ્યો કે તમે તો સાધુના આચારથી ભ્રષ્ટ છો. એમ કહેવાથી જ્યારે ગુરૂની સાથે લડાઈ થઇ ત્યારે

લવજીએ લુંપકમત અને ગુરૂને વોસરાવીને થોભણરીખ વિગેરેને સાથે લઇ સ્વયમેવ દીક્ષા લીધી, અને મુખની ઉપર પાટો બાંધ્યો તે લવજીના શિષ્ય સોમજી તથા કાનજી થયા. તેની પાસે ગુજરાતનો રેહેનાર ધરમદાસ છિપો દીક્ષા લેવા આવ્યો. તે કાનજીનો આચાર ભ્રષ્ટ જાણી સ્વયમેવ સાધુ બની ગયો અને મુહપતિ મોઢે બાંધી. ધરમદાસને રેહેવાનું મકાન ઢુંઢ અર્થાત ફુટેલ ( ખંડેર ) હોવાથી લોકોએ તેનું ઢુંઢક એવું નામ આપ્યું.

લુંપકમતિ કુંવરજીના ચેલા ધરમશી, શ્રીપાળ, અને અમીપાળ એ ત્રણ થયા. તેણે પણ ગુરૂને છોડી સ્વયમેવ દીક્ષા લીધી તેમાંથી ધરમશીએ આઠ કોટી પચખાણનો પંથ ચલાવ્યો. તે ગુજરાત દેશમાં પ્રસિદ્ધ છે.

ધરમદાસ છિપાનો ચેલો ધનાજી થયો, તેનો ચેલો ભુદરજી થયો, અને તે ભુદરજીના ચેલા રઘુનાથ, જેમલ, અને ગુમાનજી એ ત્રણ થયા. તેનો પરિવાર મારવાડ દેશમાં વિચરેછે. તથા ગુજરાતને માળવામાંપણ છે.

રઘુનાથના ચેલા ભીખમે તેરાપંથી મુખબંધાનો પંથ ચલાવ્યોછે.

લવજી ૧ નો ચેલો સોમજી ૨ સોમજીનો હરિદાસ ૩ તેનો ચેલો વૃંદાવન ૪ તેનો ચેલો ભવાનિદાસ ૫ તેનો ચેલો મલુકચંદ ૬ તેનો ચેલો મહાસિંઘ ૭ તેનો ચેલો ખુશાલરાય ૮ તેનો ચેલો છજમલ ૯ તેનો ચેલો રામલાલ ૧૦, અને તેનો ચેલો અમરસિંહ ૧૧ મો થયો તે અમરસિંહના ચેલા હાલ પંજાબ દેશમાં મુખ બાંધીને ફરે છે.

કાનજીના ચેલા માળવા અને ગુજરાત દેશમાં છે.

સમકિતસાર (સમકીતસલ્ય) જેનું ખંડન લખાયછે તેનો કર્તા જેઠમલ્લ ધરમદાસ છીપાના ચેલાઓમાંથી હતો અને તે ઢુંઢકના આચરણથી પણ ભ્રષ્ટ હતો. તેથી તેના ચેલા દેવચંદ અને મોતીચંદ બેજણ તેને છોડી દઇને દિલ્લી શેહેરમાં જોગરાજના ચેલા હજારીમલ્લની પાસે આવીને રહ્યા હતા. દિલ્લીના રેહેનાર

ઓસવાળ શ્રાવક કેસરમલ તેનો શેવક હતો. તે કેસરમલને મોંઢેથી અમોએ દેવીચંદ તથા મોતીચંદના કહેવા મુજબ સાંભળ્યુંછે કે તે જેઠમલ્લ એકલો મૃષાવાદી હતો એટલુંજ નહીં પરંતુ તેના શિયલ સંતોષનું પણ ઠેકાણું નહોતું. માટે તેણે જે લુંપક મતની ઉત્પત્તિ લખીછે તે બીલકુલ જુઠી અને સ્વકપોળ કલ્પીત છે. અને મેં જે ઉપર મુજબ ઉત્પત્તિ લખીછે તે ઉપર દર્શાવેલ પ્રતોના આધારથીજ લખી છે. તેમાં જે કોઈ ઢુંઢક અથવા લુંપકને અસત્ય જણાય તો તેણે મારી પાસેથી પુર્વોક્ત ગ્રંથ જોઈ લેવો.

## અગીઆરમા પૃષ્ટમાં (પર) પ્રશ્ન લખ્યા છે તેનો ઉત્તર.

પહેલા અને બીજા પ્રશ્નમાં લખ્યુ છે કે ૧ ચેલા વેચાતા લ્યો છો, ૨ નાના છોકરાને આચાર ભણાવ્યા વગર દિક્ષા દ્યોછો.—તેના જવાબમાં લખવાનું કે અમારા શાસ્ત્રમાં એ બંને કામ ન કરવા એમ લખ્યુ છે અને અમે કરતા પણ નથી. જતી લોકો કરે છે તો તેઓ પોતાનામાં સાધુપણાનો અહંકાર ધારણ કરતા નથી. પણ ઢુંઢકના ગુરૂ લુંકાગચ્છમાં તો દરેક પાટ વેચાતા શીષ્યથીજ ચાલતા આવ્યા છે. વળી ઢુંઢકો પણ આ બંને કામ કરે છે તેના દ્રષ્ટાંત. ૧ જેઠમલ્લના ટોળાના રામચંદે ત્રણછોકરા એવી રીતે લીધા છે. ૨ મનોહરદાસના ટોળાના ચતુરભુજે ભરતા નામે છોકરો લીધો છે. ૩ ધનીરામે ગોરધન નામે છોકરો લીધો છે. ૪ મંગળસેને બે છોકરા લીધા છે. ૫ અમરસિંઘના ચેલાએ અમીચંદ નામે છોકરો લીધો છે. ૬ રૂપા આરજાએ દુરગી છોકરી પાંચવર્ષની લીધીછે ૭ રાજા ઢુંઢણીએ જીવા છોકરી ત્રણ વર્ષની ૮ યશોદા ઢુંઢણીએ મોહનીઆ અને સુંદરી છોકરી સાત વર્ષની ૯ અને હીરા ઢુંઢણીએ પાર્વતી નામે છોકરી છ વર્ષની લીધી છે. ૧૦ અમરસિંઘના સાધુએ રામચંદ્ર નામે છોકરો તેના બાપને અઢીસેં રૂપૈયા દઈને ફીરોજપુરમાં લીધો છે. ૧૧ બાળકરામે લાલચંદ છોકરો ૮ વર્ષનો ૧૨ બળદેવ ઢુંઢકે પાંચવર્ષનો છોકરો. ૧૩ અને રૂપચંદ ઢુંઢકે પાલી

નામે છોકરો ઠાકોત ( નીચા વરણ) નો આઠવર્ષનો લીધો છે. ૧૪ ભાવનગરમાં ભીમજી રિખના શિષ્ય ચુનીલાલ અને તેના શિષ્ય ઉમેદચંદે એક છોકરો દરજીનો લીધો હતો જેની માતાએ જીનમંદિરમાં આવી પોતાનું દુઃખ બતાવીને રૂદન કર્યું હતું અને છેવટ ફોજદારી કોર્ટે તે છોકરો તેની માને પાછો સોંપાવ્યો હતો.

ઉપર પ્રમાણે સેંકડો ઢુંઢકો એવું કામ કરેછે. સંવેગી જૈનમુનીઓ જે કદીપણ એવું કામ કરતાં નથી તેની ઉપર જેઠમલ ઢુંઢક તે કલંક મુકેછે તો તે પ્રમાણે ખોટું લખવાથી તણે પોતાને હાથે પોતાનુ મોઢું કાળું કરેલું છે.

ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં લખવાનું કે પંચ વસ્તુકનામે શાસ્ત્રમાં લખ્યું છે કે દીક્ષા સમયે મુળનુ નામ ફેરવીને સારૂં નામ રાખવું. ઢુંઢકો તે વાત માન્ય કરતાં નથી તે મહામિથ્યાત્વનો ઉદયછે.

ચોથા પ્રશ્નમાં લખ્યું છે કે "કાન ફડા તેહો" તેના ઉત્તરમાં લખવાનું કે એમ તો કાન ફડાવતા નથી, કાનતો કાન ફટા જોગી ફડાવે છે તેથી જેઠાનુ લખવું મિથ્યા છે.

"૫ ખમાસણે વહોરો છો, ૬ ઘોડા, રથ, વેલ, ડોળીએ બેસો છો. ૭ ગૃહસ્થને ઘેરે બેશીને વહોરો છો, ૮ ઘેર જઇ કલ્પસૂત્ર વાંચો છો, ૯ નિત્ય પ્રેત તેહીજ ઘરે વહોરો છો, ૧૦ અંધોળ કરો છો, ૧૧ જ્યોતીષ નિમિત્ત પ્રયુંજો છો, ૧૨ કળ વાણી કરી દીઓ છો, ૧૩ મંત્ર, જંત્ર, ઝાડો, ઔષધ કરો છો," આ નવ પ્રશ્નના ઉત્તરમાં લખવાનું કે જૈનમુનીઓને તે સર્વે પ્રશ્ન કલંક રૂપ છે. કારણ કે જૈન સંવેગી સાધુ એમ કરતાંજ નથી પણ છેલા પ્રશ્નમાં કહ્યા મુજબ મંત્ર, જંત્ર, ઝાડા, ઔષધ વિગેરે ઢુંઢક સાધુઓ કરે છે. દ્રષ્ટાંત ૧ ભાવનગરમાં ભીમજી રિખ તથા ચુનીલાલ, ૨ બરવાળામાં રામજી રિખ, ૩ બોટાદમાં અમરશી રિખ, ૪ ધ્રાંગધરામાં શામજી રિખ તથા ગુલાબચંદ રિખ વિગેરે મંત્ર, જંત્ર, કરે છે, ચીઠીઓ લખી દઇને ધોવરાવીને પાય છે, કાચા પાણીની ટબુડીઓ મંત્રી આપેછે, પોતાની પાસેથી ઔષધના પડીકાં આપે

છે, બાળકોને માથે રજોહરણ ફેરવે છે વિગેરે તમામ આચરણ કરે છે. તેથી તે ડાધતો ઢુંઢકોનેજ કપાળે છે.

૧૪ મા પ્રશ્નમાં કહ્યા પ્રમાણે સામૈઉં કરીને ગુરૂને લાવવાનું શ્રી વ્યવહારભાષ તથા શ્રાદ્ધવિધિ આદિ ગ્રંથોમાં કહ્યું છે, વળી ઢુંઢકો પણ સામૈઉં તથા વળાવવાની વખતે વાજીત્ર વગડાવે છે. ભાવનગરમાં ગોબરરિખનું સામૈઉં તથા રામજીરિખને વળાવ્યા ત્યારે વાજીત્ર વગડાવ્યાં હતાં, અને તે પ્રમાણે બીજે પણ થાય છે.

૧૫મા પ્રશ્નમાં "લાડુપ્રતિષ્ટાવો છો" લખ્યું છે તે અસત્ય છે.

૧૬ સાતક્ષેત્ર ધન કઢાવો છો, ૧૭પોથી પુજાવોછો, ૧૮સંઘપૂજા કરાવો છો અને સંઘ કઢાવો છો, ૧૯દહેરાની પ્રતિષ્ટા કરાવોછો, ૨૦ પજુસણમાં પોથી આપી રાતી જગો કરાવો છો, એ પાંચ પ્રશ્નસત્ય છે કેમકે અમારા શાસ્ત્રોમાં એવી રીતે કરવાનું લખ્યું છે. જેમ ઢું-ઢકો દીક્ષા મહોત્સવ તથા મરણ મહોત્સવ કરેછે તેમ અમારા શ્રાવકો પણ દેવ, ગુરૂ, સંઘ, તથા શ્રુતની ભક્તિ કરે છે, અને એ પ્રમાણે દેવ, ગુરૂ, સંઘ અને શ્રુતની ભક્તિ કરવાથી તિર્થંકર ગોત્ર બંધાય છે તે વિષે શ્રીજ્ઞાતા સૂત્ર વિગેરે શાસ્ત્રોમાં કહ્યું છે, તેને દેખીને તમારા પેટમાં કેમ શૂળ ઉઠેછે. વળી એ પાંચ બાબતમાં સાધુનો તો ઉપદેશ છે.

૨૧ મા પ્રશ્નમાં લખ્યું છે કે " પુસ્તક પાત્રા વેચો છો " તેનો ઉત્તર—અમારા સાધુ કોઈ એવું કામ કરતા નથી, કરે તો તે સાધુ નહિ, પરંતુ મુખ બાંધીને ફરનાર ઢુંઢક અને ઢુંઢણીઓ એમ કરેછે. દ્દષ્ટાંત. ૧ અજમેરમાં ઢુંઢણીઓ રોટલી વેચે છે, ૨ જયપુરમાં ચરખા કાંતે છે, ૩ બળદેવ, ગુલાબ, નંદરામ, અને ઉત્તમ પ્રમુખ રીખો કપડાં વેચે છે, ૪ ભીઆણી ગામમાં નવનિધ ઢુંઢક દુકાન માંડીને પેઢી ચલાવે છે, ૫ દીલ્હિમાં ગોપાળ ઢુંઢક હુક્કાની તમાકુ બનાવીને વેચે છે, ૬ વાંકાનેર તથા દીલ્હિમાં ઢુંઢણીઓ અકાર્ય કરે છે. ૭ કનીરામના ચેલા રાજમલે કેટલાએક અકાર્યો કરેલાં છે એમ સાંભળ્યું છે, ૮ કનીરામનો ચેલો દયાચંદ બે

ઢુંઢક આર્યિકાઓને લઈને ભાગી ગયો છે, ૯ બોટાદમાં ફ્રેશાબજી શિખ પછમ ગામની વાણિઆણને લઈને ભાગી ગયો છે, આ તમારા (ઢુંઢકના) દયા ધર્મની ઉદય ઉદય પૂજા થઈ રહી છે!

૨૨ માલ ઉગટાવો છો, ૨૩ આધાકરમી પોશાળે રહો છો, ૨૪ માંડવી કરાવોછો, ૨૫ ટીપણી કરાવી રૂપીઆ લીઓ છો, ૨૬ ગૌતમ પડઘો કરાવો છો, એ પાંચ પ્રશ્ન અસત્ય છે. કારણકે સંવેગી મુનીઓ એમ કરતા નથી. પરંતુ ૨૩ માં તથા ૨૪મા પ્રશ્ન મુજબ ઢુંઢકોના રિખો કરેછે.

૨૭ સંસાર તારણ તેલો કરાવો છો, ૨૮ ચંદન બાળાનો તપ કરાવોછો, આ બંને પ્રશ્ન ઠીક છે. જેમ શાસ્ત્રોમાં મુક્તાવળી, કનકાવળી, સિંહનિક્રિડીતાદિ તપ લખ્યા છે તેમ આ પણ તપ છે. અને તેથી કર્મનો ક્ષય અને આત્માનું કલ્યાણ થાય છે.

૨૯ તપસ્યા કરાવી પૈસા લ્યોછો, ૩૦ સોનારૂપાની નીસરણી લ્યોછો, ૩૧ લાખા પડવો કરાવો છો, એ ત્રણે પ્રશ્ન મિથ્યા છે.

૩૨ ઉજમણા ઢોવરાવોછો, અર્થાત ઉજમણાકરાવોછો લખ્યું છે તો તે કાર્ય ઉત્તમ છે કારણ કે તે શ્રાવકનો ધર્મ છે અને તેથી શાસનની ઉન્નતિ થાય છે. વળી શ્રાદ્ધવિધિ તથા સંદેહ દોલાવળી ગ્રંથમાં લખ્યું છે.

૩૩ પુંજ ઢોવરાવોછો—તે શ્રાવકની કરણીછે અને દેરાશરની ભક્તિ નિમિત્તે તેઓ કરે છે.

૩૪ શ્રાવક પાસે મુંડકું અપાવી ડુંગરે ચડોછો—તે અસત્યછે. કારણ કે અદ્યાપિ પર્યંત કોઈ પણ જૈનતિર્થે સાધુનું મુંડકું લેવાતું નથી.

૩૫ માળ આરોપણ કરો છો—તે શ્રીમહાનીશીથ સૂત્રમાં કહ્યું છે.

૩૬ અશોક વૃક્ષ બનાવોછો—તે શ્રાવકનો ધર્મ છે.

૩૭ અષ્ટોત્તરી સ્નાત્ર કરાવોછો—તે શ્રાવકની કરણી છે તેથી અરિહંત પદનું આરાધન થાય છે, યાવત્ મોક્ષ સુખની પ્રાપ્તી થાય

છે. શ્રીરાયપસેણી સૂત્ર પ્રમુખ સિદ્ધાંતોમાં સત્તર ભેદથી યાવત્ અષ્ટોત્તર શત ભેદ સુધી પૂજા કરવી કહી છે.

૩૮ પ્રતિમા આગળ નૈવેદ ધરો છો—તે ઉત્તમ છે તેથી અણાહારી પદની પ્રાપ્તી થાય છે, તે શ્રીહરીભદ્રસૂરી કૃત પૂજા પંચાશીકા તથા શ્રાદ્ધ દિનકૃત્ય વિગેરે ગ્રંથમાં કહ્યું છે.

૩૯ શ્રાવકને તથા સાધુને મસ્તકે વાસ ક્ષેપ કરોછો—તે કલ્પસૂત્રની વૃત્તિ વિગેરે શાસ્ત્રમાં કહ્યું છે, પણ તમે( ઢુંઢકો )દીક્ષા અવસરે રાખ નાંખો છો તે વ્યાજબી કરતાં નથી કારણ કે જૈન શાસ્ત્રોમાં રાખ નાખવી કહી નથી.

૪૦ નાંદ મંડાવોછો લખ્યું છે—તે ઠીક છે જીન મંદિરમાં વ્રત તથા દિક્ષા આપવી એમ શ્રીઅંગચુલીઆ સૂત્રમાં કહ્યું છે. યતઃ

तिहि नखत्त महुत्त रविजोगा इय पसन्न दिवसे अप्पा वोसिरामि । जिण भणाइ पहाण खित्ते । गुरू वंदित्ता भणइ इछकारि तुम्हे अम्ह पंच महव्वयाइं । राइभोयण वेरमणं छट्ठाइं आरोवावणिया ॥

અર્થ—તિથી, નક્ષત્ર, મુહુર્ત, રવીજોગાદિક જોગ, એવા પ્રશસ્ત દીવસે આત્માને પાપથકી વોસીરાવે; તે જીન ભુવનાદી પ્રધાન ક્ષેત્રને વિષે ગુરૂને વાંદીને કહે—પસાય કરી તમે હમને પાંચ મહાવ્રત અને રાત્રી ભોજન વિરમણ છઠું આરોપો (આપો).

૪૧ “ મદીક્યાક બાંધોછો ”—લખ્યું છે તે મિથ્યા છે.

૪૨ વાંદણા દેવરાવોછો—વંદણા કરવી તે શ્રાવકનો મુખ્ય ધર્મ છે.

૪૩ લોકોનેમાથે ઓઘો ફેરવોછો—તે અમારા સંવેગી મુનિઓ કરતા નથી; પણ તમારા રિખો રજોહરણ ફેરવે છે તે આગાઉ લખી ગયા છીએ.

૪૪ ગાંઠે ગરથ રાખોછો—તે મહા અસત્ય છે અને પ્રમાણે લખવાથી તેરમુ પાપસ્થાનક બાંધ્યું છે.

૪૫ ડંડાસણ રાખોછો—તે શ્રીમહાનિસીથ સુત્રમાં કહ્યું છે.

૪૬ સ્ત્રીના સંઘટ કરોછો—તે મિથ્યા છે.

૪૭ પગ લગી નીચી પછેડીઓ ઓઢોછો—તે ખોટું છે. કારણ કે સંવેગી મુનિ ઓઢતા નથી, પણ તમારા રિખો પગની પાની સુધી લાંબો ઘાઘરા જેવો ચોળ પટ્ટો પહેરે છે.

૪૮ સુરી મંત્ર લ્યોછો—તે ગણધર મહારાજની પરંપરાએ છે તેથી સત્ય છે.

૪૯ કપડા ધોવરાવોછો - તે અસત્ય છે.

૫૦ આંબેલની ઓળી કરાવોછો—તે મહા ઉત્તમ છે. શ્રીપાળ ચરિત્ર આદી શાસ્ત્રોમાં કહ્યું છે. અને તેથી નવ પદનું આરાધન થાય છે યાવત્ મોક્ષ સુખની પ્રાપ્તિ કરી લેવાય છે.

૫૧ જતી મુવા કેડે લાડવો લાહોછો—તે અસત્ય છે. અમે તેવું સાંભળ્યું પણ નથી, કદાચ તમારા ઢુંઢકો કરતા હોય ને તેથી યાદ આવી ગયું હોય એમ ભાસે છે.

૫૨ જતી મુવા કેડે થુભ કરાવોછો—તે શ્રાવકની કરણી છે; ગુરૂભક્તિ નિમિત્ત કરવું તે શ્રાવકનો ધર્મ છે. શ્રી આવશ્યક સૂત્રમાં લખ્યું છે, અને તેમાં સાધુનો આદેશ નથી.

ઉપર પ્રમાણે (૫૨) પ્રશ્ન જેઠમલજીએ લખ્યા છે તે મહા મિથ્યાત્વના ઉદયથી લખ્યા છે; પરંતુ અમે તેના યથાર્થ ઉત્તર શાસ્ત્રાનુસારે આપ્યા છે તે સુગુણી પુરૂષોએ ધ્યાન દઈને વાંચી જોવા.

હવે ઢુંઢકના રિખો અજ્ઞાનીઓ શાસ્ત્રના આધાર વિના કેટલાએક મિથ્યા આચારો સેવે છે તે વિગેરેના પ્રશ્ન આ નિચે લખ્યા છે.

૧ આખો દિવસ મોઢું બાંધીને ફરોછો તે ક્યા શાસ્ત્રથી?

૨ બળદના પુંછડા જેમ લાંબો રજોહરણ લટકાવી ચાલોછો તે ક્યા શાસ્ત્રથી?

૩ બીજાની જેમ પાટડી બાંધોછો તે ક્યા ?

૪ બેઆ ચેલી વેચાતા લ્યોછો તે ક્યા ?

૫ એઠા વાસણનું ધોણ સમુર્છિમ મનુષ્યોત્પત્તિ યુક્ત લ્યોછો અને તે પીઓછો તે ક્યા ?

૬ પુજ્ય પદ્દીની ચાદર ઓઢોછો તે ક્યા ?

૭ પેશાબથી ગુદા ધોવોછો તે ક્યા ?

૮ લોચ કરીને પેશાબથી માથું ધોવોછો તે ક્યા ?

૯ પેશાબથી મુહપતિ ધોવોછો તે ક્યા ?

૧૦ ચમાર (ઢેઢ) ભંગી આદિને દિક્ષા ધોછો તે ક્યા ?

દ્રષ્ટાંત—શ્રીહાંસી ગામમાં લાલચંદરિખ ઢેઢ જાતિનો થયેલો હતો અને તેણે શ્રી અંબાલામાં કાળ કર્યો છે; જે જગાએ તેનો થુભ પણ કરાવેલો વિદ્યમાન છે.

૧૧ છીપા તથા ભરવાડને દિક્ષા ધોછો તે ક્યા ?

૧૨ કલાલ, છીપા તથા ભરવાડના ઘરનું ખાઓછો તે ક્યા ?

૧૩ સઝયાતર ઘરનું આહાર પાણી આવતા જતા લ્યોછો તે ક્યા ?

૧૪ વિહાર કરતાં ઇરીઆવહી પડિક્કમોછો તે ક્યા ?

૧૫ કાયોત્સર્ગને ધ્યાન કહોછો તે ક્યા ?

૧૬ નદિમાં પોતે ઉતરવું પણ આહાર પાણી ન લઇ જવું તે ક્યા ?

૧૭ પ્રતિક્રમણ કરી રહ્યા પછી ખમાવોછો તે ક્યા ?

૧૮ પાખીની પેંઠ લ્યોછો તે ક્યા ?

૧૯ બે સાધુ વચ્ચે સાત પાત્રા રાખો છો તે ક્યા ?

૨૦ જેના ઘરની એક વસ્તુ અસુઝતી હોય તેનું ઘર આખો દિવસ અસુઝતુ ગણવું તે ક્યા ? દ્રષ્ટાંત—શ્રીલોડળમાં એક રિખ સેવાણી ફળીઆમાં ગોચરી કરવા જતો હતો તેને એક ઢુંઢકની ખડકીમાં પેસતાં કુત્તો ભસ્યો. ઢુંઢકે રિખજીને બોલાવ્યા ત્યારે રિખજીએ કહ્યું “નહિ ! નહિ ! આજતો તેરી ખડકી અસુઝતી હો

ગઇ, હમ નહીં આવેંગે ” આ વચન સાંભળી ઢુંઢક બોલ્યો- તેનું શું કારણ? રિખજીએ જવાબ દીધો “ કુત્તે ઉખાડે મુખસે ભસે ” ઢુંઢક બોલ્યો—રિખજી! બચરજી રિખતો કુત્રુ ભસે છે તોપણ આવે છે. પુજ્યજીએ જવાબ દીધો “ સોતો એસાહી હે, હમ આનેવાલે નહિ ” એ પ્રમાણે કહીને રસ્તો પકડ્યો. આ સંવાદ સાંભળવાને એક મશ્કરો ઉભો હતો તે બોલ્યો કે રિખજી! કોઈ ગામમાં પેસતાં તમારો વેષ જોઇને કુત્રુ ભસે તો તમારે તે ગામ આખુ અસુઝતુ થઈ જતુ હશે નહિ વારૂ!!

સુજ્ઞજનો આ બનેલી વાત ઉપરથી વિચાર કરવો ઘટે છે કે આવી રીતે ઉપરથી ખોટો ડોળ દમામ દેખાડીને ભોળા લોકોને પોતાના ફંદમાં ફસાવી દેછે; માટે એવા ભોળા લોકોના રક્ષણ નિમિત્તે યથાશક્તિએ તે કુપંથનું (ઉન્મુળના) કરવાને તત્પર થવું જોઇએ.

૨૧ કપડાં વહોરવાં તેના બદલાનું પચ્ચખાણ કરાવો છો તે ક્યા ?

૨૨ જે વંદના કરે તેને “દયા પાળોજી” કહોછો તે ક્યા ?

૨૩ એક અંકથી એટલે નવ રૂપીઆની કિંમત ઉપરાંતના કપડા ન લેવા તે ક્યા ?

૨૪ ધારણા મુજબ ત્યાગ કરાવોછો તે ક્યા ?

૨૫ બાર પહોરનું ઉનુ પાણી લ્યોછો તે ક્યા ?

૨૬ જ્યારે દિક્ષા દો ત્યારે પહેલા ઇરિઆવહી પડિક્કમાવો, સર્વ શ્રાવકો પાસે વંદણા કરાવો, અને પછી દિક્ષા આપો તે ક્યાં?

૨૭ ચાદર સંકૃતતો ચોળપટો મલીન અને ચોળપટો ઉજળો તો ચાદર મલીન તે ક્યા ?

૨૮ કોઈ રિખ કાળ કર્યાના ખબર આવે અથવા મરી જાય ત્યારે ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરોછો તે ક્યા ?

૨૯ ઉભા રહીને કાઉસગ્ગ કરોતો બે હાથ લાંબા કરીને અને બેસીને કરો તો બે હાથ એકઠા કરીને કરોછો તે ક્યા ?

૩૦ પડિમા ધારી શ્રાવક નામ ધરાવી રિખને વેષે ફરવું અને માગી ખાવું તે ક્યા ?

૩૧ પુજ્યજી મહારાજ કહેવું તે ક્યા ?

૩૨ પુજ્ય પદ્વિની વખતે ચાદર દેવી તે ક્યા ?

૩૩ ચોળપટાના બે છેડા ધાઘરાની જેમ શીવી લઈને સ્ત્રી-ઓની પેઠે મોઢા આગળ પાટલી વાળીને પહેરવો તે ક્યા ?

૩૪ વ.ી દિક્ષા દેવી ત્યારે દશ વૈકાલિકનું છ જીવણીઆ અધ્યયન સંભળાવવું તે ક્યા ?

૩૫ લોચ કરાવીને સર્વ સાધુને વંદણા કરવો કે ક્યા ?

૩૬ જ્યારે પુજ્ય પદ્વી ધોછો ત્યારે ચાદરના ચાર છેડા પકડી રાખનારેને એક એક વિગય અથવા વસ્તુનો ત્યાગ કરાવો છો તે ક્યા ?

૩૭ પલ્લુ રાખવું જેમાં પાત્ર મુકીને દિશાએ જાઓછો તે ક્યા ?

૩૮ રાત્રે માંથુ ઢાંકીને બહાર નીકળવું અને દીવસે સવારથી માંડીને ઉઘાડે માથે ફરવું તે ક્યા ?

૩૯ ધોણુમાંથી તથા પાણીમાંથી પુરા પ્રમુખ જીવ નીકળે તેને ઢીલી માટીમાં એટલે કચરામાં નાંખોછો તે ક્યા ? કારણ કે તે કચરામાં કાચી માટી તથા નીગોદ હોય છે.

૪૦ જ્યારે ગૃહસ્થને ઘેર ગોચરી જવું ત્યારે ચોરની જેમ પેસવું અને નીકળવું ત્યારે શાહુકારની જેમ નીકળવું કહોછો તે ક્યા ?

૪૧ આઠ પહોરનો પોસહ કરે તો (૨૫) વ્રતનું* ફળ કહોછો તે ક્યા ?

૪૨ દયા પાળે તો દશ વ્રતનું ફળ બતાવોછો તે ક્યા ?

૪૩ સમકીત ધોછો ત્યારે (૨૫) વ્રત કરાવોછો તે ક્યા ?

૪૪ મોટુ સમકીત ધોછો ત્યારે(૧૮૦) વ્રત કરાવોછો તે ક્યા?

---

* ઢુંઢીઆ લોકો ઉપવાસને વ્રત કહે છે.

૪૫ ઉપવાસ પ્રમુખ તપસ્યાને પારણે પોરસી કરે તો બે ઉપવાસનું ફળ કહોછો તે ક્યા ?

૪૬ છઠ વિગેરે તપસ્યાને પારણે પોરસી કરે તો પાંચગણું તપસ્યા ફળ કહોછો તે ક્યા ?

૪૭ ચાર ચાર મહીને આલોયણ કરો છો ત ક્યા ?

૪૮ પોસહ કરેતો અગીઆર મહોટા વ્રત કહીને ઉચરાવોછો તે ક્યા ?

૪૯ પોસહ પારેતો અગીઆર નાના વ્રત કહીને પરાવોછો તે ક્યા ?

૫૦ સામાયક કરેતો નવમુ વ્રત કહીને ઉચરાવોછો તે ક્યા ?

૫૧ સામાયક કરેતો એક બે મુહુર્ત અથવા એક બે ઘડી ઉચરાવતા કહેવી તે ક્યા ?

૫૨ સામાયક પારે તો નવમુ સામાયક વ્રત કહીને પરાવવું તે ક્યા ?

૫૩ જો વ્રત કરીને પાણી પીવું હોય તો પોસહ ન કરે સંવર કરે ત ક્યા ?

૫૪ જ્યારે કોઈ દિક્ષા લેવાવાળો હોય ત્યારે તેના નામથી પુસ્તક તથા વસ્ત્ર પાત્ર લ્યોછો તે ક્યા ?

૫૫ જ્યારે આહાર કરોછો ત્યારે પાત્રા નીચે એક વસ્ત્ર પાથરોછો જેનું નામ માંડલા કહોછો તે ક્યા ?

૫૬ દહીંની છાશ તથા ગળા પાણી પીને એક બે માસ સુધી રહેવું અને કહેવું કે મહીના બે મહીનાના ઉપાસ કર્યા તે ક્યા ?

૫૭ એક સાધુને મહીનાથી વધારે તપસ્યા કરાવીને બધા રિખો કલ્પથી અધિક એક જગાએ રહોછો તે ક્યા ?

૫૮ જ્યારે લોચ કરોછો ત્યારે ગૃહસ્થની પાસે ઉપવાશાદિક કરાવો છો તે લોચ પોતે કરવો અને દંડ ગૃહસ્થની પાસેથી લેવો તે ક્યા ?

૫૯ રજોહરણની ડાંડી ઉપર કપડું વીંટવું તે જીવ રક્ષા માટે કહોછો તે ક્યા ?

૬૦ સંકેત કપડા નવા પહેરવા તે કયા ?

૬૧ રોજ સવારે સુર્ય ઉગે ત્યારે આગ્ના લેવી તે કયા ?

૬૨ ધરડાને ડાંડો રાખવો બીજાને ન રાખવો તે કયા ?

૬૩ મુહપત્તિ બાંધવાથી વાયુકાયની રક્ષા થાય એવું કહોછો તે કયા ?

૬૪ ગોચરી હાથમાં લટકાવીને ફકીરની જેમ લાવવી તેકયા?

૬૫ અન્ય તિર્થી માટે કરેલું ભોજન હોય તેને કેહેવું કે તમારે શંકા ન હોયતો આપો તે કયા ?

૬૬ સોય લોઢાની રાત્રે રાખેતો ઉપવાસનો [illegible] કયા ?

૬૭ સોય તુટી જાયતો છઠનો ડંડ તે કયા ?

૬૮ સોય ખોવાયતો અઠમનો ડંડ તે કયા ?

૬૯ પાંચ પદની તથા આઠ પદની ખમાવણા કહોછો તે કયા?

૭૦ શાસ્ત્રમાં સાધુઓના સમુહને કુળ, ગણ, સંઘ કહ્યાછેઅને તમે ટોળું કહોછો તે કયા? કારણ કે ટોળુંતો ભવાયાનું કેહેવાયછે.

૭૧ મુહપત્તિમાં દોરો નાંખવો, નાંખીને મોઢા સાથે બાંધવું ત કયા ?

૭૨ ઓઘાની ડાંડી મરજાદ વિનાની લાંબી રાખવી તે કયા?

૭૩ બારવ્રત મ્હોટા બેશીને બોલવા તે કયા ?

૭૪ બારવ્રત છોટા ઉભા રહીને બોલવા તે કયા ?

૭૫ જ્યારે નમુથ્થુણં કેહેવું ત્યારે આઘમાં થઈ થુઈ તથા નમસ્કાર નમુથ્થુણં કેહેવું તે કયા ?

૭૬ નદિ ઉતરીને બેલા તેલાનો ડંડ લેવો તે કયા ?

૭૭ રસ્તામાં નદિ આવતી હોયતો બે ચાર ગાઉ ફેરમાં જવું પણ નદિ ન ઉતરવી તે કયા ?

૭૮ દિશાએ જવું ત્યારે ખંડીઆ કપડાથી ગુદા લોવી તે કયા?

૭૯ સામાયક કરતાં સુહાગણ સ્ત્રી પચરંગી મુહપત્તિ બાંધે, વિધવા એકરંગી બાંધે તે કયા ?

૮૦ દીવાળીને દિવસે ઉત્તરાધ્યયન સંભળાવવું તે કયા ?

૮૧ પ્રભુએ દીવાળીને દીવસે ઉત્તરાધ્યયન કહ્યું છે એમ કહોછો તે ક્યા ?

૮૨ ઓઘાની ઉપર દોરાના ત્રણ બંધ દ્યોછો તે ક્યા ?

૮૩ ઓઘાની દશીઓમાં જંજીરી (સાંગર) નાંખવી તે ક્યા?

૮૪ રજોહરણ ખભા ઉપર રાખીને વિહાર કરવો તે ક્યા ?

૮૫ પ્રથમ મ્હોટા સાધુ પાંચ પદની ખમાવણા કરે, પછી નાના સાધુ કરે તે ક્યા ?

૮૬ પુંડરીકે એક હજાર વર્ષ સુધી બેલે બેલે પારણું કર્યું કહોછો તે ક્યા ?

૮૭ ગોસાળાના અગીઆરલાખ શ્રાવક થયા કહોછો તે ક્યા?

૮૮ પડિક્કમણું આવડ્યા પછી વડી દિક્ષા દેવી તે ક્યા ?

૮૯ સોળ દિવસની અથવા તેર દિવસની પાખી ન કરવી તે ક્યા ?

૯૦ પાંચમા આરાને છેડે દશ વૈકાળિકના ચાર અધ્યયન રહેશે એમ કહોછો તે ક્યા ?

૯૧ પુણીઆ શ્રાવકે સામાયક કર્યા કહો છો તે ક્યા ?

૯૨ બેલાથી વધારે તપમાં પારિઠાવણીઆ આગાર ન દેવો તે ક્યા ?

૯૩ વધારે થયેલ પુસ્તકોનો ત્યાગ કરી દેવો, પોતાની નિશ્રાએ ન રાખવા તે ક્યા ?

૯૪ નાની પુંજણી રાખોછો તે ક્યા ?

૯૫ પોથી ઉપર રંગદાર દોરો ન રાખવો કહોછો તે ક્યા ?

૯૬ પોતે કાગળ ન લખવો ગૃહસ્થ પાસે લખાવવો તે ક્યા ?

૯૭ કપડા સાજીથી ન ધોવા પાણીથી ધોવા તે ક્યા ?

૯૮ શ્રાવક પડિક્કમણામાં શ્રમણ સુત્ર કેહેછે તે ક્યા ? કારણ કે શ્રમણસુત્રમાં તો સાધુના પંચ મહાવ્રત તથા ગોચરી પ્રમુખની આલોયણ છે.

૯૯ સામાયક બાંધુ એમ કહોછો તે ક્યા ?

૧૦૦ વિહાર કર્યાને બદલે ઉઠ્યા કહોછો તે ક્યા ? ઉઠ્યા એ-ટલે દીઉઠયો કે શું તે કાંઈ સમજાતુ નથી.

૧૦૧ એકજણુ લોગસ્સ બોલી જાય ને સૌને કાઉસગ્ગ થાય તે ક્યા ?

૧૦૨ પજુશણુમાં અંતગડ દશાંગ સુત્રજ વાંચોછો તે ક્યા ?

૧૦૩ કેટલાએક ગામમાં કલ્પસુત્ર વાંચોછો અને માનતા નથી તે ક્યા ?

૧૦૪ કોઈ રિખ મરી જાય ત્યારે પુસ્તક વિગેરેના ગ્રહસ્થની પેઠે ભાગ પાડીને વહેંચી લ્યોછો તે ક્યા ? દ્રષ્ટાંત—શ્રી લીંબડીમાં દેવજીરીખનું ઘણા તકરારો થયા બાદ બાર ભાગે વહેંચાયેલું છે.

૧૦૫ શ્રી ધોળેરા તથા લીંબડીમાં પૈસા વિગેરે નાંખવાના ભંડારા કર્યા છે તે ક્યા ?

૧૦૬ શ્રી ધોળેરામાં વાડી કરીછે તે ક્યા ?

ઉપર પ્રમાણે (૧૦૬) પ્રશ્ન ઢુંઢકોના આચાર વિગેરેના સંબંધના લખેલા છે, તે ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ રીતે માલમ પડશે કે તેઓનો આચાર વ્યવહાર જૈન શાસ્ત્રોથી વિરૂધ છે.

સુજ્ઞજનો ! સંવેગી જૈન મુનિઓ દેશ દેશમાં વિચરેછે પણ તેઓના ઉપગરણ, અને ક્રિયા વિગેરે ઘણું કરીને સરખીજ હોય છે, અને ઢુંઢકોના મારવાડ, મેવાડ, પંજાબ, માળવા, ગુજરાત, તથા કાઠીઆવાડ વિગેરે દેશોમાં રહેનાર રિખોના ઉપગરણ, પોસહ પ્રતિક્રમણની વિધિ અને ક્રિયા વિગેરે જુદી જુદી તરેહની છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તે સર્વેની ક્રિયા વિગેરે સ્વકપોળ કલ્પિત છે, શાસ્ત્રાનુસારે નથી.

ઢુંઢકો મિથ્યાત્વના ઉદયથી બત્રીશજ સુત્રો માનીને બાકીના સુત્ર, પંચાંગી, તથા ધર્મ ધુરંધર પુર્વધારી પુર્વાચાર્યોના કરેલા ગ્રંથો, પ્રકરણો વિગેરે માનતા નથી તેને અમે પુછીએ છીએ કે નીચે લખેલા અધિકાર તમે માનોછો તે તમારા માન્ય કરેલા બત્રીશ સુત્રના મુળમાં તો કોઈપણ ઠેકાણે છે નહિ ત્યારે કયાંથી માનોછો ? તેની યાદ નીચે પ્રમાણે.

૧ જંબુ સ્વામીની આઠ સ્ત્રી.
૨ પાંચશે સત્તાવીશની દિક્ષા.
૩ મહાવીર સ્વામીના સત્તાવીશ ભવ.
૪ ચંદનબાળાએ અડદના બાકુળા વહોરાવ્યા.
૫ ચંદનબાળા દધીવાહન રાજાની પુત્રિ.
૬ ચંદનબાળા ધનાશેઠને ત્યાં રહી.
૭ ચંદનબાળાએ છ મહીનાનું પારણું કરાવ્યું.
૮ સંગમ દેવતાનો ઉપસર્ગ.
૯ શ્રીમહાવીર સ્વામીને ખીલાનો ઉપસર્ગ.
૧૦ શ્રીમહાવીર સ્વામીએ (૧૪) ચોમાસા નાલંદે પાડે કર્યા.
૧૧ શ્રીમહાવીર સ્વામીને પુરણશેઠે અડદને બાકુળે પ્રતિલાભ્યા.
૧૨ શ્રીમહાવીર સાથે ગૌતમ સ્વામીએ વાદ કર્યો.
૧૩ શ્રીમહાવીરે ચંડકોશીઆ નાગને પ્રતિબોધ્યો.
૧૪ શ્રીમહાવીર સ્વામીએ મેરૂપર્વત કંપાવ્યો.
૧૫ ચેડા રાજાની સાત પુત્રી સતી છે તે.
૧૬ અભય કુમારે મેહેલ બાળ્યો તે.
૧૭ શ્રેણીકરાજા ચાર બોલ કરે તો નર્કે ન જાય તે.
૧૮ શ્રેણીક રાજાને સમજાવવા સારૂ અગડબંબ બનાવ્યો કહોછો તે.
૧૯ શ્રી પ્રસન્નચંદ રાજાનો અધિકાર.
૨૦ દીવાળીને દિવસે અઢાર દેશના રાજાએ પોસહ કર્યા તે.
૨૧ શ્રીમહાવીર સ્વામીના સઘળા તપ.
૨૨ શ્રીમહાવીર સ્વામીનો જમાળી ભાણેજ.
૨૩ શ્રી મહાવીર સ્વામીનો જમાળી જમાઈ.
૨૪ ત્રિશલા રાણી ચેડા રાજાની બેહેન.
૨૫ શ્રી કરકંડુ રાજા પદમાવતીના પુત્ર.
૨૬ શ્રી નમીરાજા, મદનરેખા, અને જુગબાહુનું ચરિત્ર.
૨૭ શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્તિની કથા.

૨૮ શ્રી સગર ચક્રવર્તિની કથા.
૨૯ શ્રી સંભુમ ચક્રવતિ સાતમો ખંડ સાધવા ગયા તે.
૩૦ શ્રી મેઘરથ રાજાએ પારેવો બચાવ્યો તે.
૩૧ શ્રી નેમીનાથ તથા રાજેમતીના નવ ભવ.
૩૨ શ્રી રાજેમતીના બાપનું નામ ઉગ્રસેન.
૩૩ શ્રી પાર્શ્વનાથ પ્રભુએ નાગ નાગણી બચાવ્યા તે.
૩૪ શ્રી પાર્શ્વનાથ પ્રભુને કમઠે ઉપસર્ગ કર્યા તે.
૩૫ શ્રી પાર્શ્વનાથ પ્રભુના દશ ભવ.
૩૬ શ્રી રિષભદેવજીએ ધના શેઠના ભવમાં ઘૃતનું દાન દીધું તે.
૩૭ શ્રી ઢંઢણ મુનિનો અધિકાર.
૩૮ શ્રી બળભદ્ર મુનિએ વનમાં મૃગને પ્રતિબોધ્યો તે.
૩૯ શ્રી મેતારજ મુનિનો અધિકાર.
૪૦ સુભદ્રા સતીનો અધીકાર.
૪૨ સોળ સતીના નામ.
૪૨ શ્રી ધના શાળિભદ્રનો અધિકાર.
૪૩ શ્રી થુળીભદ્રનો અધિકાર.
૪૪ નિર્મોહિ રાજાનો અધિકાર.
૪૫ ગુણઠાણા દ્વાર.
૪૬ એકસો બાવીશ ઉદય પ્રકૃતિનો અધિકાર.
૪૭ એકસો વીશ બંધ પ્રકૃતિનો અધિકાર.
૪૮ એકસો અડતાળીશ સત્તા પ્રકૃતિનો અધિકાર.
૪૯ દશ પ્રાણ.
૫૦ જીવના પાંચશેં ત્રેસઠ ભેદની મોટી ગતાગતિ.
૫૧ બાસઠીઆની રચના.
૫૨ ભૃગુ પુરોહિતાદિનો પુર્વજન્મનો વૃતાંત.
૫૩ ભૃગુ પુરોહિતે પોતાના છોકરાને પ્રતિબોધ્યો તે.
૫૪ રામાયણનો અધિકાર.
૫૫ શ્રી ગૌતમસ્વામી દેવશર્માને પ્રતિબોધવાને ગયા.

૫૬ પાંત્રીશ વાણીના ગુણ.
૫૭ અરિહંતના બાર ગુણ.
૫૮ આચાર્યના છત્રીશ ગુણ.
૫૯ ઉપાધ્યાયના પચવીશ ગુણ.
૬૦ સામાયકના બત્રીશ દોષ.
૬૧ કાઉસગ્ગના ઓગણીશ દોષ.
૬૨ શ્રાવકના એકવીશ ગુણ.
૬૩ ચઉદ રાજલોકનું પ્રમાણ.
૬૪ પહેલી નર્કે એકરાજની.
૬૫ બીજી નર્કથી એક એક રાજની વૃદ્ધિ કરવી તે.
૬૬ સમ્યકત્વના સડસઠ બોલ.
૬૭ સામાયક કરવાની વિધિ.
૬૮ સામાયક પારવાની વિધિ.
૬૯ પોસહ કરવાની વિધિ.
૭૦ પોસહ પારવાની વિધિ.
૭૧ દિક્ષા દેવાની વિધિ.
૭૨ શ્રાવકને વ્રત દેવાની વિધિ.
૭૩ સંથારો કરવાની વિધિ.
૭૪ નદિ ઉતરીને બેલા તેલાનો દંડ લ્યોછો તે.
૭૫ ચોમાસા પહેલા એક મહીને આવવું કહોછો તે.
૭૬ સાંજે પાંચમ થતી હોયતો સંવત્સરી કરોછો તે.
૭૭ પક્ષી પડિકમણે બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
૭૮ ચઉમાસી પડિકમણે વીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
૭૯ સંવત્સરી પડિકમણે ચાળીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
૮૦ સંવત્સરીએ ચૌઠનો અઠમ.
૮૧ પાત્રા રક્ત, શ્વેત, શ્યામ રંગના રાખવા તે.
૮૨ ચોળપટાનું મોઢું શીવોછો તે.
૮૩ પુજ્ય પદ્ધિ ઘોછો તેની વિધિ.

૮૪ નાની સમ્યક્ત્વના (૨૫) વ્રત.

૮૫ મહોટી સમ્યક્ત્વના (૧૨૦) વ્રત.

૮૬ રોજ પડિકમણામાં ચાર લોગસ્સનો કાઉસગ્ગ.

૮૭ અનંત ચોવીશી બોલોછો તે.

૮૮ પાંચ પદની ખમાવણા કહોછો તે.

૮૯ વંદણા કરે તેને "દયાપાળો" કેહેવું તથા "જીજી હાજી" કેહેવું.

૯૦ મરૂદેવી માતા હાથીના હોદ્દામાં મોક્ષ પંચાર્યા.

૯૧ બ્રાહ્મી સુંદરી કુમારી રહી.

૯૨ ભરત બાહુબળનું યુદ્ધ.

૯૩ દશ ચક્રવર્તિ મોક્ષે ગયા.

૯૪ નંદિષેણનો અધિકાર.

૯૫ ઢાળ તથા ચોપાઈ વાંચોછો તે.

૯૬ ત્રણ પાત્રા રાખોછો તે.

૯૭ દિશા જવાનું પદલું રાખોછો તે.

૯૮ દિક્ષા દેતી વખતે ચોટલી પાટવી તે.

૯૯ સનતકુમાર ચક્રવર્તિનું રૂપ જોવા દેવતા આવ્યા તે.

૧૦૦ છ મહિને લોચ કરવો તે.

૧૦૧ ભરતજીને ત્યાં દશ લાખ મણ મીઠું રોજ જોઈતું હતું તે.

૧૦૨ બાહુબળજીને બ્રાહ્મી સુંદરીએ કહ્યું કે હે! ભાઈ ગજથકી ઉતરો.

૧૦૩ બાહુબળ વર્ષસુધી કાઉસગ્ગ રહ્યા.

૧૦૪ સગર ચક્રવર્તિના સાઠ હજાર પુત્ર.

૧૦૫ ભગીરથ ગંગા લાવ્યા.

૧૦૬ બાર ચક્રવર્તિની સ્થિતિ.

૦૭ બારવ ચક્રવર્તિની અવગાહના.

૧૦૮ નવ વાસુદેવ બળદેવની સ્થિતિ.

૧૦૯ નવ વાસુદેવ બળદેવની અવગાહના.

૧૧૦ નવ પ્રતિવાસુદેવની સ્થિતિ.

૧૧૧ નવ પ્રતિવાસુદેવની અવગાહના.

૧૧૨ નવ નારદના નામ.

૧૧૩ ચઉવીશ તિર્થંકરના આંતરા.

૧૧૪ અગીઆર રુદ્ર.

૧૧૫ ખંધક મુનિની ખાળ ઉતારી.

૧૧૬ સ્કંદક મુનિના (૪૯૯) શિષ્ય ઘાણીમાં પીલ્યા.

૧૧૭ અરણીક મુનિનો અધિકાર.

૧૧૮ અષાઢાભુતિ મુનિનો અધિકાર.

૧૧૯ અષાઢા ભુતિ નટણીવાળાનો અધિકાર.

૧૨૦ સુદર્શન શેઠને અભયા રાણીનો અધિકાર.

૧૨૧ તેર દિવશની પક્ષી ન કરવી તે.

૧૨૨ સોળ દિવશની પક્ષી ન કરવી તે.

૧૨૩ આઠ દિવશના પર્યુશણ કરવા.

૧૨૪ અધિક માસ હોય તો પાંચ મહીનાનું ચોમાસુ કરવું.

૧૨૫ શ્રાવણ બે હોય તો બીજા શ્રાવણમાં સંવત્સરી કરોછો તે.

૧૨૬ ભાદ્રપદ બે હોય તો પહેલા ભાદ્રપદમાં સંવત્સરી કરોછો તે.

૧૨૭ ચેલણા રાણી કપટ કરીને શ્રણીક રાજાને પરણી.

૧૨૮ છપ્પન કોડિ યાદવ.

૧૨૯ દ્વારકામાં સાઠ કોડિ ઘર.

૧૩૦ દ્વારકાની બાહાર બહોતેર કોડિ ઘર.

૧૩૧ રેવતી શ્રાવિકાએ કોળાપાક વહોરાવ્યો છે તે.

૧૩૨ શ્રી પાર્શ્વનાથની સ્ત્રીનું નામ પ્રભાવતી.

૧૩૩ શ્રી મહાવીર સ્વામીની પુત્રિને ઢંક શ્રાવકે સમજાવી.

૧૩૪ ભગવંતની જન્મરાશી ઉપર બે હજાર વર્ષનો ભસ્મ ગૃહ બેઠો છે તે.

૧૩૫ ભગવંતના નિર્વાણ દિવસથી દિવાળી ચાલી છે તે.

૧૩૬ હસ્તીપાળ રાજાએ પ્રભુને વિનંતી કરી કે ચરમ ચોમાસુ અત્રે કરો.

૧૩૭ દિવાળીને આગલે દિવસે ઉત્તરાધ્યયન સંભળાવો છે તે.

૧૩૮ દિવાળીને દિવસે પ્રભુએ છત્રીશ ઉત્તર અધ્યયન કહ્યા છે તે.

૧૩૯ શાળિભદ્રે પુર્વભવમાં ક્ષીરનું દાન દીધું તે.

૧૪૦ કયવન્ના કુમારની કથા.

૧૪૧ અભય કુમારની કથા.

૧૪૨ જંબુસ્વામીની આઠ સ્ત્રીઓના નામ.

૧૪૩ જંબુકુમારનું પુર્વભવમાં ભવ દેવ નામ અને સ્ત્રીનું નાગીલા નામ.

૧૪૪ જંબુકુમારના માતા પિતાનું નામ ધારણી તથા રિષભદત્ત.

૧૪૫ અઢાર નાત્રા એક ભવમાં થયા તેની કથા.

૧૪૬ જંબુકુમારની સ્ત્રીઓએ આઠ કથા કહી.

૧૪૭ જંબુકુમારે આઠ કથા કહી.

૧૪૮ પ્રભવો પાંચસેં ચોરને લઈને આવ્યો.

૧૪૯ જંબુકુમારને દાયજામાં નવાણુ ક્રોડ સોનૈયા આવ્યા.

૧૫૦ સિતા સતીને રાવણ હરી ગયો.

૧૫૧ રાવણના ભાઈઓના કુંભકર્ણ તથા વિભિષણ નામ.

૧૫૨ રાવણની બહેનનું નામ સુર્પનખા.

૧૫૩ રાવણનો બનેવી ખરદુષણ.

૧૫૪ રાવણની રાણીનું નામ મંદોદરી.

૧૫૫ રાવણના પુત્રનું નામ ઇંદ્રજીત.

૧૫૬ રાવણની લંકા સોનાની.

૧૫૭ પવનંજય તથા અંજના સતીના પુત્ર હનુમાનનું ચરિત્ર.

૧૫૮ લક્ષ્મણની માતાનું નામ સુમિત્રા.

૧૫૯ સિતાએ ધીજ કર્યું.

૧૬૦ જરાસંધની પુત્રિ જીવયશા.

૧૬૧ જરાવિદ્યા નેમનાથજીના ચર્ણ જળથી નાશ પામી.

૧૬૨ કુંતાજીનો પુત્ર કર્ણ.

૧૬૩ પાંડવોએ જુગારમાં દ્રોપદિ હારી.

૧૬૪ વસુદેવની ૭૨૦૦૦ સ્ત્રી.

૧૬૫ વસુદેવ પુર્વભવમાં નંદીષેણ હતા અને તેણે સાધુની વૈયાવચ્ચ કરી તે.

૧૬૬ હરીકેશી મુનિનો પુર્વ ભવ.

૧૬૭ પાંચમા આરામાં સો સો વર્ષે છ મહીના આયુષ્ય ઘટે.

૧૬૮ પાંચમા આરાનો જાવનો આકાર કહ્યોછે તે.

૧૬૯ પાંચમાં આરાની શરૂઆતમાં (૧૨૦) વર્ષનું આયુષ્ય.

૧૭૦ સંપુર્ણ પદવી દ્વાર.

૧૭૧ ભરતજીની આરીસા ભુવનમાં વીંટી નીકળી પડી.

૧૭૨ ભરતજીને દેવતાએ સાધુનો વેષ આપ્યો.

૧૭૩ સાધુનો વેષ દેખીને રાણીઓ હસવા લાગી કહ્યોછે તે.

૧૭૪ શ્રી રિષભદેવજીએ પારણામાં (૧૦૮) ઘડા શેરડીના રસના પીધા.

૧૭૫ મરૂદેવી માતાએ (૬૫૦૦૦) પેઢી દીઠી.

૧૭૬ મરૂદેવી માતાને રોતાં રોતાં આંખે પડળ આવ્યા.

૧૭૭ શ્રી રિષભદેવ તથા શ્રેયાંસ કુમારનો પુર્વ ભવ.

૧૭૮ ભરતજીએ પુર્વ ભવમાં (૫૦૦) મુનિને આહાર લાવી દીધો.

૧૭૯ બાહુબળજીએ પુર્વ ભવમાં (૫૦૦) મુનિની વૈયાવચ્ચ કરી.

૧૮૦ શ્રી રિષભ દેવજીએ પુર્વ ભવમાં બળદને અંતરાય કર્યા તેથી એક વર્ષસુધી ભુખ્યા રહ્યા તે.

૧૮૧ પ્રદ્યુમ્ન કુમારને દેવતા હરી ગયા.

૧૮૨ શાંબકુમારનું ચરિત્ર.

૧૮૩ જરાસંધના કાળી કુમારાદિ પાંચશેં પુત્ર યાદવોની પાછળ આવ્યા.

૧૮૪ યાદવોની કુળદેવીએ કાળી કુમારને છળ્યો.

૧૮૫ રાવણ ચોથી નર્કે ગયા.

૧૮૬ કુંભકર્ણ તથા ઇંદ્રજીત મોક્ષે ગયા.

૧૮૭ કૌરવ પાંડવનું યુદ્ધ.

૧૮૮ રહનેમીએ પચાશ સ્ત્રીઓ છાંડી.

૧૮૯ ચેડા રાજાની પૂત્રી ચેલણાએ જોગીઓને જીત્તી કાત-રીને ખવરાવી.

૧૯૦ શાળિભદ્રની બત્રીશ રાણી.

૧૯૧ શાળિભદ્રની માતાનું નામ ભદ્રા.

૧૯૨ શાળિભદ્રના પિતાનું નામ ગોભદ્ર.

૧૯૩ શાળિભદ્રની બ્હેન સુભદ્રા.

૧૯૪ શાળિભદ્રનો બનેવી ધન્નો.

૧૯૫ શાળિભદ્ર એક એક દિવસે એક એક સ્ત્રી છાંડતાં.

૧૯૬ ધન્નાની આઠ સ્ત્રી.

૧૯૭ ધન્નાજી એકજ દિવસે આઠ સ્ત્રી છાંડી.

૧૯૮ ધન્નાશાળિભદ્રે સંથારો કર્યો.

૧૯૯ સંથારાની જગ્યાએ શાળિભદ્રની માતા ગઈ.

૨૦૦ ધન્નાજીએ આંખ ન મટકાવી તેથી મોક્ષે ગયા.

૨૦૧ શાળિભદ્રે આંખ મટકાવી તેથી મોક્ષે ગયા નહીં.

૨૦૨ એવંતી સુકમાળનું ચરિત્ર.

૨૦૩ દેવશી પડિકમણાની વિધિ.

૨૦૪ રાઈ પડિકમણાની વિધિ.

૨૦૫ પક્ષી પડિકમણાની વિધિ.

૨૦૬ ચઉમાસી પડિકમણાની વિધિ.

૨૦૭ સંવત્સરી પડિકમણાની વિધિ.

૨૦૮ નદિ ઉતરે તો તેણાનો ડંડ કહોછો તે.

૨૦૯ નાવમાં બેસીને ઉતરે તોપણ તેણાનો ડંડ કહોછો તે.

૨૧૦ વિજય શેઠ અને વિજયા રાણીનો અધિકાર.

૨૧૧ પ્રભુના નિર્વાણ પછી (૯૮૦) વર્ષે પુસ્તક લખાણા.

૨૧૨ બાર વરશી દુકાળ પડ્યો.

૨૧૩ ચંદ્રગુપ્ત રાજાને સોળ સ્વપ્ન આવ્યા.

૨૧૪ પાંચમા આરાને છેડે છ જીવાણીયા અધ્યયન રેહેશે.

૨૧૫ પાંચમા આરાને છેડે દુપ્પ સહ સાધુ.

૨૧૬ પાંચમા આરાને છેડે ફલ્ગુશ્રી સાધવી.

૨૧૭ પાંચમા આરાને છેડે નાગીલ શ્રાવક.

૨૧૮ પાચમા આરાને છેડે સત્યશ્રી શ્રાવિકા.

૨૧૯ એક આર્યા શ્રી મહાવિદેહથી મુહપત્તિ લાવી.

૨૨૦ થુળિભદ્ર વેશ્યાને ઘેર રહ્યા.

૨૨૧ સિંહગુફાવાસી સાધુ નેપાળ દેશથી રત્ન કંબળ લાવ્યા.

૨૨૨ દિગંબર મત નીકળ્યો.

૨૨૩ ગોસાળાના અગિઆર લાખ શ્રાવક કહ્યાછે તે.

૨૨૪ વિશ્નુકુમારનો સંબંધ.

૨૨૫ સીલાકા, પ્રતિસિલાકા, મહાસિલાકા અને અનવસ્થિત એ ચાર પાળાનો અધિકાર.

૨૨૬ વીશ વહેરમાન.

૨૨૭ દશ પ્રકારના કલ્પ

૨૨૮ જંબુસ્વામીના નીરવાણ પછી દશ બોલ વિછેદ ગયા.

૨૨૯ ગૌતમ સ્વામીનો તથા બીજા ગણધરોનો પરિવાર.

૨૩૦ અઠાવીશ લબ્ધિના નામ તથા ગુણ.

૨૩૧ અસઝાઇનું કાળ પ્રમાણ.

૨૩૨ પુગિઆ શ્રાવકનો અધિકાર.

૨૩૩ બાર ચક્રી, નવ બળદેવ, નવ વાસુદેવ, નવ પ્રતિ વાસુદેવ કયા પ્રભુના અંતરમાં થયા તે.

૨૩૪ સર્વ નારકીઓના પાથડાનું અંતર, અવગાહના, તથા સ્થિતિ.

૨૩૫ સિદ્ધનો મોટો દ્વાર.

૨૩૬ સાત નર્કના (૪૯) પ્રતર.

૨૩૭ સુધર્મા સ્વામીનું આયુષ્ય.

૨૩૮ ગૌતમ સ્વામીનું આયુષ્ય.

૨૩૯ જંબુ સ્વામીનું આયુષ્ય.

૨૪૦ દેવ લોકના બાસઠ પ્રતર.

ઉપર લખેલા (૨૪૦) અધિકાર બત્રીશ સુત્રના મૂળની અંદ

માલમ પડતા નથી અને ઢુંઢકો માને છે તો તેઓ શા આધા-
રથી માને છે?

હવે બત્રીશ સુત્રમાં જે જે બોલ કહેલા છે તે છતાં ઢુંઢકા માનતા નથી તેમાંના થોડા બોલ નિરપક્ષ ન્યાયે ભગવંતની વાણી સત્ય માનવાવાળા અને સુગતિમાં જવાવાળા ભવ્ય જીવોને જ્ઞાન પ્રાપ્તિ અર્થે લખ્યા છે.

૧ શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રના પાંચમાં સંવર દ્વારમાં સાધુના (૧૪) ઉપગરણ પ્રભુએ કહ્યા છે તેનો મૂળ પાઠ અર્થ સાથે આગાઉ લખાયેલ છે. વિચારવું જોઈએ કે જો ઢુંઢકો સ્વલિંગી છે તો (૧૪) ઉપગરણ પ્રભુએ કહ્યા છે તે પ્રમાણે રાખતા કેમ નથી? જો અન્યલિંગી છે તો ગેરૂના રંગેલા કપડા પહેરવા જોઈએ, જેથી ભોળા લોકો ફંદમાં ફસે નહીં; અને જો ગૃહસ્થી છે તો ટોપી પાઘડી પ્રમુખ પહેરવી જોઈએ.

૨ શ્રી નિસીથ સુત્રના પાંચમા ઉદ્દેશામાં કહ્યું છે કે વિના પ્રમાણ રજોહરણ રાખે તો પ્રાયશ્ચિત લાગે, અને ઢુંઢકોનું રજોહરણ તો શાસ્ત્રોક્ત પ્રમાણયુક્ત નથી. યત:

जेभिखु अतिरेग पमाण रय हरणं धरेइ धरंतंवा साइज्जइ ॥७०॥ तं सेवमाणे आवज्जइ मासिय परिहार ट्ठाणं उग्घाइय ॥८॥

૩ શ્રી નિસિથ સુત્રના અઢારમાં ઉદ્દેશામાં કપડાને ત્રણ પસલી રંગ દેવો કહ્યો છે, અને ઢુંઢકો દેતા નથી. યત:

जे भिखु णवएमे वथ्थे लधे तिकट्टु बहु दिवसिएणं लोधेणवा. कक्केणवा ण्हाणवा पोउम चुण्णेणवा वण्णेणवा उल्लोलेज्जवा उवट्टेज्जवा उल्लोतंवा उवट्टंतंवासाइज्जइ ॥५२॥

૪ શ્રી ઉત્તરાધ્યયનના (૨૬) મા અધ્યયનમાં પડિલેહણ વિધિ કહી છે તે પ્રમાણે ઢુંઢકો કરતા નથી.

૫ શ્રી ભગવતી, આચારંગ, તથા દશ વૈકાળિક સુત્રમાં સાધુને દાંડો રાખવો કહ્યો છે, કુમતિઓ તે પ્રમાણે રાખતા નથી. શ્રી ભગવતી શતક આઠમે ઉદ્દેશે છઠ્ઠે કહ્યું છે. યતઃ

एवं गोछुग रयहरणं चोलपट्टग कंबल लट्ठी संथारग वत्तव्वा भाणियव्वा.

૬ શ્રી આવશ્યક પ્રમુખ સુત્રમા પચ્ચખાણના આગાર કહ્યા છે. ઢુંઢકો તે પ્રમાણે આગાર સહીત પચ્ચખાણ કરાવતા નથી.

૭ શ્રી ભગવતી સુત્રમાં નિર્વિરોધ માનવું કહ્યું છે, ઢુંઢકો માનતા નથી.

૮ શ્રી ભગવતી સુત્રમાં નિર્યુક્તિ માનવી કહી છે, અને કુમતિઓ માનતા નથી.

૯ સુત્રમાં સાધુ ને રહેવાના મકાનનું નામ ઉપાશ્રય કહ્યું છે, અને કુમતિઓએ મન કલ્પિત થાનક એવું નામ રાખી લીધું છે.

૧૦ શ્રી અનુયોગદ્વાર સુત્રમાં ઉજળા વસ્ત્ર પહેરવાવાળાને ભ્રષ્ટાચારી દ્રવ્યાશ્યક કરવાવાળા કહ્યા છે. ઢુંઢકના રિખો ઉજળા વસ્ત્ર પેહેરે છે.

૧૧ સુત્રમાં ગૃહસ્થીને આહાર દેખાડવાની મના કરી છે, ઢુંઢકો ઘેર ઘેર દેખાડતા ફરે છે.

૧૨ શ્રી આવશ્યક સુત્રમાં अभुठ्ठिउंहं अभ्यतंर નો પાઠ કેહેવાનો લખ્યો છે, ઢુંઢકો કહેતા નથી.

૧૩ શ્રી સમવાયાંગ સુત્રમાં વાંદણાના (૨૫) આવશ્યક કરવા કહ્યા છે, તે પ્રમાણે ઢુંઢકો કરતા નથી.

૧૪ શ્રી નંદી સુત્રમાં (૧૪૦૦૦) સુત્ર કહ્યા છે, ઢુંઢકો માનતા નથી.

ઉપર પ્રમાણેના (૧૪) અધિકાર સુત્રમાં કહ્યા છે તેની પણ ઢુંઢકોને ખબર જણાતી નથી તો તેને સુત્ર ભણેલા કેમ માનવા? અર્થાત્ અજ્ઞાનીજ જાણવા.

હવે ઢુંઢકો અજ્ઞાની એમ કહે છે કે એમે તો સુત્ર માનીએ છીએ; નિર્યુક્તિ, ભાષ્ય, ચુર્ણિ, ટીકા વિગેરે પંચાંગી માનતા નથી. તેનો ઉત્તર —

૧. સુત્રમાં કહ્યું છે કે, **अथ्थं भामेइ अरहा. सुत्तं गुथ्थंति गणहरा निउणं.**

અર્થ—સુત્ર તો ગણધરના રચેલા છે અને અર્થતો અરિહંતનો કહેલ છે, તો સુત્ર માનવું, અને અર્થને બતાવનાર નિર્યુક્તિ, ભાષ્ય, ચુર્ણિ, ટીકા ન માનવી એ પ્રત્યક્ષ જિનાજ્ઞા વિરૂદ્ધ છે.

૨. શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રમાં કહ્યું છે કે વ્યાકરણ ભણ્યા વિના સુત્ર વાંચે તેને મૃષા બોલનાર જાણવો. યત:

नामख्खाय निवाय उवसग्ग तद्धिय समास संधिपय हेउ जोगिय उणाइ किरिया विहाण धातुसर विभत्तिवन्नयुत्तं तिकालं दसविहंपि सचंजह भणियंतह कम्मुणा होइं दुवालस विहाइं होइ भासा वयणं पिय होइ सोलसविहं एवं अरिहंत मणुन्नायं समिख्खियं संजएणं कालंमियवत्तव्वं.

અર્થ—નામ, આખ્યાત, નિપાત, ઉપસર્ગ, તદ્ધિત, સમાસ, સંધી, પદ, હેતુ, યોગિક, ઉણાદિક, કિરિયાવિધાણ, ધાતુ, સ્વર, વિભક્તી, વર્ણયુક્ત, ત્રણ કાળ, દશ પ્રકારના સત્ય, બાર પ્રકારની ભાષા, શોળ પ્રકારના વચન જાણવા. એ રીતે અરિહંતે આજ્ઞા કરી છે, એમ જાણી સમ્યક્ પ્રકારે બુદ્ધિ આલોચીને ચારિત્રીઆએ અવસરીને બોલવું.

ઉપર પ્રમાણે સુત્રમાં કહ્યા છતાં ઢુંઢકો વ્યાકરણ ભણ્યા વિના સુત્ર વાંચે છે, તેથી તેઓને જિનાજ્ઞાના ઉત્થાપક સમજવા.

૩. શ્રી સમવાયાંગ સુત્રે તથા નંદી સુત્રે કહ્યું છે. યત:

आयारेणं परित्ता वायणा संखिज्जा अणु उग-दारा संखिज्जा वेढा संखिज्जा सलोगा संखि-ज्जाउ निजुत्तिउ संखेज्जाउ पडिवत्तिउ संखि-ज्जाउ संघयणीउ. इत्यादी.

ઉપર પ્રમાણે સુત્રમાં કહ્યા છતાં ઢુંઢકો માનતા નથી તેથી તેઓ સુત્રને વિરાધે છે.

૪. શ્રી ઠાણાંગ સુત્રે ત્રીજે ઠાણે ચોથે ઉદ્દેસે ત્રણ પ્રકારના પ્રત્યનીક કહ્યા છે. યત:

सुयंपडुच्चतउ पडिणीया पन्नत्ता सुत्त पडिणीए अथ्थ पडिणीए तदु भय पडिणीए.

ઢુંઢકો આ પ્રમાણે માન્ય કરતા નથી તેઓ જિનશાસનના પ્રત્યનીક છે.

૫. શ્રી ભગવતી સુત્રમાં કહ્યું છે કે જે નિર્યુક્તિ ન માને તેને અર્થ પ્રત્યનીક જાણવો; ઢુંઢકો માનતા નથી તેથી તેઓ પ્રત્યનીક છે.

૬. શ્રી અનુયોગદ્વારમાં બે પ્રકારના અનુગમ કહ્યા છે. યત:

सुत्तानुगमे निज्जुत्ति अनुगमेय निज्जुत्ति अनु-गमे तिविहे पन्नत्ते उवग्घाय निज्जुत्ति अणुगमे. इ-त्यादि. खेत्त काल्पुरिसेय.

ઢુંઢકો પંચાંગી માનતા નથી તેઓ આ સુત્ર પાઠનો અર્થ શું કરશે?

૭. શ્રી ભગવતી સુત્રે શતક (૨૫) મે ઉદ્દેસે ત્રીજે કહ્યું. યત:

सुत्तथ्थो खलु पढमो,बीउ निज्जुत्ति मिसउ भणिउ॥

सइउंए निर विसेसो,एसविही होइ अणुउंगो॥१॥

અર્થ—પ્રથમ સુત્રાર્થ નિશ્ચય દેવો, બીજો નિર્યુક્તિ સહીત દેવો, ત્રીજો નિર્વિશેષ સંપુર્ણ દેવો, એ વિધિ અનુયોગ એટલે અર્થ કહેવાની જાણવી. તેથી ત્રીજી વ્યાખ્યામાં ભાષ્ય, ચુર્ણી, તથા ટીકા એ ત્રણનો સમાવેશ થાય છે. આ પ્રમાણે સુત્રમાં કહ્યા છતાં ઢુંઢકો પંચાંગી માનતા નથી. તેથી તેઓ જિનાજ્ઞાના ઉત્થાપક છે.

૮ શ્રી સુયગડાંગ સુત્રના (૨૧) મા અધ્યયનમાં કહ્યું છે. યત:

अहागडाइं भुजंति, अणमणे कम्मुणा ॥

उव लित्ते वियाणिज्जा,अणुवलित्ते तिवापुणो।।१॥

एएहिं दोहिं ठाणेहिं, ववहारो न विज्जइ ॥

एएहिं दोहिं ठाणेहिं, आणायारं तुं जाणए ॥२॥

ઢુંઢકો ટીકા માનતા નથી તો આ સુત્રપાઠનો અર્થ શું કરશે? કોઈ કહે છે કે ટીકામાં પરસ્પર વિરોધ છે તેથી અમે માનતા નથી, તેણે જાણવું કે શુદ્ધ પરંપરાગત ગુરૂની સેવા કરીને તેમની સમીપે અધ્યયન કરે તો કાંઈપણ વિરોધ પડતો નથી; અને જો વિરોધના કારણથી અમાન્ય ગણશો તો બત્રીશ મૂળ સુત્રમાં પણ પરસ્પર ઘણા વિરોધ પડે છે. તેના દ્રષ્ટાંત.

૧ શ્રી જંબુદ્વીપ પન્નતી સુત્રમાં રિષભકૂટનો વિસ્તાર મૂળમાં આઠ યોજન, મધ્યે છ યોજન, ને ઉપર ચાર યોજન કહ્યો છે; વળી તેજ સુત્રમાં બીજે ઠેકાણે કહ્યું છે કે રિષભકૂટનો વિસ્તાર મૂળમાં બાર યોજન, મધ્યે આઠ યોજન, અને ઉપર ચાર યોજન છે; તો એક સુત્રમાંજ બે વાત શી?

૨ શ્રી સમવાયાંગ સુત્રમાં શ્રી મલ્લીનાથ પ્રભુના (૫૭૦૦) મનપર્યવ જ્ઞાની કહ્યા છે, અને શ્રી જ્ઞાતા સુત્રમાં (૮૦૦) કહ્યા છે તેનું કેમ?

૩ શ્રી ઉત્તરાધ્યયન સુત્રમાં તેત્રીશમે અધ્યયને વેદની કર્મની

જઘન્ય સ્થિતિ અંતર મુહુર્તની કહી છે, અને શ્રી પન્નવણાજીમાં બાર મુહુર્તની કહી છે તેનું કેમ?

એવી રીતે અનેક ફરક છે, તેમાંના સુમારે (૯૦) શ્રી યશો વિજયજી કૃત વીર સ્તુતિરૂપ હુંડીના સ્તવનના બાળાબોધમાં પંડિત શ્રી પદ્મવિજયજીએ કહ્યા છે[1].

પરંતુ તે ફરક અલ્પમતિ જીવને છે; કારણ કે કોઈ પાઠાંતર, કોઈ અપેક્ષા, કોઈ ઉત્સર્ગ, કોઈ અપવાદ, કોઈ નયે, કોઈ વિધી વાદ તથા કોઈ ચરિતાનુ વાદે છે, તેમજ કોઈ જગ્યાએ વાંચના ભેદ છે, તે બહુ શ્રુત જાણે છે. તેમાંના ઘણા ફરક તો નિર્યુક્તિ ટીકા વિગેરેથી મટે છે, કારણ કે તે નિર્યુક્તિના કર્તા ચઉદ પુર્વધર સમુદ્ર સરખી બુદ્ધિના ધણી હતા; ઢુંઢકો જેવા મૂઢમતિ નહોતા.

પુર્વોક્ત પ્રકારે અનાચારી, ભ્રષ્ટ, કુશીળી, કુલિંગી, જૈનમત, ચતુર્વિધ સંઘ અને દેવગુરૂ શાસ્ત્રને નીંદવાવાળા, સ્વચ્છંદમતિ, તથા દૈત્ય સરખા રૂપના ધરનારાઓને સાધુ માનવા અને તેના ધર્મની ઉદય ઉદય પૂજા કહેવી તથા લખવી તે મહા મિથ્યા દ્રષ્ટીઓનું કાર્ય છે.

પહેલા પ્રશ્નોત્તરની છેવટે જેઠા ઢુંઢકે શ્રી સુયગડાંગ સૂત્રની ગાથા લખીને પોતાની પરંપરા બાંધી છે તે અસત્ય છે, કારણ કે તે ગાથાઓમાં સિદ્ધાંતકારે એમ નથી કહ્યું કે પાંચમા આરામાં મુખબંધા ઢુંઢકો મારી પરંપરામાં થશે; માટે તે ગાથા લખવે કરીને ઢુંઢક પંથ સાચો છે એમ સિદ્ધ થતું નથી, પરંતુ ઢુંઢક પંથ વેશ્યા-પૂત્ર તુલ્ય છે એમતો આ ગ્રંથમાં અગાઉ સાબીત કરેલું છે.

ઇતિ પ્રથમ પ્રશ્નોત્તરનું ખંડન સંપૂર્ણ.

---

# ૨. આર્યક્ષેત્રની મર્યાદા વિષે.

બીજા પ્રશ્નોત્તરમાં જેઠારિખે લખ્યું છે કે "તારાતંબોળમાં

---

૧ જૂઓ પ્રકરણ રત્નાકર ભાગ ૩ જો પૃષ્ટ ૬૯૨.

જૈનીઓ જૈનમતના મંદીર માનેછે” તેની ઉપર શ્રી વૃહતકલ્પનો પાઠ લખી આર્યક્ષેત્રની મર્યાદા બતાવીને પુર્વોક્ત વચનનું ખંડન કર્યું છે; જેઠમલનું તે સર્વ લખાણ મૃષાવાદ છે. કારણ કે જૈનશાસ્ત્રમાં તારાતંબોળમાં જૈનમત અથવા જૈનમંદિર લખ્યા નથી,તેમજ અમે તેવી રીતે માનતા પણ નથી, આતો જેઠમલના માથામાં વિના પ્રયોજને ખુજલી ઉત્પન્ન થઈછે; તથી તે પ્રશ્નોત્તરજ જુઠોછે.

વળી શ્રી વૃહતકલ્પનો પાઠ અને અર્થ લખ્યો છે તે પણ જુઠો છે; કારણ કે પ્રથમતો જે પાઠ લખ્યો છે તે ભૂલોએ ભરેલો છે, અને તેનો અર્થ લખ્યો છે તે મહાભ્રષ્ટ, સ્વકપોળ કલ્પિત, જુઠોજ લખેલો છે. તેણે લખ્યું છે કે—“દક્ષિણ કોસંબી નગરી લગે તતો દક્ષિણ દિશે સમુદ્ર નજીક છે, આગે સમુદ્ર જગતી લગે છે તવારે સમુદ્રનો શોકારણ રહ્યો” જુઓ જેઠમલની મુર્ખતા! કે કોસંબી નગરી પ્રયાગની પાસે હતી, જે સ્થળે હાલ કોસમ ગામ વસેછે. વળી આવશ્યક સૂત્રમાં કહ્યુંછે કે કોસંબી નગરી યમુના નદીને કિનારે છે, જેઠો મૂઢમતિ લખેછે કે કોસંબી દક્ષિણ દેશમાં સમુદ્રના કિનારાપર છે, આ કોસંબી કોણ ઢુંઢકે વસાવી છે વારૂ? તે મૂઢ કરતાં ઇંગ્રેજ સરકારની સમજ પણ ઠીક છે, કેમકે તેમણે પણ કોસંબી પ્રયાગની પાસેજ લખી છે, તેટલા માટે જેઠમલનું લખવું સર્વ જુઠું છે. શેષ અર્થ પણ એવીજ રીતે જુઠો છે.

ત્યાર પછી સોળ સુપન તથા તિર્ય સંબંધી હકીકત દર્શાવીને આટલુંજ આર્યક્ષેત્ર છે એમ સિદ્ધ કર્યું છે તેનો પ્રત્યુત્તર અગાઉ આવી ગયો છે. ઇતિ

---

# ૩. પ્રતિમાની સ્થિતિનો અધિકાર.

ત્રીજા પ્રશ્નોત્તરમાં જેઠાએ “પ્રતિમા અસંખ્યાતા કાળ સુધી રહી શક્તી નથી” તે ઉપર શ્રી ભગવતી સૂત્રનો પાઠ લખ્યો છે, પરંતુ તે પાઠ તથા અર્થમાં ઘણીજ ભૂલો છે, આ લખાણ ઉપરથી

તો જણાય છે કે જેઠમલ મહા અજ્ઞાની હતો અને રહીને ભુલાવે કપાસ ખાતો હતો; કેમકે અમેતો પ્રતિમા અસંખ્યાતા કાળ સુધી રહી તે દેવ સહાયથી મા ીએ છીએ, અને શ્રી ભગવતી સુત્રમાં જે સ્થિતિ કહીછે તે દેવ સહાય વિના સ્વભાવિક સ્થિતિ કહીછે, અને દેવ શક્તિતો અગાધ છે.

વળી ઢુંઢકો પણ કેહેછે કે ચક્રવર્તિ છખંડ સાધી અહંકાર યુક્ત થઇને રિષભકૂટ પર્વત ઉપર નામ લખવાને જાયછે, ત્યાં તે પર્વત ઉપર ઘણા નામ દ્રષ્ટીએ પડવાથી પોતાનો અહંકાર ઉતરી જાયછે; પછી એક નામ ભુંસાડીને પોતાનું નામ લખે છે. હવે વિચારી જુઓ કે ભરત ચક્રવર્તિ થયા ત્યારે અઢાર ક્રોડાક્રોડી સાગરોપમનોતો શ્રી ભરતક્ષેત્રમાં ધર્મવિરહ હતો તો તેટલા અસંખ્યાતા કાળની અગાઉ થઈ ગયેલા ચક્રવર્તિનું કૃત્રીમ નામ અસંખ્યાતો કાળ રહ્યું તો દેવ સાનીધ્યથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું બીંબ તથા શ્રી અષ્ટાપદ પર્વત રહે તેમાં કાંઈ પણ અસંભવીત નથી.

વળી શ્રી જંબુદ્વીપપન્નતી સુત્રમાં પ્રથમ આરે ભરતક્ષેત્રનું વર્ણન કરેલું છે તે નીચે પ્રમાણે યતઃ

तीसेणं समए भारहेवासे तथ्थ तथ्थ बहवेव- णराइउ पणत्ताउ किन्हाउ किन्ह भासाउ जाव मणोहराउ रयमत्त छप्पय कोरग भिंगारग कोड लग जीव जीवग णंदिमुह कविल पिंगल लखग कारंडक चक्कवाय कलहंस सारस अणेग सउण गण मिहुण विरियाउ सद्दुणत्तिए महुर सरणादि ताउ संपिडिय णाणाविहा गुछवावी पुख्करिणिदि हियासु. इत्यादि

અર્થ—તે સમયને વિષે ભરતક્ષેત્રમાં ત્યાં ત્યાં ઘણી વનરાજી છે, કૃષ્ન કૃષ્નવર્ણું શોભાવત્ યાવત્ મનોહર છે. રકત ભેદે કરી ભમરા, કોરક, ભીંગારક, કોડલક, જીવ જીવક, નંદીમુખ, કપીલ, પીંગળ, લખગ, કારંડક, ચક્રવાક, કળહંસ, સારસ, અનેક પક્ષીઓના જોડાં તેણે કરી સહીત છે વૃક્ષ, મધુર સ્વરે કરી એકઠા થયા છે, નાના પ્રકારના ગુચ્છા, વાવડી, પુષ્કરણી, દિર્ઘીકા, વિગેરેમાં પક્ષી વિચરે છે.

ઉપર લખેલા સુત્રપાઠમાં પ્રથમ આરે ભરતક્ષેત્રમાં વાવડી, પુષ્કરણી વિગેરેનું વર્ણન કરેલું છે, તો વિચારો કે તે વાવડી કોણે કરાવી? શાશ્વતીતો છે નહીં, કારણ કે સુત્રોમાં તે વાવો શાશ્વતી કહેલી નથી; અને તે કાળમાંતો જુગળીઆ નવકોડાકોડી સાગરોપમથી ભરતક્ષેત્રમાં હતા તેઓનેતો એ વાવ પ્રમુખ કરવાપણું છે નહીં, તો ત્યાર અગાઉની એટલે નવકોડાકોડી સાગરોપમ જેટલા અસંખ્યાતા કાળની તે વાવો રહી તો શંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમા તથા અષ્ટાપદજી ઉપરના જીનમંદીર દેવસાનીધ્યથી અસંખ્યાતા કાળ રહે તેમાં શું આશ્ચર્ય છે.

પ્રશ્નને અંતે જેઠા મુઢમતિએ લખ્યું છે કે "પૃથ્વીકાયની સ્થિતિતો બાવીશ હજાર વર્ષની ઉત્કૃષ્ટી છે, અને દેવતાઓની શકિત કાંઈ આયુષ્ય વધારી શકવાની નથી" આ પ્રમાણે લખવાથી તેણે નિઃકેવળ પોતાની મુર્ખતા દર્શાવી છે, કારણ કે પ્રતિમા કાંઈ પૃથ્વીકાયના જીવયુકત નથી, પણ પૃથ્વીકાયનું દળ છે. વળી જેઠો લખેછે કે "પહાડો તો પૃથ્વી થકી લાગ્યા રહેલા છે તેથી વધારે વર્ષ રહેછે, પણ તેમાંથી પથ્થરનો કટકો જુદો કીધો હોયતો બાવીશ હજાર વર્ષ ઉપરાંત રહે નહીં." તેના આ લખવા પ્રમાણે તો તે પથરો નાશ પામે એટલે પુદગળ પણ રહે નહીં એમ સિદ્ધ થાય છે. આ ઉપરથી તો તેની શ્રદ્ધા એવી જણાય છે કે કોઈ ઢુંઢકનું આયુષ્ય સો વર્ષનું હોય તો તે પુરૂં થયેથી તેનું પુદગળ પણ સ્વયમેવ નાશજ પામી જાયછે, એટલે તેને અગ્નીદાહ કરવોજ પ-

ડતો નથી; આવા અજ્ઞાનપણાએ યુક્ત અજ્ઞાનીના લખવા ઉપર ભરૂંશો રાખવો તે સંસારમાં ભ્રમણ કરાવવાનો હેતુજ છે. ઇતિ



## ૪. આધાકરમી આહાર વિષે.

ચોથા પ્રશ્નોત્તરમાં લખ્યું છે કે "દેવ ગુરૂ ધર્મને કાજે આધાકર્મી આહાર દીજે તો લાભ છે" જેઠા ઢુંઢકનું આ લખવું નિઃકેવળ જુઠું છે. કારણ કે અમારા શાસ્ત્રમાં એમ એકાંત કોઈ પણ જગ્યાએ લખ્યું નથી, અને અમે એવી રીતે માનતા પણ નથી.

વળી જેઠા કુમતિએ લખ્યું છે કે "શ્રી ભગવતિ સુત્રના પાંચમા શતકના છઠા ઉદ્દેશામાં કહ્યું છે કે જીવ હણે, જુઠું બોલે, સાધુને અણેષણીક આહાર વહોરાવે તો અલ્પ આયુષ્ય બાંધે" આ પાઠ સત્ય છે. પરંતુ તે પાઠમાં જીવ હણે, જુઠું બોલે, એવુ લખ્યું છે તે આહારની બાબતમાં સમજવું. સાધુને અર્થે આહાર નીપજાવતાં હિંસા થાય તે હિંસા, અને સાધુને નિમિત્તે કર્યા છતાં પોતાને અર્થે કહેવું તે અસત્ય સમજવું, વળી તેજ ઉદ્દેસાના ત્યાર પછીના આળાવામાં લખ્યું છે કે જીવદયા પાળે, અસત્ય ન બોલે, સાધુને સુઝતો આહાર વહોરાવે તો દીર્ઘ આયુષ્ય બાંધે. આ આળાવાની અપેક્ષાએ અલ્પ આયુષ્ય પણ શુભ બાંધે, અશુભ જાણવું નહિ. કારણ કે તેજ સુત્રના આઠમા શતકના છઠા ઉદ્દેસામાં કહ્યું છે. યતઃ

समणोवासगस्सणं भंते तहारूवं समणंवा माहणंवा अफासुएणं अणेसणिज्जेणं असणं पाणं जाव पडिलाभेमाणे किंकज्जइ ? गोयमा ! बहुतरियासे निज्जरा कज्जइ अप्पत्तराएसे पावे कम्मे कज्जति.

અર્થ—સાધુને અફાસુ અણેષણીક આહાર વહોરાવતાં અ-

ઙ્પતર પાપ અને બહુતર નિર્જરા હોય. તો વિચારો કે બહુ નિર્જરા વાળો જીવ એવું અશુભ આયુષ્ય બાંધેજ નહિ. પણ જેઠમલજીને અજ્ઞાનના આવર્ણથી આ પાઠ દ્રષ્ટીએજ આવ્યો જણાતો નથી. કારણ કે મુર્ખને વિષે શિરોમણી અને કુમતીઓનો સરદાર જેઠો આ પ્રશ્નોત્તરની છેવટે "માંસના ભોગી અને માંસના દાતાર એ બન્ને નર્કગામી હોયછે તેની પેઠે આધાકર્મીનું પણ જાણવું" એ પ્રમાણ લખેછે, પરંતુ દેનારને તો પુર્વોક્ત પાઠમાં બહુ નિર્જરા કરવાવાળો કહ્યો છે.

પૃષ્ટ (૧૮) ની પંક્તિ (૨૩) માં જેઠા કુમતિએ અફાસુ અનેષણીકનો અર્થ આધાકર્મી કર્યો છે, પણ આધાકર્મી તો અનેષણીક આહારના (૪૨) દોષમાંનો એક દોષ છે પરંતુ તે અક્કલ બહેર મારી ગયાથી મુર્ખ જેઠાને સમજાણું નથી.

વળી ઢુંઢકો પાટ, પાત્રાં, થાનક વિગેરે નિરંતર આધાકર્મીજ વાપરે છે; કારણ કે તેના થાનક રીખોને માટેજ બંધાય છે શ્રાવકો તમાં રહેતા નથી, પાટો પણ રીખોને માટેજ થાયછે શ્રાવકો તેની ઉપર સુતા નથી, અને પાત્રાં પણ રીખોને માટેજ બનાવવામાં આવેછે કારણ કે શ્રાવકો તેમાં ખાતા નથી. વળી તેઓ ભરવાડ, ભાવસાર, છીપા, કલાલ વિગેરે તમામ નીચ જાતીનું વહોરી લાવીને ખાય છે તે પણ દોષયુક્ત આહારનુંજ ભક્ષણ કરેછે, કારણ કે શ્રાવકો તો પ્રસંગે કરીને દોષથી જાણીતા હોયછે, પરંતુ આ અજ્ઞાનીઓ તે બાબતથી સ્વપ્ને પણ જાણીતા હોતા નથી; માટે જેઠા મુઢમતીએ આપેલા માંસના દ્રષ્ટાંત પ્રમાણે ઢુંઢકોના રીખોને, અને તમને આહાર વિગેરે આપનારને અનંતો સંસાર રઝળવું પડશે. હા ! ઇતિખેદે ! બિચારા અજ્ઞાન પ્રાણીઓ તમારા સરખા કુપાત્રને આહાર વહોરાવે અને તેમાં પુન્ય સમજે તેની સ્થીતિતો ઉલટી અનંત સંસાર રઝળવાની થાયછે, માટે બહેતર છે કે તે રીખોને પોતાના ઘરમાં પેસવાજ ન દેવા જેથી અનંત સંસાર રઝળવું ન પડે.

શ્રી સુયગડાંગજીમાં અધ્યયન (૨૧) મે તથા શ્રી ભગવતિ સુ-

ત્રમાં શતક (૮) મે રોગાદિક કારણે આધાકર્મી આહારની આજ્ઞા છે, કારણ વિના નહિ તે પાઠ પ્રથમ પ્રશ્નોત્તરમાં લખી ગયા છીએ. તો આ પાઠ જેઠા ઢુંઢકે કેમ ન દીઠો, ભાવે તો તેને નેત્ર નહોતા, પરંતુ શું દ્રવ્યે પણ નેત્ર રહીત હતો ?

વળી શ્રી ભગવતિ સુત્રમાં કહ્યું છે કે રેવતી શ્રાવીકાએ પ્રભુનો લોહીખંડવાડો મટાડવા નિમિત્તે બીજોરાપાક બનાવ્યો અને ઘોડાને માટે કોળાપાક કરાવ્યો. પ્રભુ કેવળજ્ઞાનના ધણીએ તો પોતાને અર્થે નીપજાવેલ બીજોરાપાક ન લીધો અને કોળાપાક લીધો; પણ બીજોરાપાક પ્રભુને અર્થે નીપજાવીને રેવતી શ્રાવિકા ભાવેતો કરેમાણે કરેની અપેક્ષાએ વહોરાવી ચુકી હતી, તો તેણ કાંઈ અલ્પ આયુષ્ય બાંધ્યું જણાતું નથી પણ તિર્થંકર ગોત્ર બાંધ્યું જણાય છે.

માટે શ્રી જૈનધર્મની સ્યાદ્વાદ શૈલી સમજ્યા વિના એકાંત ખેંચવો તે સમકિતી જીવનું લક્ષણ નથી. ઈતિ



## ૫. મુહપત્તિ બાંધે સમુર્છિમ જીવની હિંસા વિષે.

પાંચમા પ્રશ્નોત્તરમાં જેઠા મુઢમતિએ "વાયુકાયના જીવની રક્ષા વાસ્તે મુહપત્તિ મોઢે બાંધવી" એવું લખ્યું છે પણ તે તદ્દન વિપરીત છે કારણ કે મોઢામાંથી નીકળનારા ભાષાના પુદગળથી તો વાયુકાયના જીવ હણાતા નથી, અને મુખમાંથી પવન નીકળેછે તે થકી હણાય છે તો તમે ઢુંઢકો કાષ્ટની યાતો લોઢાની ગમે તેવી મુહપત્તિ બાંધશો તોપણ વાયુકાય હણાયા વિના રહેવાના નથી; કેમકે મુખનો પવન બહાર નીકળ્યા શિવાય રહેતો નથી. મુખનો પવન જો બહાર ન નીકળે પાછો મુખમાંજ જાયતો માણસ મરી જાય, માટે એમ નકી સમજવું કે મુહપત્તિ છે તે ત્રસ જીવની જ-

પણ્ણ માટેજ છે, તે જ્યારે કામ પડે ત્યારે મોઢા પાસે રાખીને બોલવું. શ્રી ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કે

संपातिम रयरेणु पमज्जण ठावयंति मुहपत्तिं.

અર્થ—સંપાતિમ અર્થાત માંખી મત્સરાદિ ત્રસ જીવોની રક્ષા માટે જ્યારે બોલે ત્યારે મુખવસ્ત્રિકા મુખ આગળ રાખીને બોલે.

વળી જેઠા મુઢમતિએ શ્રી ભગવતી સુત્રનો પાઠ તથા ટીકા લખીછે તે નિઃકેવળ જુઠી અને અશુદ્ધ છે; તેમાં વાયુકાયનું નામ પણ નથી, તો જેઠમલ મૃષાવાદીએ અર્થમાં લખ્યું છે તે વાયુકાયનું નામ ક્યાંથી કાઢ્યું? વળી તે અધિકાર તો શક્રેન્દ્રનો છે, અને ઢુંઢકો તો દેવતાને અધર્મી માનેછે તો તેની નિરવદ્ય ભાષા ધર્મરૂપ કેમ માની? અને જો દેવતાને ધર્મ કરવાવાળા સમજે છે તો શ્રી જીન પ્રતિમા પુજવાથી દેવતાઓ મોક્ષફળની પ્રાપ્તિ કરી લેછે તેવું શ્રી રાયપશેણી સુત્રમાં કહ્યું છે તે કેમ નથી માનતા?

વળી ઢુંઢકોની પેઠે મુહપત્તિ આખો દિવસ મોઢે બાંધી રાખવાનું કોઈ પણ જૈનશાસ્ત્રોમાં લખ્યું નથી એટલુંજ નહિ પણ આખો દીવસ મુખપાટી બાંધવી તે કુલિંગ છે, દેખવામાં દૈત્યનું રૂપ દેખાય છે, ગાયો ભેંસો બાળકો અને મુગ્ધાઓ દેખીને ડરે છે, કુત્રા ભસે છે, લોકો મશ્કરી કરે છે; એવો કઢંગો વેષ દેખીને હિંદુ, મુસલમાન, ફીરંગી, ઇંગ્રેજો અને મોટા મોટા બુદ્ધિમાનો આશ્ચર્ય પામે છે. ટુંકામાં એટલુંજ કે જેટલી જૈનધર્મની નિંદા જગતમાં થયેલી છે તે સર્વે ઢુંઢકોએ મુખપાટી બાંધીનેજ કરાવેલી છે.

વળી ઢુંઢકોએ મુખે તો પાટી બાંધી પરંતુ નાક અને ગુદા (અધો દ્વાર) ઉપર પાટી કેમ ન બાંધી? કારણ કે તે દ્વારના નીકળેલા પવનના બાફથી પણ વાયુકાય જીવ મરતા હશે વળી શાસ્ત્રમાં લખ્યું છે કે જે સ્ત્રી હિંસા કરતી હોય તેના હાથથી સાધુઓ ભીક્ષા લે નહિ, તો ઢુંઢકોની શ્રાવિકાઓ જેણે મુખ, નાક, ગુદા ઉપર પાટી બાંધી હોય તેના હાથથીજ રીખોએ ભીક્ષા લેવી જોઈએ, કારણ કે તેઓ ન બાંધવાથી હિંસા માનેછે.

વળી મુખની અંદરથી નીકળતા થુંકના સ્પર્શથી બે ઘડી પછી સમુર્છિમ જીવની ઉત્પત્તિ શાસ્ત્રમાં કહીછે, તો ઢુંઢકો મહા અજ્ઞાની મુહપત્તિ બાંધીને અસંખ્યાતા સમુર્છિમ જીવોની હિંસા કરેછે તે પ્રત્યક્ષ છે.

શ્રી આચારાંગ સુત્રમાં શ્રુતસ્કંધ બીજે અધ્યયન બીજે ઉદ્દેશે ત્રીજે કહ્યું છે યતઃ

सेभिख्कुवा भिख्कुणीवा उसासमाणेवा निसास माणेवा कासमाणेवा छियमाणेवा जंभायमाणेवा उड्डुवाएवा वायणिसग्गेवा करेमाणेवा पुव्वामेव आसयंवा पोसयंवा पाणिणा परिपेहित्ता ततो संजयामेव ओसासेज्जा जाव वायणिसग्गेवा करेज्जा.

ભાવાર્થ—ઉશ્વાસ નિશ્વાસ લેતા, ઉધરસ ખાતા, છીંક ખાતા, બગાસુ ખાતા, ઓડકાર ખાતા, સાધુએ હાથે કરીને મોઢું ઢાંકવું. તો વિચારો કે મોઢું બાંધેલું હોય તો ઢાંકવું શું ? માટે જે કુમતિઓ મોઢે મુહપત્તિ બાંધીને ફરેછે તે સુત્ર વિરૂધજ છે.

ત્યાર પછી જેઠા ઢુંઢકે લખ્યું છે કે “નાક ઢાંકવું કોઈ જગ્યાએ કહ્યું નથી” તો મુખ બાંધવું પણ ક્યાં કહ્યું છે તે બતાવો ?

વળી શાસ્ત્રમાં મુહપત્તિ અને રજોહરણ ત્રસ જીવની જયણા માટે કહ્યું છે, અને તમે તો મુહપત્તિ વાયુકાયની રક્ષા માટે કહો છો તો રજોહરણ શું વાયુકાયની હિંસા માટે રાખો છો? કારણ કે રજોહરણતો આખો દિવસ વારંવાર ફેરવવુંજ પડેછે.

પ્રશ્નને અંતે જેઠો મંદમતિ લખેછે કે “પુસ્તકની આસાતના ટાળવા માટે મુહપત્તિ કહેછે તે ખોટું કહેછે” આ લખવું તેનું અસત્ય છે. કારણ કે ઉઘાડે મોઢે બોલવાથી મોઢાનું થુંક પુસ્તક ઉપર પડે તેથી આસાતના થાયછે તે વાત સંભવિતજ છે. વળી તેણે લ-

ખ્યું છે કે "પુસ્તક તો મહાવીરસ્વામી નિર્વાણ પછી લખાણાં છે તો અગાઉ તો કાંઈ પુસ્તકની આશાતના થવાની નહોતી" આ લખાણ પણ જેઠા નિન્હવનું અજ્ઞાન યુક્ત છે; કારણ કે અઢાર લીપીતો શ્રી રિષભદેવના વારાથી પ્રગટ થયેલી છે. ઇતિ.

---

## ૬. જાત્રા તિર્થ કહ્યાંછે તે વિષે.

છઠ્ઠા પ્રશ્નોત્તરમાં જેઠાએ ભગવતી સુત્રમાંથી સાધુની યાત્રા જે બતાવી છે તે ઠીક છે, કારણ કે સાધુ જ્યારે શત્રુંજય ગીરનાર આદિ તિર્થોની યાત્રા કરેછે ત્યારે તિર્થભુમીને દેખવાથી તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય, ધ્યાનાદી અધિક વૃદ્ધિમાન થાયછે. શ્રી જ્ઞાતાજી તથા અંતગડદશાંગ સુત્રમાં કહ્યું છે કે जाव सितुंजे सिद्धा આ પાઠથી સિદ્ધ થાયછે કે તિર્થભુમી શુભધર્મનું નિમિત્ત છે. કારણ કે એમ ન હોય તો મુનિઓને કાંઈ અણસણ કરવા માટે બીજી જગ્યા નહોતી મળતી એમ નહોતું.

વળી શ્રી આચારાંગની નિર્યુક્તિમાં સર્વ તિર્થની યાત્રા કરવી લખીછે અને નિર્યુક્તિ માનવાનું શ્રી સમવાયાંગ તથા નંદીસુત્રમાં કહ્યું છે, પરંતુ ઢુંઢકો નિર્યુક્તિ માનતા નથી તેથી તેઓ મિથ્યા દ્રષ્ટી અનંતસંસારી છે.

તિર્થ બે પ્રકારનાં શાસ્ત્રમાં કહ્યાં છે. ૧ જંગમતિર્થ અને ૨ સ્થાવરતિર્થ. જંગમતિર્થ સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા, એ ચતુર્વિધ સંઘને કહીએ; અને સ્થાવરતિર્થ શ્રી શત્રુંજય, ગીરનાર, આબુ, અષ્ટાપદ, સમ્મેતશિખર, મેરૂપર્વત, માનુષોત્તર પર્વત, નંદીશ્વરદ્વિપ, રૂચકદ્વિપ વિગેરે છે, અને તેની યાત્રા જંઘાચારણ, વિદ્યાચારણ મુનિઓ પણ કરે છે.

વળી તિર્થયાત્રાનું ફળ શ્રી મહાકલ્પાદિ શાસ્ત્રોમાં કહ્યું છે. પરંતુ જેના હૃદયની આંખ ન હોય તે ક્યાંથી દેખે અને કોણ બતાવે?

પછી જેઠો કુમતિ લખે છે કે "પર્વત તો હાટ સમાન છે ત્યાં

હુંડીનો શીકારણહાર કોઈ નથી" પરંતુ શાસ્ત્રમાં લખ્યું છે કે જ્યાં જ્યાં તિર્થંકરોના જન્મ વિગેરે કલ્યાણક થયાં છે તે તે ભુમી શ્રાવકે ફરસવી; કારણ કે તે પ્રણામની શુદ્ધિનું કારણ છે. યદુક્તં

निख्कमेण नाण निव्वाण जम्मभूमीउ वंदइ जिणाणं ॥ णयवसइ साहुजण विरहियंमि देसे बहु गुणेवि ॥२३५॥

અર્થ—શ્રાવક જીનેશ્વર સંબંધી દિક્ષા, જ્ઞાન, નિર્વાણ અને જન્મકલ્યાણકની ભુમિકાને વંદન કરે. વળી સાધુએ કરીને વિરહીત એવા દેશને વિષે બીજા બહુ ગુણ છતાં પણ ન વસે: આ ગાથા શ્રીમહાવીરસ્વામીના હસ્તદિક્ષિતશિષ્ય શ્રીધર્મદાસગણીની કહેલી છે.

વળી જેઠો મુઢમતિ લખે છે કે "સંઘ કાઢવો તેમાં કાંઈ લાભ નથી અને સંઘ કાઢવાનું કોઈ જગ્યાએ કહ્યું નથી" તેના ઉત્તરમાં લખવાનું કે જૈનશાસ્ત્રોમાં તો સંઘ કાઢવાનું ઘણી જગ્યાએ કહેલું છે. પૂર્વે શ્રી ભરત ચક્રવર્તિ, દંડવીર્ય રાજા, સગર ચક્રવર્તિ, શ્રી શાંતિજીન પૂત્ર ચક્રાયુધ, રામચંદ્ર, તથા પાંડવો વિગેરે અને પાંચમા આરામાં પણ જાવડશા, કુમારપાળ, વસ્તુપાળ, તેજપાળ, બહાડમંત્રી, વિગેરે એ મહોટા આડંબરથી સંઘ કાઢીને તિર્થયાત્રાઓ કરી છે, અને તે કલ્યાણકારી શુદ્ધ પરંપરા હજી સુધી પ્રવર્ત્તે છે, તિર્થયાત્રા નિમિત્તે સંઘ નીકળે છે, શાસનની પ્રભાવના થયા કરેછે, પરતું આરસી છે તે નેત્રવાળાને ઉપયોગની છે આંધળાને ઉપયોગની નથી.

વળી શ્રી પાલણપુર તથા પાલીમાં દહીં છાશ ખાઈને તપસ્વીનું ડોળ ઘાલનાર રીખોની યાત્રા કરવા માટે હજારો માણસો ચોમાસાના દિવસમાં લીલફુલ વિગેરેના અનંતા જીવની હાણી કરતા ગયા હતા; તથા શ્રી લીંબડીમાં દેવજીરીખને વાંદવા માટે શ્રી કચ્છ માંડવીથી જાનકીબાઈ સંઘ કાઢીને આવી હતી ત્યારે તેને કાંશી બજાવતાં, ગુલાલ ઉરાડતાં, સામૈયુ કરીને ગામમાં લઈ

આવ્યા હતા. એવી રીતે કેટલાક ઢુંઢકો સંઘ કાઢી કાઢીને જાય છે તેને વિષે તો તમે પુન્ય માનોછો, જેની ગતિનું પણ કાંઈ ઠેકાણું નથી (પ્રાયે તો દુર્ગતિ થવી જોઈએ.) અને શ્રી વિત્તરાગ ભગવંત તો નિશ્ચયે મોક્ષજ ગયા છે, જેનો અધિકાર સૂત્રમાં ઠેકાણે ઠેકાણે છે તેની સંઘ વિગેરે કાઢીને યાત્રા કરવામાં પાપ કહોછે તે તમારા પાપ કર્મનો પ્રત્યક્ષ ઉદય છે. ઈતિ.



## ૭ શ્રી શત્રુંજય શાશ્વતો છે તે વિષે.

સાતમા પ્રશ્નોત્તરમાં જેઠો નિન્હવ લખે છે કે "જંબુદ્વિપ પન્નતીમાં કહ્યું છે કે શ્રી ભરતખંડમાં વૈતાઢ્ય પર્વત અને ગંગા સિંધુ નદી વર્જીને સર્વ છઠ્ઠા આરામાં વિછેદ જાશે તો શત્રુંજય તિર્થ શાશ્વતો કેવી રીતે રેહશે." આ પ્રશ્નના ઉત્તરમાં લખવાનું કે તે પાઠ તો ઉપલક્ષણ માત્ર છે; કેમકે ગંગા સિંધુના કુંડ, રિષભકૂટ પર્વત, (૭૨) બીલ, ગંગા સિંધુની વેદિકા, પ્રમુખ રેહશે તેવી રીતે શત્રુંજય પણ રેહશે. પરંતુ જેઠાએ આ વાત લખી છે તે કયા સૂત્રને આધારે લખી છે? કારણ કે શ્રી જંબુદ્વિપ પન્નતી સૂત્રમાં તો વૈતાઢ્ય અને ગંગા સિંધુ વિના બીજું રેહશે એમ કહ્યું નથી.

જેઠો મુઢમતિ કેહછે કે પર્વત નહિ રેહે, રિષભકૂટ રેહશે; તો એ મંદમતિને સૂત્રનો પાઠ દેખાણો નહિ કે સુત્રમાં ऊसभकुड पव्वय એટલે રિષભકૂટ પર્વત એવું લખ્યું છે અને તે લખે છે કે રિષભકૂટ પર્વત નહીં. ધન્ય છે કુમતિઓ તમારી બુદ્ધિને! કે અસત્ય બોલતા અને લખતા જરા પણ ડરતા નથી!

વળી જેઠો લખે છે કે શાશ્વતી વસ્તુ વધતી ઘટતી નથી તે પણ અસત્ય છે. કારણ કે ગંગા સિંધુનો પટ, ભરતખંડની ભૂમીકા, ગંગા સિંધુની વેદીકા, અને લવણ સમુદ્રનું પાણી, વિગેરે વધે ઘટે છે પરંતુ શાશ્વત છે; તેવીજ રીતે શત્રુંજય પણ શાશ્વતો છે; માટે ઢુંઢકો! જરા મિથ્યાત્વ નિંદ્રા છોડીને જાગો અને જુઓ!

વળી જેઠા મંદમતિએ લખ્યું છે કે સર્વ "જગ્યાએ સિદ્ધ થયા

છે તો શત્રુંજયમાં શું વિશેષતા છે." તેનો ઉત્તર—તમે ઢુંઢકો ગુરૂના ચરણની રજ મસ્તકે લગાવોછો, અને સર્વ જગત્રની ધુળ અને રાખ, તમારા ગુરૂના પગની રજરૂપ થઈ ચુકેલ છે, માટે તે સર્વ તમારા મત પ્રમાણે તો ટોપલે ટોપલે ભરીને તમારે માથે ઘાલવી જોઈએ તે શા વાસ્તે ઘાલતા નથી? અમે તો જે જગ્યાએ સિદ્ધ થયા છે, અને જેમના નામ જાણીએ છીએ તે જગ્યાને તિર્થરૂપ માનીએ છીએ. તેમજ શ્રી શત્રુંજયે સિધ્યાના અધિકાર જ્ઞાતાજી તથા અંતગડ દશાંગ સૂત્રમાં છે.

વળી શ્રી જ્ઞાતાસુત્રમા ગીરનાર તથા સમ્મેતશિખરે સિધ્યાના અધિકાર પણ છે. આ ચોવીશીના વીશ તિર્થંકર સમ્મેત શિખર ઉપર નિર્વાણ પદ પામ્યા છે; તથા શ્રી જંબુદ્વિપ પન્નતીમાં રિષભદેવજી શ્રી અષ્ટાપદ ઉપર સિધ્યાનો અધિકાર છે; શ્રી વાસુપુજ્ય સ્વામી ચંપાપુરીએ અને મહાવીર સ્વામી પાવાપુરીએ મોક્ષ પધાર્યા છે; વિગેરે સર્વે ભૂમિકાને અમે તિર્થરૂપ માનીએ છીએ.

વળી તમે પણ જે જગ્યાએ જે મૂનિઓ સિદ્ધ થયા હોય તેના નામ વિગેરે કથન અમને બતાવો, અમે તે જગ્યાને તિર્થરૂપ માનીશું. કારણ કે અમે તિર્થને માનીએ છીએ; નહિ માનવાવાળાને મિથ્યાત્વ લાગે છે એ પ્રત્યક્ષ છે. ઇતિ.



## ૮ કય બલી કમ્મા શબ્દનો અર્થ.

આઠમા પ્રશ્નોત્તરમાં જેઠા મુઢમતિએ "કય બલી કમ્મા" શબ્દ જે દેવ પુજા વાંચી છે તેનો અર્થ ફેરવવાને માટે જેમ કોઈ મનુષ્ય ભર સમુદ્રમાં પડયા પછી નીકળવાના ફાંફાં મારે તેવી રીતે ફોગટ ફાંફાં માર્યા છે, અને અજ્ઞાની પ્રાણીઓને પોતાના ફંદમાં ફસાવવાને માટે સુત્રપાઠ નાંખી નાંખીને ખોટા પાનાઓ ભર્યા છે. પરંતુ તેથી તેની કાંઈ પણ સિદ્ધી થઈ નથી; કારણ કે તેના લખેલા (૧૧) પ્રશ્નના ઉત્તર નિચે પ્રમાણે ખુલ્લા છે.

પહેલા પ્રશ્નમાં લખ્યું છે કે "ભદ્રા સાર્થવાહીએ વાવડી મધ્યે

કોની પ્રતિમા પુજી" તેના ઉત્તરમાં લખવાનું કે વાવડી મધ્યે ગોખલા વિગેરેમાં અન્ય દેવની મૂર્તિઓ હશે તેની પૂજા કરી છે અને બહાર નિકળ્યા પછી નાગભુત પ્રમુખની પુજા કરી છે, તેમાં કાંઈ પણ વિરોધ નથી આજ પણ ઘણી વાવ્યોમાં ગોખલાને વિષે અન્ય દેવોની મૂર્તિઓ તથા સ્થાનક હોય છે, વળી• વૈશ્નવો બ્રાહ્મણો વિગેરે અન્ય મતિયો સ્નાન કરીને તેજ ઠેકાણે ઉભા રહી અંજળી વતી દેવને જળ અર્પણ કરે છે તે વાત પ્રસિદ્ધ છે અને તે પણ બળી કર્મ છે.

બીજા તથા ત્રીજા પ્રશ્નમાં જેઠો કુમતિ લખે છે કે "અરિહંતે કોની પ્રતિમા પુજી" પણ અરે ઢુંઢકો! નેત્ર ઉઘાડીને જોશો તો જણાશે કે સુત્રોમાં અરિહંતે સિદ્ધને નમસ્કાર કર્યાનો અધિકાર છે, અને ગૃહસ્થાવાસમાં તિર્થંકર સિદ્ધની પ્રતિમા પુજે છે તે પ્રમાણે અત્રે પણ શ્રી મલ્લિનાથ સ્વામિએ કય બલી કમ્મા શબ્દે કરીને સિદ્ધની પ્રતિમાની પુજા કરી છે.

૪-૫-૬-૭ મા પ્રશ્નના અધિકારમાં લખ્યું છે કે "મજ્જન ઘરમાં કોની પુજા કરી" તેના ઉત્તરમાં જાણવું જે જ્યાં મજ્જન ગૃહ છે ત્યાંજ દેવગૃહ છે અને તેને વિષે રહેલા દેવની પ્રતિમા પુજી છે. દેરાસર બે પ્રકારના છે, ઘર દેરાસર અને મોટું દેરાસર, તેમાં દ્રોપદીએ પ્રથમ ઘર દેરાસરમાં પુજા કરીને પછી મોટા દેરાસરમાં વિશેષ રીતે સત્તર ભેદી પુજા કરી છે હાલ પણ એજ પ્રમાણે રીતી પ્રવર્તે છે; ઘણા શ્રાવકો પોતાના ઘર દેરાસરમાં પુજા કરીને પછી મોટા દેરાસરે વંદન પુજા કરવા જાય છે, દ્રોપદિના અધિકારમાં વસ્ત્ર પહેર્યાની વાત પાછળ લખી છે તે મોટે દેરાસરે જવા યોગ્ય વિશેષ સુંદર વસ્ત્ર પહેર્યા છે પરંતુ "અગાઉ વસ્ત્ર પહેર્યાજ નહોતા, નગનપણે નાવા બેઠી હતી" એવું જેઠા કુમતિએ કલ્પના કરીને ઠરાવ્યું છે તે એવી મહા વિવેકી રાજ્ય પુત્રિને સંભવેજ નહિં એ રૂઢી તો હાલના નિર્વિવેકી સ્ત્રીઓની છે.

૮ માં પ્રશ્નમાં લખ્યું છે કે "કદીયારે વન મધ્યે કોની પુજા

કરી" તેનો ઉત્તર ખુલ્લો છે કે વન મધ્યે પોતાને માન્ય જે દેવ હશે તેની તેણે પુજા કરી છે.

૯ માં પ્રશ્નમાં લખ્યું છે કે "કેશી ગણધરે પરદેશી રાજાને નાહી બલી કર્મ કરી દેવ પુજા કરવા જાય એવી રીતે કહ્યું તો ત્યાં પહેલાં કોની પુજા કરી" તેનો ઉત્તર—પ્રથમ પોતાના ઘરમાં (જેમ ઘણા વૈષ્ણવો હાલ પણ દેવ સેવા રાખે છે તેમ) રાખેલા દેવની પુજા કરીને પછી બહાર નીકળીને મોટા દેવસ્થાનમાં પુજા કરવાનું કહ્યું છે.

૧૦-૧૧ માં પ્રશ્નમાં "કોણીક રાજા અને ભરત ચક્રવર્તિના અધિકારમાં કય બલી કમ્મા શબ્દ નથી તો તેણે દેવ પુજા કેમ ન કરી એમ લખ્યું છે." તેનો ઉત્તર—રે મુર્ખા! એટલુંતો સમજો કે વંદન કરવા જવાની અત્યંત ઉત્સુકતાને લીધે તેણે દેવ પુજા નહીં કરી હોય તો તેમાં આશ્ચર્ય શું છે?

આ પ્રમાણે દરેક પ્રશ્નમાં "કય બલી કમ્મા" શબ્દનો અર્થ દેવપુજા એમ સિદ્ધ થાય છે. વળી નવા દ્રષ્ટાંતો લખીને તેજ અર્થ સિદ્ધ કરીએ છીએ.

૧ શ્રી રાયપશેણી સુત્રમાં સુર્યાભને અધિકારે સુર્યાભ દેવતા પુજા કરીને પાછો વળ્યો ત્યારે વધેલો પુજાનો સામાન તેણે બળી પીઠ ઉપર મુકયો એમ સુત્ર પાઠ છે, તે જગ્યાએ પણ બળી પીઠ એટલે પુજાપહારની પીડીકા એમ અર્થ થાય છે.

૨ યતિ પ્રતિક્રમણ સુત્રમાં मंडिपाउडिआए અને बलीपाउडिआए એવા પાઠ લખ્યા છે; તેમાંના પહેલા પાઠનો અર્થ—ભીખારીઓને વાસ્તે ઢાંકણીમાં રાખેલું અન્ન સાધુઓએ ન વહોરવું, અને બીજા પાઠનો અર્થ—દેવ આગળ નૈવેદ ધરેલું અથવા તે નિમિત્તે કાઢેલું અન્ન સાધુઓએ ન વહોરવું એમ થાય છે.

૩ નામ માળા ગ્રંથમાં કહ્યું છે કે, पूजार्हणा सपर्यार्चा, उपहार बलीसमौ. એમ બળી શબ્દનો અર્થ પૂજા થાય છે.

૪ નિસીથ તથા આવશ્યક નિર્યુક્તિમાં પણ બલી શબ્દે દેવ આગળ ધરવાનું નૈવેદ કહ્યું છે.

૫ વાસ્તુક શાસ્ત્રમાં તથા જ્યોતિષ શાસ્ત્રમાં પણ ઘર દેવતાની પૂજા કરી, ભૂતને બળીદાન દઈને ઘરમાં પ્રવેશ કરવાનું કહ્યું છે. યદુક્તં.

गृह प्रवेशं सुविनित वेषः सौम्येयने वासर पूर्व भागे ॥ कूर्याद्विधा आलय देवतार्चा कल्याण धी भूत बली क्रियाच ॥

આ શ્લોકમાં પણ બળી શબ્દે નૈવેદ પૂજા થાય છે.

આ ઉપર બતાવેલા સઘળા દ્રષ્ટાંતોથી "કય બલી કમ્મા" શબ્દનો અર્થ દેવ પૂજા સિદ્ધ થાય છે. પરંતુ જેઠા નિજાવે મૂર્ખોને વિષે શિરોમણી થઈને કય બલી કમ્મા એટલે "જળ કોગળા કર્યા" એવો અર્થ કર્યો છે. વળી કય કોઉય મંગળ એટલે "કૌતક મંગલીક પાણીની અંજળી ભરી કોગળા કીધા" એવો અર્થ કર્યો છે તે તમામ મિથ્યા છે. કોઈપણ કોષમાં તેવો અર્થ કરેલો નથી, તેમ કોઈપણ પંડિત એવો અર્થ કરતા નથી. પરંતુ ઢુંઢકો મહા મિથ્યા દષ્ટિઓ વ્યાકરણ, કાવ્ય, કોષ વિગેરેના જ્ઞાન વિના અર્થનો અનર્થ કરી ઉત્સુત્ર પ્રરૂપણા કરી અનંત સંસારી થાય છે.

વળી નામ માળામાં કાગડાને બલી ભુક્ કહ્યો છે; તો રે ઢુંઢકો! મૂર્ખના સરદારો તમારા કહેવા પ્રમાણે તે શું પાણીના કોગળા ખાય છે કે પીઠી ખાય છે? નહિં, તેમ નથી પણ તેઓ દેવ આગળ ચડાવેલી વસ્તુના ખાનાર છે તેથી તેનું નામ બલી ભુક્ છે. અને તેણે કરીને પણ બલી કમ્મા શબ્દનો અર્થ દેવ પૂજા સિદ્ધ થાય છે.

વળી જેઠા મુઢમતિએ દ્રૌપદીના અધિકારમાં લખ્યું છે કે "નાહી અને પછી પીઠી ચોપડી" જુઓ! તેની મૂર્ખાઈ! કે નાહ્યા પછી પીઠી ચોળવી એ ઉચિત હોયજ નહિ. એવી કલ્પના તો અણુસમજુ બાળક પણ ન કરે. પરંતુ જેમ કોઈ મનુષ્ય

એક વખત જુઠું બોલે છે અને તે છુપાવવા વાસ્તે વારંવાર જુઠું બોલવું પડે છે તેમ ફક્ત એક અર્થ ફેરવવા માટે જેમ મનમાં આવે તેમ વારંવાર લખતાં જેઠમલજીએ સંસાર વધી જવાનો કોઇ પણ ડર ખાધો નથી.

આગળ જેઠા ઢુંઢક લખ્યું છે કે "સમ્યક્ત દ્રષ્ટી અન્ય દેવને પૂજે છે" તે મિથ્યા છે. કારણ કે અન્ય દેવને શ્રાવક પુજે નહિ. મિથ્યા દ્રષ્ટી હોય તે પૂજે. અને શ્રાવકે ગુરૂ મહારાજના મુખે છ આગાર સહિત સમ્યક્ત ઉચર્યું હોય તે શાસન દેવતા પ્રમુખ સમકિત દ્રષ્ટીની ભક્તિ કરે છે તે સાધર્મીના સંબંધે કરીને કરે છે, તેને અન્ય દેવ કહેવાતા નથી. વળી જે કોઇ સમ્યક દ્રષ્ટી કોઇપણ અન્ય દેવને માનશે તે દેવતા ક્યાંતો સમ્યક્ દ્રષ્ટી હશે અથવા તો કોઇ ઉપદ્રવ કરવાવાળો હશે, તેને માટે શ્રાવકને "દેવાભીઓગેણું" આગાર છે; પરંતુ તુંગીઆ નગરીના શ્રાવકોને શું કષ્ટ આવી પડયું હતું જે અન્ય દેવને પૂજ્યા ? જેઠો મુઢમતિ કહે છે કે "ગોત્રદેવ પજ્યા" તે ક્યા પાઠનો અર્થ છે—ગોત્ર દેવતા કોઇપણ શ્રાવકે પૂજ્યા હોય તો સુત્રપાઠ દેખાડો, કારણ કે અન્ય દેવને શ્રાવક પૂજે નહિ.

છેવટે મૂર્ખ જેઠાએ તુંગીઆ નગરીના શ્રાવકે ઘરના દેવ પૂજ્યાની બાબતમાં કુતર્ક કર્યા છે તે તેની મૂઢતાની નિશાની છે. પરંતુ પોતાના ઘર માંહેલા જીન ભૂવનમાં અરિહંત દેવની પૂજા તેણે કરી છે એ નિઃશંસય છે.

વળી શ્રી ઉપાશક દશાંગમાં આણંદ શ્રાવકને અધિકારે જે પાઠ છે, તે પ્રમાણે સર્વ શ્રાવકોને માટે જાણવો. માટે મૂઢમતિ જેઠાએ ગોત્ર દેવતાની પૂજા તો શ્રાવકને માટે ઠરાવી અને જીન પ્રતિમાની પૂજા નિંદી તે મહા મિથ્યા દ્રષ્ટીનું લક્ષણ છે. ઇતિ.

## ૯. સિદ્ધાયતન શબ્દનો અર્થ.

નવમા પ્રશ્નોત્તરમાં જેઠા મુઢમતિએ સિદ્ધાયતન શબ્દનો અર્થ

ફેરવવા માટે ઘણીક યુક્તિઓ કરી છે, પરંતુ તે તમામ જુઠી છે. કારણ કે સિદ્ધાયતન નામ ગુણ નિષ્પન્ન છે. સિદ્ધ કે૦ શાશ્વતી અરિહંતની પ્રતિમા તેનું આયતન કે૦ ઘર તે સિદ્ધાયતન આ પ્રમાણે તેનો અર્થ છે. જેઠા કુમતિએ સિદ્ધાયતન નામ ગુણ નિષ્પન્ન નથી એમ ઠરાવવા માટે શિવભદ્ર તથા સંજતિ રાજા વિગેરેનું દ્રષ્ટાંત આપેલું છે, કે જેમ તે નામ ગુણ નિષ્પન્ન જણાતા નથી તેમ સિદ્ધાયતન નામ પણ ગુણ નિષ્પન્ન નથી, તે તેનું લખવું અસત્ય છે. કારણ કે વસ્તુ નિરૂપણ નામ શાસ્ત્રકારોએ સિદ્ધાંતોને વિષે કહ્યાં છે તે ગુણ નિષ્પન્નજ છે. જેમ, ૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, ૫ સાધુ, ૬ સામાયક ચારિત્ર, ૭ છેદોપ સ્થાનીય ચારિત્ર, ૮ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર, ૯ સુક્ષ્મ સંપરાય ચારિત્ર, ૧૦ યથા ખ્યાત ચારિત્ર, ૧૧ જંબુદ્વિપ, ૧૨ લવણ સમુદ્ર, ૧૩ ધાતકી ખંડ, ૧૪ કાલો દધિ સમુદ્ર, ૧૫ ઘ્રતવર સમુદ્ર, ૧૬ દધીવર સમુદ્ર, ૧૭ ક્ષીરવર સમુદ્ર, ૧૮ વારૂણી સમુદ્ર, ૧૯ શ્રાવકના બાર વ્રત, ૩૧ શ્રાવકની અગીઆર પડિમા, ૪૨ અગીયાર અંગના નામ, ૫૩ બાર ઉપાંગના નામ, ૬૫ ચુલહીમવંત પર્વત, ૬૬ મહા હીમવંત પર્વત, ૬૭ રૂપી પર્વત, ૬૮ નિષધ પર્વત, ૬૯ નિલવંત પર્વત, ૭૦ નવકાર શી પ્રમુખ દશ પચખાણ, ૮૦ છલેશ્યા, ૮૬ આઠ કર્મ વિગેરે વસ્તુઓનાં નામ જેમ ગુણ નિષ્પન્ન છે તેમ સિદ્ધાયતન પણ ગુણ નિષ્પન્ન નામજ છે.

બીજા લૌકીક નામ કથા નિરૂપણમાં, શિવભદ્ર, સંજતી રાજા વિગેરે કહ્યા છે તે ગુણ નિષ્પન્ન પણ હોય છે અને અગુણ નિષ્પન્ન પણ હોય છે કારણ કે તે નામ તેમના માત પિતાએ આપેલા હોય છે.

૩ જા પ્રશ્નમાં મહા પુરૂષ બાબત લખ્યું તો તે મહા પાપના કરનારા હતા તેથી મહા પુરૂષ કહ્યા છે, તેમાં કાંઈ બાધક નથી. પરંતુ તે વાતનું જ્ઞાન જે જીન શાસ્ત્રની શૈલી જાણતા હોય અને અપેક્ષા સમજતા હોય તેને થાય. જેઠમલજી સરખા મૃષાવાદી અને સ્વમતિ કલ્પનાએ લખનારને ક્યાંથી થાય!

૪ થા પ્રશ્નમાં કહેલા અનુત્તર વિમાનના નામ ગુણ નિષ્પન્નજ

છે, અને તેને દ્વિપ સમુદ્રના નામ સાથે સંબંધ હોવાનું કાંઈ કારણ નથી.

૫ શ્રી અનુયોગદ્વારમાં કહેલા ગુણ નિષ્પન્ન નામના ભેદમાં સિદ્ધાયતન નામનો સમાવેશ થાય છે.

૬ ભરતાક્ષિક વિજયોમાં માગધ ૧ વરદામ ૨ અને પ્રભાસ ૩ એ તિર્થો કહ્યા છે તે લૌકિક તિર્થ છે, તેને માનવાનું સમ્યક્ દ્દષ્ટીને શું કારણ છે? હે! મુઢ! ઢુંઢકો! કાંઈક વિચાર કરો, કે જેમ અન્ય દર્શનીઓમાં આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, બ્રહ્મચારી, વિગેરે કહે છે, અને શાસ્ત્રકારો પણ તેને સાધુ કહીને બોલાવે છે, તો તેથી શું તે જૈન દર્શનના સાધુ કહેવાશે? ને તે વાંદવા યોગ્ય થશે? તેમજ માગધાદિક તિર્થ સમજવા.

૮ શ્રી રિષભાનન ૧ ચંદ્રાનન ૨ વારીષેણ ૩ અને વર્ધમાન ૪ એ ચાર નામજ સાશ્વતી જીન પ્રતિમાના છે. કારણ કે દરેક ચોવીશીમાં પંદર ક્ષેત્રમાં થઈને એ ચાર નામ લાભે છે. માટે તે બાબતમાં જેઠાના કુતર્કો જુઠા છે.

૯ મા પ્રશ્નમાં મુઢમતિ લખે છે કે "દ્રૌપદિના દેહેરા મધ્યે પ્રતિમા હતી તો તેને સિદ્ધાયતન ન કહ્યો અને જીનઘર કેમ કહ્યો" તો રે મુઢ! જીનગ્રહ તે અરિહંત આશ્રી નામ છે, અને સિદ્ધાયતન તે સિદ્ધ આશ્રી નામ છે તેમાં બાધક શું છે? નિઃકેવળ ફોકટના કુતર્કો કરી ભોળા લોકોને ફંદમાં ફસાવવાનો જેઠાએ ઉપાયજ કરેલો છે.

૧૦ મા પ્રશ્નમાં "ધર્માસ્થી, અધર્માસ્થી વિગેરે અનાદી સિદ્ધના નામ કહીને તેને સિદ્ધ ઠરાવીને તમે કેમ વાંદતા નથી" એવું જેઠા અજ્ઞાનીએ લખ્યુંછે, પણ તે બાબતને સિદ્ધાયતન શબ્દ સાથે કાંઈ પણ સંબંધ નથી, અને તેને વંદન હોયજ નહિ; પરંતુ તમે ઢુંઢકો નમોસિદ્ધાણું કહોછો ત્યારે તો તે ધર્માસ્થી અધર્માસ્થીનેજ નમસ્કાર કરતા હશો એમ તમારે મતેજ ઠરેછે.

વળી લખ્યુંછે કે "અનંતા કાળની સ્થિતિછે અને સ્વયં સિદ્ધ અણકીધા થયા માટે સિદ્ધાયતન કહીએ" તો રે મહામુઢો! અ-

નાદિ કાળની સ્થિતિવાળી અને સ્વયંસિદ્ધ એવીતો અનેક વસ્તુઓછે, વિમાનોછે, નર્કાવાસાછે, પર્વતો છે, દ્વિપો છે, સમુદ્રોછે, ક્ષેત્રો છે, તો તેને કોઈને કોઈપણ જગ્યાએ સિદ્ધાયતન કહ્યા નથી. માટે ઢુંઢકો ! જો ચક્ષુ ઉઘાડીને જોશો તો જણાશે કે ફક્ત શાશ્વતી જીનપ્રતિમાના ભુવનનેજ સિદ્ધાયતન શાસ્ત્રમાં કહેલછે. અને તેથી જ તેનો અર્થ એમ કરીએ છીએ તે સત્યછે.

આ પ્રશ્નને અંતે જેઠોરિખ લખેછે કે " વૈતાઢ્ય પર્વત ઉપરના નવકુટમાં એકનેજ સિદ્ધાયતન કહ્યો છે બીજાને નથી કહ્યા તેનું કારણ કે બીજા કૂટ દેવદેવી અધિષ્ટીતછે તેથી તેના નામ બીજા કહ્યાંછે, અને આ કુટ ઉપર કાંઈ નથી તેથી તેને સિદ્ધાયતન કૂટ કહ્યોછે." પણ કુમતિઓ ! બતાવો જે ક્યાં કહ્યુંછે કે બીજા કુટ ઉપર દેવદેવીછે; અને આ કૂટ ઉપર નથી; મનકલ્પિત વાતો કરીને અસત્યનું સ્થાપન કરવું તે કદી પણ થવાનું નથી. આતો જેમ કોઈ મનુષ્ય લીલાગર ભાંગપી તેના કેફમાં ગાંડો થઈ જેવા ગપાટા હાંકે તેવો એક ગપાટો હાંકયો જણાયછે; પરંતુ ઉપરની હકીકતથીતો સિદ્ધાયતન નામને ઉલટી પુષ્ટી મળેછે, કારણ કે જે કૂટ ઉપર સિદ્ધાયતન હોયછે તે કૂટનેજ શાસ્ત્રકારે સિદ્ધયતન કૂટ કહેલાછે.

રે ઢુંઢકો ! છેવટે લખવાનું એટલુંજ કે શ્રી જીવાભીગમ સૂત્રમાં સિદ્ધાયતનનો વિસ્તાર સાથે અધિકારછે તે જરા ધ્યાન દઈ તપાસ કરી વાંચશો તો સ્પષ્ટ માલુમ પડશે કે તેમાં (૧૦૮) સાશ્વતા જીનબીંબછે, અને બીજાપણ ઘણા દેવો છત્રધાર ચામરધાર વિગેરેની મુર્ત્તિઓછે અને તેથીજ એમ નિર્ણય થાયછે કે સિદ્ધની પ્રતિમાના ભુવન માટે સિદ્ધાયતન કહ્યુંછે.

વળી ઘણા ઢુંઢકો સિદ્ધાયતનમાં સાશ્વતી જીનપ્રતિમા માનેછે તેમજ તેને સિદ્ધાયતન કહેછે, પરંતુ જેઠમલે તો તે વાતનો પણ સંપુર્ણ રીતે નિષેધ કર્યોછે, તે ઉપરથી એમ જણાયછે કે જેઠમલ મહા ભારે કર્મી હતો એમાં કાંઈ શક નથી.

# ૧૦ ગૌતમસ્વામી અષ્ટાપદે ચડયા તે વિષે.

આ દસમા પ્રશ્નમાં જેઠમલ કુમતિ લખેછે કે "ભગવંતે ગૌતમ સ્વામીને કહ્યું કે, તમે અષ્ટાપદની યાત્રા કરો તો તમને કેવળજ્ઞાન ઉપજે" આ લખવું મહા અસત્યછે. શાસ્ત્રોમાં તો એમ લખ્યુંછે કે "એકદા શ્રી ગૌતમસ્વામી ભગવંતથી જુદા કોઈ સ્થળે ગયા હતા ત્યાંથી જ્યારે ભગવંતની પાસે આવ્યા ત્યારે દેવતાઓ પરસ્પર વાતો કરતા હતા કે ભગવંતે આજે વ્યાખ્યાનાવસરે એવું કહ્યુંછે કે જે ભૂચર પોતાની લબ્ધિથી શ્રી અષ્ટાપદ પર્વતની યાત્રા કરે તે તેજ ભવમાં મોક્ષગામી થાય. આ વાત સાંભળીને ગૌતમસ્વામીએ અષ્ટાપદ જવાની ભગવંતની પાસે આજ્ઞા માગી, ત્યારે ભગવંતે ઘણા લાભનું કારણ જાણી આજ્ઞા દીધી; જ્યારે યાત્રા કરી તાપસોને પ્રતિબોધી ભગવંતની સમીપે આવ્યા ત્યારે (૧૫૦૦) તાપસોને કેવળજ્ઞાન ઉપજ્યું; ગૌતમસ્વામી ઉદાસ થયા કે મને કેવળ જ્ઞાન ક્યારે થશે? ત્યારે શ્રી ભગવંતે દ્રુમપત્રિકાધ્યયને તથા શ્રી ભગવતી સુત્રમાં चिरसंसिठ्ठोसिमेगोयमा ઈત્યાદિ પાઠોક્ત કહીને ગૌતમને સ્વસ્થ કર્યા." આ અધિકાર આવશ્યક, ઉત્તરાધ્યયન નિર્યુક્તિ, તથા ભગવતીવૃત્તિમાં કહ્યો છે, પરંતુ ભાગ્યહીન જેઠાને કેમ દેખાય, કાગડાનો સ્વભાવજ છે કે દ્રાક્ષને છોડીને ગંદકીમાં ચાંચ દેવી.

પછી જેઠો નિજાત્ર લખેછે કે "ભગવંતે પંચમહાવ્રત અને પચવીશ ભાવનારૂપ ધર્મ શ્રેણીક, કોણીક, શાળિભદ્ર પ્રમુખની આગળ કહ્યો છે, પરંતુ જીનમંદીર બનાવવાનો ઉપદેશ દીધો નથી" આ લખવું મહા મુર્ખતાઈનું છે કેમકે શું ભગવંતને એમની પાસે મંદીર બનાવવાનો ઉપદેશ દેવાનું જરૂરી કામ હતું? તોપણ તેઓએ બનાવેલા જીનમંદીરોનો અધિકાર સુત્રોમાં ઘણી જગ્યાએ છે તે નીચે પ્રમાણે.

૧ શ્રી આવશ્યક સુત્ર તથા યોગશાસ્ત્રમાં શ્રેણીકરાજાના કરાવેલા જીનમંદીરનો અધિકાર ચાલેલો છે.

૨ શ્રી મહાનિસીથ સુત્રમાં કહ્યું છે કે જીનમંદીર બનાવવા વાળા બારમા દેવલોક સુધી જાયછે યત:

काउंपिजिणायणेहिं, मंडिआसव्वमेयणिवट्टं ॥

दाणाइचउक्केण, सड्ढोगच्छेइज्जअच्चुयंजावनपरं ॥

અર્થ. જીન મંદીર કરાવીને પૃથ્વી પટ્ટમંડીત કરીને અને દાનાદીક ચારે ( દાન, શિયળ, તપ, ભાવ ) કરીને શ્રાવક અચ્યુત[1] દેવલોક સુધી જાય, ઉપરાંત ન જાય.

૩. શ્રી આવશ્યક સૂત્રમાં વગ્ગુર શ્રાવકે શ્રી પુરિમતાલ નગરમાં શ્રી મલ્લિનાથજીનું જીનમંદીર બનાવીને ઘણા પરિવારે યુક્ત જીન પુજા કર્યાનો અધિકારછે યત.

तत्तोयपुरिमताले,वग्गुरइसाणअच्चएपडिमं ॥

मल्लिजिणायणपडिमा, अन्नाएवंसिबहुगोट्टी ॥३५॥

૪. શ્રી આવશ્યકમાં ભરત ચક્રવર્તિએ જીનમંદીર બનાવ્યાનો અધિકાર કહેલોછે યત:

थुभसयभाउगाणं,चउवीसंचेवजिणघरेकासि ॥

सव्वजिणाणंपडिमां, वन्नपमाणेहिंनियएहिं ॥८९॥

અર્થ.—સો ભાઇઓના સો સ્થુભ[2] અને ચોવીશ તિર્થંકરના જીનમંદીર તેમાં સર્વે તિર્થંકરની પ્રતિમાઓ પોતપોતાના વર્ણ તથા શરીરના પ્રમાણયુક્ત ભરત ચક્રવર્તિએ શ્રી અષ્ટાપદ પર્વત ઉપર ભરાવેલીછે.

૫. તેજ સુત્રમાં પ્રભાવતી રાણીએ જીનમંદીર બનાવ્યાનો તથા નૃત્યાદિક[3] જીનપૂજા કર્યાનો અધિકારછે યત:

---

૧ બારમા દેવલોકનું નામ અચ્યુત દેવલોકછે. ૨ દેરાસર. ૩ નૃત્ય પુજા એ સત્તરભેદી પુજા માંહેલી ( ૧૬ ) મી પુજાછે.

अंतेउरचेइहरंकारियं पभावातिएण्हातातिसंझ

अच्चेइ अन्नयादेवीनच्चइरायावीणंवायेइ

અર્થ.—અંતે ઉર[1]ને વિષે ચૈત્ય ઘર એટલે જીનમંદીર કરાવ્યું છે; પ્રભાવતી રાણી ન્હાઇને ત્રણકાળને[2] વિષે તે મંદીરમાં અર્ચા[3] કરેછે; અન્યદારાણી નાચેછે અને રાજા પોતે વીણા વજાવેછે.

૬. પ્રથમાનુયોગમાં અનેક શ્રાવક શ્રાવિકાએ જીનમંદીર બનાવ્યાનો તથા પુજા કર્યાનો અધિકારછે.

૭. તેજ સૂત્રમાં દ્વારકામાં જીનપ્રતિમા પુજ્યાનો અધિકાર પણ છે.

૮. શાળિભદ્રના ઘરમાં જીનમંદીર તેમજ સુવર્ણ રત્નમય જીનપ્રતિમા હતી, અને એ મંદીર શાળિભદ્રના પીતાએ અનેક દ્વારોએ સુશોભિત દેવવિમાન સદશ બનાવેલું હતું યતઃશાળિભદ્ર ચરિત્ર

प्रधानानेकद्वारेन, मयाहँद्बिंबहेतवे ॥

देवालयंचचक्रेसो, निजचैत्यगृहोपमं ॥५०॥

ઉપર પ્રમાણે કહ્યા છતાં શું જેઠા મુઢમતિએ શાળિભદ્રનું ચરિત્ર નહીં જોયું હોય? કદાચ ઢુંઢકો કેહેશે કે અમે શાળિભદ્રનું ચરિત્ર માનતા નથી[4] તો બત્રીશ સુત્રમાં શાળિભદ્રનો અધિકાર કોઈ જગ્યાએ છે નહીં તે છતાં જેઠા મુઢમતિએ શાળિભદ્રનો અધિકાર આ પ્રશ્નોત્તરના ચોથા પ્રશ્નમાં લખ્યોછે તો શું તેના બાપના ચોપડામાં શાળિભદ્રનો અધિકારછે કે જેમાં લખ્યુંછે કે શાળિભદ્રે જીનમંદીર નથી બનાવ્યા!!

વળી જેઠો કુમતિ લખેછે કે "ભગવંતે શ્રેણીકને કહ્યું કે તું ચાર બોલ કરેતો નર્કમાં ન જાય પરંતુ એમ નથી કહ્યું કે જીનમંદીર બનાવે, યાત્રા કરે તો નર્કે ન જાય" તેનો ઉત્તર-તિર્થંકર મહા

---

૧ રાણીઓને રેહવાનો મેહેલ. ૨ પ્રભાત, મધ્યાન્હ, સાંજ. ૩ પુજા. ૪ ઘણા ઢુંઢકો શાળિભદ્રનો અધિકાર માનેછે.

રાજાની ભક્તિ વંદના કર, ચૌદહજાર સાધુઓની ભક્તિવંદના કર જેણે કરીને તું નર્કે ન જાય. તો વિચારો કે ભગવંતની તથા સાધુઓની ભક્તિ વંદના નર્ક દુર કરવાને સમર્થ ન થઈ તો યાત્રા કરવાથી નર્ક દુર કેમ થાય? માટે ભગવંતે તે કાર્ય કહેલું નથી. અને જેઠા મુઢમતિના લખવા પ્રમાણે તો ભગવંતની તથા સાધુઓની વંદના ભક્તિથી પણ કાંઈ પુન્ય બંધાતુ નથી (કારણ કે તે કાર્ય પણ ભગવંતે શ્રેણીકને બતાવ્યું નથી) તો ઢુંઢકો મુખબાંધીને લોગસ્સ, નમુથ્થુણં, નવકાર મંત્ર, શા વાસ્તે પઢેછે તેનાથી કાંઈ તમારા મત પ્રમાણે તમારી (નિશ્ચય થયેલી) નર્ક દુર થઈ શકવાની નથી. વળી આ વાત બત્રીશ સૂત્રમાં ન છતાં જેઠાએ કેમ લખી છે? કારણ કે તે બીજા સૂત્રો ગ્રંથો તથા પ્રકરણો વિગેરે માન્ય કરતો નથી.

વળી જેઠો ઢુંઢક લખેછે કે "સૂર્યકીરણના પુદ્ગળ હાથમાં તો આવતા નથી તો તેને પકડીને ગૌતમસ્વામી શીરીતે ચડ્યા" તેને અમે પુછીએ છીએ કે જે જીવ ચાલેછે તેને ધર્માસ્થીકાય સહાય દેછે એવું જૈનશાસ્ત્રોમાં કહેલુંછે તો શું જીવ ધર્માસ્થીકાયને પકડીને ચાલેછે? નહીં. તેવીજ રીતે જંઘાચારણ લબ્ધિવાળા સૂર્યના કીરણોની નિશ્રાએ અવલંબીને ઉત્પતેછે તે પ્રમાણે ગૌતમસ્વામી પણ અષ્ટાપદ પર્વત ઉપર ચડેલાછે.

વળી ભગવતી સુત્રમાં તો જંઘાચારણ તથા વિદ્યાચારણ એ બેનોજ અધિકારછે, પરંતુ ઉપલક્ષણથી બીજા ઘણા પ્રકારના ચારણ મુનિઓ જૈનશાસ્ત્રોમાં કહ્યાછે તેનાં નામ. વ્યોમચારણ, જળચારણ, પુષ્પચારણ, શ્રેણીચારણ, અગ્નિશિખાચારણ, ધુમ્રચારણ, મર્કટતંતુચારણ, ચક્રમણ જ્યોતિરશ્મિચારણ, વાયુચારણ, નિહારચારણ, મેઘચારણ, ઓસચારણ, તથા ફળચારણાદિ જાણવા; તેમાં ધુમ્રવર્તી તે તિર્યગ અથવા ઉર્ધ્વગમન કરવાને ધુમ્રનું આલંબન કરીને જે અસ્ખલિત ગમન કરે તેને ધુમ્રચારણ કહ્યાછે. તથા ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાદીકની તથા બીજી કોઇપણ જ્યોતિના કિરણોનો આશ્રય કરી ગમનાગમન કરે તેને ચક્રમણ જ્યોતિરશ્મિ-

ચારણ કહ્યાછે. અને સામો અથવા ઉપરાંઠો જે દિશાને વિષે વાયરો જતો હોય તે દિશાએ તેજ આકાશ પ્રદેશની શ્રેણીને આશ્રય કરીને તેની સાથેજ ચાલે તેને વાયુચારણ કહ્યાછે; તેજ પ્રમાણે જંઘાચારણ સુર્યના કિરણની નિશ્રાએ કરી અવલંબીને ઉત્પત્તેછે. ૧

શ્રી ભગવતી સુત્રમાં સતક ત્રીજે ઉદ્દેશે પાંચમે કહ્યુંછે કે સંઘના કાર્ય માટે સાધુ લબ્ધી ફોરવેતો પ્રાયશ્ચિત લાગતુ નથી યતઃ

सेजहानामएकेतिपुरिसेअसिचम्मपायगहायगच्छेज्जाएवामेवअणगारोविभाविअप्पाअसिचम्मपायहत्थकिच्चगएणंअप्पाणेणंउड्ढंवेहासंउप्पइज्जा?हंताउप्पइज्जा

અર્થ—જેમ કોઈ પુરૂષ અસિ જે તરવાર અને ચર્મપાત્ર ગ્રહણ કરીને જાય. તેમ ભાવી આત્મા અણગાર જે તે અસિ, ચર્મપાત્રછે હાથને વિષે જેને એવા (સંઘાદીકને કાર્યે) પોતે આકાશને વિષે ઉત્પત્તે કે૦ જાય ? હા ગૌતમ ! જાય. ઉપર પ્રમાણે ભગવંતે કહ્યા છતાં જેઠો અક્કલહીન લખેછે કે લબ્ધિ ફોરવવાથી સર્વત્ર પ્રાયશ્ચિત લાગેછે પણ તેણે સર્વત્ર લખેલુંછે તે જુઠું છે.

આ પ્રશ્નને અંતે (૧૫૦૦) તાપસ કેવળી થયાછે તે બાબત ખોટી ઠરાવવા માટે જેઠો લખેછે કે "મહાવીર સ્વામીને તો સાતશેં કેવળીની સંપદાછે અને જો ગૌતમ સ્વામીના શિષ્ય કહેશો તો તેને પણ સિદ્ધાંતમાં ઠામ ઠામ પાંચસેં શિષ્ય કહ્યાછે" તેનો ઉત્તર—મહાવીર સ્વામીના શિષ્ય સાતસેં કેવળી મોક્ષે ગયાછે તે સત્યછે, પરંતુ ગૌતમ સ્વામીના શિષ્ય તેથી જુદાછે; આ વાત સમજવામાં ન આવી તે મિથ્યાત્વનો ઉદયછે, અને ગૌતમ સ્વામીને પાંચસેં શિષ્ય સિદ્ધાંતોમાં ઠામઠામ કહ્યાછે એમ જેઠમલજી લખેછે તે અસત્યછે. કારણકે કોઈપણ સુત્રમાં ગૌતમ સ્વામીના પાંચસેં શિષ્ય કહ્યા નથી. કહ્યા હોય તો એક જગ્યાએ તો દેખાડો ? વાહરે ! જેઠમલજી દેવાનાં પ્રીય !!

---

૧ વધારે વિસ્તારને વાસ્તે જુઓ પ્રવચનસારોદ્ધાર દ્વાર ૬૮મો.

વળી શ્રી કલ્પસુત્રમાં ગૌતમ સ્વામીને જે પાંચસેં શિષ્યનો પરિવાર કહ્યોછે તે દિક્ષા લેતી વખતનોછે પણ બધા થઈને તો (૫૦૦૦૦) કેવળીની સંપદા ગૌતમસ્વામીને ગ્રંથોમાં કહેલીછે. ઈતિ.

---

## ૧૧ નમુથ્થુણંના પાછલા પાઠ વિષે.

જેઠો મુઢમતિ (૧૧) મા પ્રશ્નમાં લખેછે કે "નમુથ્થુણંમાં અધિક પદ વધાર્યાછે" આ લખાણ અસત્યછે. કારણકે અમે નમુથ્થુણંમાં કાંઈ પણ પદ વધાર્યું નથી. નમુથ્થુણં તો ભાવ અરિહંત વિદ્યમાનોની સ્તુતિછે અને જે છેલ્લી ગાથાછે તે દ્રવ્ય અરિહંતની સ્તુતિનીછે. ઢુંઢકો દ્રવ્ય અરિહંતને વંદણા કરવી નિષેધ કરેછે કારણકે તેઓ તેને અસંજતી સમજેછે એ ઉપરથી એમ જણાયછે કે તેઓની બુદ્ધિભ્રષ્ટ થઈ ગયેલીછે. શ્રી નંદીસુત્રમાં છવ્વીશ આચાર્ય જેમાંથી ચોવીશ સ્વર્ગમાં દેવતા થયાછે તેને નમસ્કાર કર્યોછે તો નમુથ્થુણંના પાછલાપાઠમાં શું મિથ્યાછે. જો ઢુંઢકો આ કારણથી નંદીસુત્રને પણ જુઠું કહેશે તો જરૂર તેણે મિથ્યાત્વરૂપી મદીરાપાન કરીને ખોટી લવરી કરવી શરૂ કરીછે એમ જણાશે.

વળી ઢુંઢકો પોતાના ગુરૂઓ જેઓ મરી ગયેલાછે, અને જેઓ જિનાજ્ઞાના ઉત્થાપક નિન્હવ હોવાથી અમારી સમજ પ્રમાણે તો નર્ક તિર્યંચાદિ ગતિમાંજ ગયા હશે, પણ મુર્ખ ઢુંઢકો તેને દેવ ગતિમાં ગયેલા સમજતા હોય તો તેને તેઓ વંદણા કેમ કરેછે, કારણ કે તે અસંયતી, અવિરતી અપચ્ચખાણીછે; કદાચ ઢુંઢકો કેહેશે કે અમે તો તે ગુરૂપદને નમસ્કાર કરીએ છીએ તો રે મુઢો અમારી વંદણા પણ તિર્થંકર પદનેજછે અને તે સત્યછે, વળી તેથી કરીને દ્રવ્ય નિક્ષેપો પણ વંદનીક ઠરેછે.

શ્રી આવશ્યક સુત્રમાં નમુથ્થુણંનો છેલી ગાથા સહીત પાઠ છે અને તે પ્રમાણેજ અમે કહીએ છીએ માટે જેઠા કુમતિનું લખવું તદન મિથ્યાછે.

પ્રશ્નને અંતે નમુથ્થુણં ઇંદ્રે કહેલુંછે તે બાબતમાં ફોગટનું ડોળાણ કર્યુંછે પણ તે મૂઢતાની નિશાનીછે.

પ્રશ્નની અંતર્ગતમાં દ્રવ્ય નિક્ષેપો વંદનીક નથી એમ ઠરાવ્યું છે તે પ્રત્યક્ષ મિથ્યાછે, કારણ કે શ્રી ઠાણાંગ સુત્રમાં ચોથે ઠાણે ચાર પ્રકારના સત્ય કહેલાછે. યતઃ

चउव्विहेसच्चेपन्नत्तेनामसच्चे, ठवणसच्चे, दव्वसच्चे, भावसच्चे.

અર્થ—સત્ય ચાર પ્રકારના કહ્યાછે. ૧ નામ સત્ય. ૨ સ્થાપના સત્ય. ૩ દ્રવ્યસત્ય. ૪ ભાવસત્ય. આ સુત્રપાઠમાં દ્રવ્યસત્ય પણ કહ્યું છે અને તેથી દ્રવ્ય નિક્ષેપો સત્યછે એમ સિદ્ધ થાયછે.

વળી લખ્યુંછે કે "આવતા કાળના તિર્થંકર હજીસુધી અવિરતી, અપચ્ચખાણી ચારે ગતિમાં હોય તેને કેમ વંદાય"? તેનો ઉત્તર. શ્રી રિષભદેવજીના વારામાં છ આવશ્યકમાં ચઉવીસથ્થો હતો કે નહિ? અને જો હતોજતો તેઓ બીજા ત્રેવીશ તિર્થંકરને નમસ્કાર કરતા હતા કે નહિ? ઢુંઢકોના કહેવા પ્રમાણે તો તેઓ વંદનીક નથી એમ ઠરેછે અને રિષભદેવજીના વારાના સાધુ શ્રાવકો તો ચઉવીસથ્થો કહેતા હતા તેથી થવાના ત્રેવીશ તિર્થંકરને નમસ્કાર કરતા હતા એમ પ્રત્યક્ષછે. માટે રે મૂઢ ઢુંઢકો! શાસ્ત્રકારે દ્રવ્ય નિક્ષેપો વંદનીક કહ્યોછે તેમાં કાંઈ શક જેવું નથી તો જરા ઉંડી બુદ્ધિ આલોચીને વિચાર કરો! અને કુમતજાળ તજી દ્યો. ઇતિ.

## ૧૨ ચાર નિક્ષેપે અરિહંત વંદનીકછે તે વિષે.

બારમા પ્રશ્નોત્તરની આદ્યમાં જેઠામુઢમતિએ અરિહંત, આચાર્ય અને ધર્મની ઉપર ચાર નિક્ષેપા ઉતાર્યાછે તે તમામ જુઠાછે. એવી રીતે શાસ્ત્રમાં કોઈ પણ જગ્યાએ ઉતારેલ નથી અને નામ અરિહંતની બાબતમાં "રિષભો, શાંતો, નેમો, વીરો" વિગેરે નામ લખીને તેણે શ્રી વિત્તરાગ ભગવંતની મહા અવજ્ઞા કરીછે તે તેની મહા મૂઢતાની નિશાનીછે, અને તેણે કરીનેજ અમે તેને મૂઢમતિનું ઉપનામ આપેલુંછે. તે વાર પછી તે લખેછે કે એકલો ભાવનિક્ષેપો-

જ વંદનીકછે બીજા ત્રણ વંદનીક નથી, પરંતુ તે લખવું તેનું સિદ્ધાંતોથી વિપરીતછે, કારણ કે સિદ્ધાંતોમાં ચારે નિક્ષેપા વંદનીક કહ્યાછે.

જેઠા નિન્નવે લખ્યુંછે કે "તિર્થંકરોનાં જે નામછે તે નામ સંજ્ઞાછે, નામ નિક્ષેપો નહિ; નામ નિક્ષેપો તો તિર્થંકરોનાં નામ જે અન્ય વસ્તુમાં પામીએ તેછે" આ લખાણ ઉપરથી એમજ નિશ્ચય થાયછે કે જેઠા અજ્ઞાનીને જૈનશાસ્ત્રનો કિંચીત પણ બોધ નહોતો, કેમકે શ્રી અનુયોગ દ્વાર મધ્યે કહ્યુંછે યતઃ

जथ्थयजंजाणिज्जा, निखेवंनिखेवेनिरवसेसं;

जथ्थवियनजाणिज्जा, चउक्कयंनिखिवेतथ्थ ॥१॥

અર્થ—જ્યાં જે વસ્તુમાં જેટલા નિક્ષેપા જાણે ત્યાં તેટલા નિક્ષેપા કરે અને જે વસ્તુમાં અધિકા નિક્ષેપા ન જાણી શકે તે વસ્તુમાં ચાર નિક્ષેપા તો અવશ્ય કરે.

રે! કુમતિઓ વિચારો કે શાસ્ત્રકારે તો વસ્તુની માંહે નામ નિક્ષેપો કહ્યોછે અને જેઠો મુઢમતિ લખેછે કે જે વસ્તુનું નામછે તે નામ નિક્ષેપો નહિ, નામ સંજ્ઞાછે, તો એ મંદમતિને એટલી પણ સમજણ નહોતી કે નામ સંજ્ઞામાં ને નામ નિક્ષેપામાં કાંઇ ફેર નથી.

શ્રીઠાણાંગજીમાં ચોથે ઠાણે નામ, સ્થાપના, દ્રવ્ય, અને ભાવ, એ ચાર પ્રકારની સત્ય ભાષા કહીછે, તે અગાઉ લખાયેલછે. ૧ તેમજ તેજ સુત્રના દશમા ઠાણામાં દશ પ્રકારના સત્ય કહ્યાછે અને શ્રીપન્નવણાજીના ભાષા પદમાં પણ દશ પ્રકારના સત્ય કહ્યાછે તેમાં સ્થાપના સત્ય કહેલુંછે યતઃ શ્રીઠાણાંગસુત્રે.

दसविहेसच्चेपन्नत्तेतंजहाजणवय,सम्मय,ठवणा,नामे, रूवे,पडुच्चसच्चेय,ववहार, भाव, जोए, दसमेउवम्म सच्चेय.

---

૧ જુઓ સુત્રપાઠ પાને ૬૪

અર્થ—દશ પ્રકારના સત્ય કહ્યાંછે તદ્યથા, ૧ જનપદ સત્ય, ૨ સમ્મત્ત સત્ય, ૩ સ્થાપના સત્ય, ૪ નામ સત્ય, ૫ રૂપસત્ય, ૬ પ્રતીત સત્ય, ૭ વ્યવહાર સત્ય, ૮ ભાવસત્ય, યોગસત્ય, અને ૧૦ ઉપમા સત્ય.

આ સુત્રપાઠથી સ્થાપના નિક્ષેપો સત્ય તેમજ વંદનીક ઠેરેછે.

વળી ચોવીશ જીનની સ્તવનારૂપ લોગસ્સનો પાઠ ઉચ્ચારણ કરતા રિખભાદીક ચોવીશ પ્રભુનાં નામ પ્રગટપણે કેહેછે અને વંદના કરેછે તે નામનિક્ષેપાને વંદના છે તેમજ શ્રી રિખભદેવને વારે ચઉવીસથ્થો ભણતા બીજા ત્રેવીશ પ્રભુ રહ્યા તે દ્રવ્ય નિક્ષેપે વંદાયછે. વળી કાઉસગ્ગ કરવાનો આળાવો જે अरिहंत चेइआणं करेमी काउसग्गं वंदणवत्तिआए. ઇત્યાદીક પાઠ ઉચ્ચારતાં સ્થાપના નિક્ષેપો વંદનીકછે એમ સિદ્ધ થાયછે, અને તે પાઠ શ્રી આવશ્યક સુત્રમાંછે. આ આળાવો ઢુંઢક માનતા નથી તેથી તેમને મસ્તકે આશાભંગરૂપ વજ્રદંડનો ઘાત પડેછે. વળી શ્રી ભગવતી સુત્રની આદ્યમાં શ્રી ગણધરદેવે બ્રાહ્મી લીપીને નમસ્કાર કર્યોછે, તે જેમ જ્ઞાનનો સ્થાપના નિક્ષેપો વંદવા યોગ્યછે તેમજ શ્રી તિર્થંકરદેવનો સ્થાપના નિક્ષેપો પણ વંદના કરવા યોગ્યછે.

રે! ઢુંઢકો? તમે लोगस्स उज्जो अगरे ભણોછો ત્યારે अरिहंते कित्तइसं એ પાઠવડે ચોવીશ અરિહંતની કિર્તના કરોછો તે ચોવીશ અરિહંતતો હાલ વર્તમાનકાળમાં નથી, તો તમારી વંદના કોને પહોચે છે? જો તમે કેહેશો કે જે મોક્ષમાં ચોવીશ પ્રભુજીછે તેની કિર્તના કરીએ છીએ તો તે અરિહંતતો હવે સિદ્ધછે માટે सिद्धे कित्तइसं કેહેવું જોઇએ, અને એમ તમે કેહેતા નથી. કદાચ કેહેશો કે અતીતકાળમાં જે ચોવીશ તિર્થંકર હતા તેને વંદના કરીએ છીએ તો અતિતકાળમાં જે વસ્તુ થઇ ગઇ તે દ્રવ્ય નિક્ષેપે છે, ને દ્રવ્ય નિક્ષેપો તો તમે વંદન યોગ્ય ગણતા નથી; હવે તમારી વંદના કોને પહોચી કદાચ એમ કેહેશો કે અતીતકાળમાં જેવા

અરિહંત હતા તેવા અમારાં મનમાં કલ્પીને વંદના કરીએ છીએ તો તે સ્થાપના નિક્ષેપોછે અને સ્થાપના નિક્ષેપો તો તમારા કુમત ભાવને લીધે તમે માનતા નથી. હવે કહો કે એ તમારી વંદના કોને પહોંચી? છેવટે આ વાતનું તાત્પર્ય એટલુંજ કે તમે ઢુંઢકો અજ્ઞાનના ઉદયથી તેમજ દ્વેષ બુદ્ધિથી ભાવ નિક્ષેપા શિવાય બીજા નિક્ષેપા વાંદવા કબુલ કરતા નથી પરંતુ વંદાયછે ખરા.

વળી સ્થાપના અરિહંતને આનંદ શ્રાવક, અંબડ તાપસ, મહાસતી દ્રૌપદી, વગ્ગુર શ્રાવક, તથા પ્રભાવતી પ્રમુખ અનેક શ્રાવકોએ, અને ગૌતમ, જંઘાચારણ, વિદ્યાચારણાદિ અનેક મુનીઓએ, તમજ સુર્યાભ, અને વિજયાદિ અનેક દેવતાઓએ વંદના કરીછે તેના અધિકાર સુત્રોમાં પ્રસિદ્ધછે. વળી શ્રી મહાનિસીથ સુત્રમાં કહ્યુંછે કે સાધુ પ્રતિમાને વંદના ન કરે તો પ્રાયશ્ચિત આવે. એવી રીતે નામ અને સ્થાપના વંદન કરવા યોગ્યછે તો દ્રવ્ય અને ભાવ તો વંદનીકછેજ તેમાં શું આશ્ચર્ય!

જેઠો મંદમતિ પહેલા તથા બીજા પ્રશ્નમાં લખેછે કે "કૃષ્ણને તથા શ્રેણીકને આવતી ચોવીશીમાં તિર્થંકર થવાનું જ્યારે ભગવંતે કહ્યું ત્યારે તેને દ્રવ્યજીન જાણીને કોઈએ કેમ વાંદ્યા નહિ" એ લખવું તદન વિપરીતછે. કારણ કે તે જગ્યાએ વાંદવા ન વાંદવાનો અધિકાર નથી છતાં એ મતિ કલ્પનાએ કરીને લખેછે કે કોઈએ વાંદ્યા નથી તો એવું ક્યાં લખ્યુંછે? તે બતાવો.

૩-૪-૫ મા પ્રશ્નનો ઉત્તર—મલ્લીકુમરી સ્ત્રીવેષમાં હતી તેથી તે વંદનીક નહિ; તેમજ તેની સ્ત્રીવેષની પ્રતિમા પણ વંદનીક નહિ.

૬ ઠ્ઠા પ્રશ્નમાં જેઠા નિન્હવે ભદ્રિકજીવોને ભુલાવાને લખ્યું છે કે "શ્રી સમવાયાંગ સુત્રમાં વર્તમાન ચોવીશ જીનના નામ કહ્યા ત્યાં વંદે શબ્દ કહ્યોછે, કારણ કે તે ભાવનિક્ષેપે વંદનીકછે; અને અનાગત ચોવીશ જીનના નામ કહ્યા ત્યાં વંદે શબ્દ નથી કહ્યો કારણ કે તે દ્રવ્ય નિક્ષેપેછે તેથી વંદનીક નથી" આ લખવું તમામ અસત્યછે; કારણકે શ્રીસમવાયાંગ સુત્રમાં વર્તમાન તથા અનાગત બંને ચોવીશ જીનના નામમાં વંદ શબ્દ નથી પરંતુ તેણે મુઢે આવા ફેરફાર પાઠ નાંખીને

ભોળા જીવોને ફસાવવા નિમિત્તે જાળ ગુંથીછે. વળી તે મુઢે એટલો પણ વિચાર નથી કર્યો કે કદાચ વર્તમાન ચોવીશ જીનના નામમાં વદે શબ્દ હોય તો તે પણ નામનિક્ષેપાને વંદનાછે, પણ ત્યાં ભાવ નિક્ષેપો તો છેજ ક્યાં?

૭ મા પ્રશ્નના ઉત્તરમાં લખવાનું કે—ગાંગેય અણગારે ભાવ અરિહંતની શંકા હતી તેથી પ્રથમ વાંદ્યા નહિ અને પરિક્ષા કરીને શંકા દુર થઇ ત્યારે વાંદ્યા. તેમાં તમારો પંથ શું સિદ્ધ થાયછે? કારણ કે ત્યાં દ્રવ્યનિક્ષેપો વાંદવાનું કાંઇ કારણજ નથી. પરંતુ રે! ઢુંઢકો! તે જેઠાને નિક્ષેપાનું જ્ઞાનજ નહોતું એમ આ ઉપરથી સિદ્ધ થાયછે.

આઠમા પ્રશ્નમાં લખેછે કે "શ્રી તીર્થંકર દેવ ગૃહવાસે હોય ત્યારે વંદનીક નથી" આ લખવું તદન અસત્ય છે. કારણ કે પ્રભુને ગર્ભવાસથી માંડીને ઇંદ્રે વારંવાર નમસ્કાર કર્યાનો અધિકાર સુત્રોમાં ઘણી જગ્યાએ છે અને સિદ્ધાંતકારે દેવતાઓને તો મહા વિવેકી ગણ્યા છે. શ્રી દશવૈકાલિક સુત્રના પ્રારંભમાં કહ્યું છે કે—

धम्मोमंगलमुक्किट्ठं, अहिंसासंजमोतवो;

देवावितंनमंसंति, जस्सधम्मेसयामणो ॥१॥

આ ગાથામાં એમ કહ્યું છે જે ધર્મને વિષે જેનું મન સદા વર્તે છે તેને દેવતા પણ નમસ્કાર કરે. અપિ શબ્દે એમ સૂચવે છે કે મનુષ્ય કરે તેમાંતો કહેવુંજ શું? આ લેખે મનુષ્યથી અધીક વિવેકી દેવતા ઠરેછે માટે તેમણે ગર્ભાવાસથી માંડીને નમસ્કાર કર્યા છે તો મનુષ્યને કરવા યોગ્યતો છેજ તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

નવમા પ્રશ્નમાં તથા તેની અંતરગતના ૫ પ્રશ્નમાં જેઠો નિજાવ લખેછે કે "જમાલીને તથા ગોશાળા પ્રમુખને જીનમારગના પ્રત્યનીક જાણીને તેના શિષ્યો તેને છોડીને ભગવંત પાસે આવ્યા, પરંતુ કોઇએ તેને દ્રવ્યગુરૂ જાણીને નમસ્કાર કર્યા નહિ, માટે દ્રવ્ય નિક્ષેપો વંદનીક નથી." આ પ્રશ્નનો ઉત્તર—રે! મૂઢ! જેનો ભાવ

નિક્ષેપો શુદ્ધ છે તેના નામ, સ્થાપના, તથા દ્રવ્ય વંદન પુજન યોગ્ય છે. પરંતુ જેનો ભાવનિક્ષેપોજ અશુદ્ધ છે તેના નામ, સ્થાપના, તથા દ્રવ્ય અશુદ્ધજ છે, તો તે વંદન પુજન યોગ્ય નથી. તે માટે ગોશાળો તથા જમાલી વંદનીક નથી કારણ કે તેનો ભાવનિક્ષેપો અશુદ્ધ છે. માટે રે ઢુંઢકો જેમ તમે જીનસાધુ નામધરાવોછો અને જૈનસાધુને કાંઇક લગતો વેષ પેહેરોછો, પરંતુ તમોને સમકિતદષ્ટી શુદ્ધ પરંપરાવાળા શ્રાવકો માનતા નથી તેમજ જમાલી તથા ગોશાળાનું સમજી લેવું. વળી તમારા કુપંથમાં પણ જેઓ ભોળા છે તેઓ ખરીવાત જાણેછે ત્યારે જમાલીના શિષ્યોની જેમ તમોને છોડીને શુદ્ધ જૈનમાર્ગને અંગિકાર કરેછે અને ફરીને તમારી સન્મુખ પણ જોતા નથી.

૧૦ મા પ્રશ્નમાં લખ્યું છે કે "જેમ મરેલા ભરતારની પ્રતિમા કરવાથી સ્ત્રીની કાંઇ પણ ગરજ સરતી નથી તેમ જીનપ્રતિમાથી પણ કાંઇ ગરજ સરતી નથી. માટે સ્થાપનાનિક્ષેપો વંદનીક નથી." તેનો ઉત્તર—જેમ કોઇ સ્ત્રીનો ભરતાર મરી ગયેલો હોય અને પછી તેજ સ્ત્રી આસન બીછાવીને પોતાના પતીનું નામ સંભાર્યા કરેછે તોપણ તેની ભોગ અથવા પુત્રોત્પત્તિની ગરજ સરતી નથી, તેમ તમારે ઢુંઢકોને ચોવીશ તિર્થંકરોનો જાપ પણ ન કરવો જોઇએ, કારણ કે તેથી તમારા મત પ્રમાણે તમારી કાંઇ ગરજ સરવાની નથી. ધન્ય છે જેઠા મુઢમતિના લખાણને કે જે લખવાથી પોતે પોતાના પગ ઉપર કુહાડો માર્યો છે એટલુંજ નહિ, પણ આપેલું દૃષ્ટાંત જીનપ્રતિમાને લાગુ પણ પડતું નથી.

વળી જેઠમલજી કહેછે કે "અજીવરૂપ સ્થાપનાથી શો ફાયદો થાય" તેના ઉત્તરમાં જાણવું કે જેમ સંયમનું સાધન વસ્ત્ર પાત્રાદિક અજીવ છે, પણ તેથી ચારિત્ર સધાય છે, તેમજ જીનપ્રતિમાની સ્થાપના તે જ્ઞાનશુદ્ધિ તથા દર્શનશુદ્ધિ પ્રમુખની હેતુ થાયછે તેનો આજ સમકીતદષ્ટી જીવને પ્રત્યક્ષ અનુભવ છે. વળી સુત્રમાં કહ્યું છે કે છોકરાઓ રસ્તામાં લાકડાનો ઘોડો કરીને રમતા હોય ત્યાં સાધુ નીકળે તો "તારો ઘોડો આઘો લે" એમ તેને ઘોડો કહીને

બોલાવે, પણ લાકડી કહેતો અસત્ય લાગે. કેટલાએક ઢુંઢકો પણ આ વાત કબુલ કરેછે તો વિચારો કે આમાં ઘોડાપણું શું છે? પણ ઘોડાપણાની સ્થાપના કરેલી છે માટે સ્થાપના સત્ય જાણવી.

વળી તમે ઢુંઢકો ખાંડના ગાય, ભેંશ, કુત્રા, હાથી, ઘોડા, પુતલી વિગેરે રમકડાં વહોરીને ખાતા નથી. હવે તેમાં કાંઈ જીવ પણ તો છે નહિ, પણ જીવપણાની સ્થાપના છે, પરંતુ તે ખાવા યોગ્ય નથી, કારણ કે તેથી પંચેંદ્રી જીવની ઘાત જેટલુંજ પાપ લાગે છે એવી રીતે તમે કહોછો તો તે વાતથી તમારા મત પ્રમાણેજ સ્થાપનાનિક્ષેપો સિદ્ધ થાય છે. વળી શ્રી સમવાયાંગ તથા દશવૈકાલીક પ્રમુખ ઘણાં સુત્રોમાં તેત્રીસ આશાતના મધ્યે ગુરૂ સંબંધી પાટી પીઠ સંથારે પગ સંઘટતા આસાતના લાગે એમ કહ્યું છે. હવે એ વસ્તુ પણ અજીવ છે તો તેણે કરીને સ્થાપનાનિક્ષેપો વંદનીક ઠરેછે.

૧૧ મા પ્રશ્નમાં જેઠા મુઢમતિએ દેવતાઓએ પ્રભુને કરેલી વંદણા, પુજા, જીતઆચારમાં ગણી છે અને તેથી કાંઈ પુન્યબંધ નથી એમ સમજેછે." તો! રે! મુર્ખશિરોમણી ઢુંઢકો! જીતઆચાર એટલે શું તે પણ તમે સમજતા નથી. બીજું ન બને તો આટલું તો અવશ્ય કરવું તેનું નામ "જીતઆચાર" જેમ, શ્રાવકોનો જીતઆચાર છે કે માંસ મદીરા ભક્ષણ ન કરવું, બે ટંક પ્રતિક્રમણ કરવું વિગેરે; તે અવશ્ય કરણી છે, તો તેથી પુન્ય નથી બંધાતુ એમ કયા શાસ્ત્રમાં કહ્યું છે? તેથી તો ઘણાજ પુન્યનો બંધ થાયછે એ વાત નિઃશંશય છે. વળી શ્રી જંબુદ્વીપપન્નતિમાં તિર્થંકરના જન્મ મહોત્સવ કરવા ઇંદ્રાદિક આવ્યા છે ત્યાં જીત શબ્દ એકલો નથી. વંદના, પુજના, ભક્તિ, ધર્માદિક જાણીને આવ્યા લખ્યા છે. વળી ઉવ્વાઇસુત્રમાં જ્યારે ભગવંત ચંપાનગરીએ પધાર્યા છે ત્યાં પણ તેવીજ રીતનો પાઠ છે. પરંતુ જેઠા મુઢમતિને દૃષ્ટીઅંધપણાથી દેખાયેલો જણાતો નથી.

વળી મુર્ખ જેઠાએ લખ્યું છે કે "વાણીઆ પોતાનો કુળ આચાર જાણી માંસ ભક્ષણ કરતા નથી તેથી તેઓને પુન્યબંધ નથી" આ લખીને તેણે પોતાની કેવી મુર્ખતા બતાવી છે, તે એક અ-

લ્પમતિવાળાને પણ સમજણ પડે તેવી છે. રે! ઢુંઢકો! તમારા મનથી તમારે તે વસ્તુ તજવાથી પુન્યનો બંધ નહિ હોય પણ અમે તો એમ સમજીએ છીએ કે જેટલા સુમાર્ગ અને પુન્યના રસ્તા છે તે ધર્મશાસ્ત્રાનુસારેજ છે. માટે ધર્મશાસ્ત્રથીજ માંસ મદીરાનું ભક્ષણ કરવું તેમાં પાપ છે એવું સ્પષ્ટ માલમ પડેછે અને તેથીજ સર્વ શ્રાવકો તેને તજેછે અને ઘણું પુન્ય બાંધેછે.

વળી નમુથ્થુણં કહેવાથી ઇંદ્ર તથા દેવતાઓએ પુન્યનો બંધ કર્યોછે એ વાત પણ નિઃશંશય છે.

વળી ઇંદ્રે પણ શુભ કરાવીને મહાપુન્ય ઉપાર્જન કર્યું છે અને બીજા શ્રાવકોએ તથા રાજાઓએ જીનમંદિર કરાવ્યાં છે અને તેથી સુગતિને પામ્યા છે તે વાત અમે અગાઉ લખી ગયા છીએ.

જેઠો લખેછે કે "જીનપ્રતિમા દેખીને શુભ ધ્યાન ઉપજેછે તો મલ્લિનાથજીને તથા તેમની સ્ત્રીરૂપની પ્રતિમાને દેખીને છ રાજા કામવ્યાપ્ત કેમ થયા? માટે સ્થાપનાનિક્ષેપો વંદનીક નહિ." તેનો ઉત્તર—મહાસતી સાધવીને રૂપવંતી દેખીને કેટલાએક દુષ્ટ પુરૂષોના હૃદયમાં કામવિકાર ઉત્પન્ન થાયછે તો તેથી કરીને જેઠાના મત પ્રમાણે તો સાધવી પણ વંદનીક ઠરશે નહિ, અને ભગવંતે તો સાધવીને વંદન નમસ્કારાદિ કરવાનું શ્રાવક શ્રાવિકોને કહેલું છે માટે આ કારણથી તો જેઠો જીનાજ્ઞાનો ઉત્થાપક ઠરેછે. પરંતુ આ બાબતમાં સમજવાનું તો એમ છે કે જે દુષ્ટ પુરૂષોને સાધ્વીને દેખીને કામ ઉત્પન્ન થાયછે તે તેમને મોહનીકર્મનો ઉદય અને માઠી ગતિનું બંધન છે; પરંતુ તેથી કાંઈ સાધવી અવંદનીક ઠરતા નથી. તેમજ મલ્લીનાથજીને સ્ત્રીવેદમાં અત્યંત સ્વરૂપવંત દેખીને છ રાજા કામ વ્યાપ્ત થયા તે તેમને મોહનીકર્મનો ઉદય છે. પરંતુ તેથી કરીને દ્રવ્યનિક્ષેપો તથા સ્થાપનાનિક્ષેપો અવંદનીક ઠરતા નથી.

વળી અનાર્ય લોકોને પ્રતિમા દેખીને શુભ ધ્યાન કેમ ઉપજતું નથી? એમ જેઠાએ લખ્યુંછે પણ તેનું કારણ તો એછે કે તેણે પ્રતિમાને પોતાના શુદ્ધ દેવરૂપે જાણી નથી, અને જો જાણે તો તેઓને શુભ ધ્યાન ઉપજે, અને તેઓ આસાતના કરેજ નહીં.

શ્રી ઉવ્વાઈ સુત્રમાં કહ્યુંછે કે.

तंमहाफलंखलुअरिहंताणंभगवंताणंनामगोयमस्स विसवणआए.

અર્થ—અરીહંત ભગવંતના નામ ગોત્રનું શ્રવણ કરવાનું નિશ્ચે મહા ફળછે. આ આળાવે કરીને નામનિક્ષેપો મહા ફળદાયક સિદ્ધ થાયછે.

રે ! ઢુંઢકો ઉપર લખેલી સઘળી બાબતો ધ્યાન દઈને વાંચશો અને વિચાર કરશો, તો ચારે નિક્ષેપા વંદનીકછે એમ સ્પષ્ટ માલમ પડશે. માટે જેઠમલ જેવા કુમતિઓના ફંદમાં ન ફસાતાં શુદ્ધ માર્ગને ઓળખીને અંગીકાર કરો; જેથી કરીને આત્માનું કલ્યાણ થાય. ઈતિ.

## ૧૩ નમુનો દેખીને નામ સાંભરેછે તે વિષે.

તેરમા પ્રશ્નોત્તરમાં જેઠો નિન્હવ લખેછે કે "ભગવંતની પ્રતિમાને દેખીને ભગવંત યાદ આવેછે, માટે તમે જીનપ્રતિમાને પુજો છો તો કરકંડુ આદી બળદ પ્રમુખને દેખીને પ્રતિબોધ પામ્યાછે તો તે બળદ પ્રમુખને વંદનીક કેમ માનતા નથી ?" તેનો ઉત્તર—

રે ! ઢુંઢકો ! અમે જેનો ભાવ નિક્ષેપો વાંદીએ, પુજીએ છીએ તેનાજ નામાદિક પુજીએ છીએ અને શાસ્ત્રકારે પણ એમજ કહ્યું છે. તો અમે ભાવ બળદાદિકને પુજતા નથી, પુજવા યોગ્ય જાણતા નથી, અને તેથી તેના નામાદિકને પણ પુજતા નથી. પણ તમારા માનેલા બત્રીશ સુત્રોમાં કરકંડુ, દુમુખ, નેમીરાજા અને નગઈરાજા શું શું દેખીને પ્રતિબોધ પામ્યા તે છે નહિ અને બીજા સુત્રોને તથા ગ્રંથોને તો તમે માનતા નથી, તો આ અધિકાર ક્યાંથી લાવીને નાખ્યોછે તે બતાવો.

પછી જેઠમલજી લખેછે કે "સુત્રોમાં ચંપા પ્રમુખ નગરીઓમાં સર્વ વસ્તુઓના વર્ણન કર્યાં પણ જીનમંદિરના કેમ ન કર્યાં, જો હોત તો કરત, માટે જીનમંદિર તે વખતે હતાંજ નહિ." તેનો ઉ-

ઉત્તર—શ્રી ઉવ્વાઇ સુત્રમાં લખ્યુંછે કે ચંપાનગરીમાં बहुला आरिहंत चेइआइ અર્થાત્—ચંપાનગરીમાં અરિહંતના ઘણા મંદિર છે. તથા શ્રી સમવાયાંગ તથા ઉપાશક દશાંગમાં આનંદાદિક દશ શ્રાવકોને અધિકારે જીનમંદિર કહ્યાંછે. અને આનંદાદિકોએ તેને વાંધા પુજ્યાછે. આવી રીતે સુત્રપાઠ છતાં જેઠા નિંજવે મિથ્યાત્વના ઉદયથી જોયા જણાતા નથી.

વળી લખેછે કે "આજ પ્રતિમાને વંદવા માટે સંઘ કાઢોછો તો સાક્ષાત ભગવંતને વાંદવા માટે કોઈ શ્રાવકે સંઘ કેમ ન કાઢ્યો?" તેનો ઉત્તર—ભગવંતને વંદન પુજન માટે એકઠા થઈને જવું તેનું નામ સંઘછે. તો જ્યારે ભગવંત વિચરતા હતા ત્યારે જ્યાં જ્યાં સમવસર્યા હતા ત્યાં ત્યાં તે તે ગામના રાજાઓ, રાજપુત્રો, શેઠ, સાર્થવાહ પ્રમુખ મોટા આડંબરથી ચતુરંગીણી સેના સજીને પ્રભુને વંદન કરવા આવ્યા હતા તે સંઘજછે. તેના અનેક દ્રષ્ટાંતો સિદ્ધાંતની અંદરછે. વળી ભગવંત મહાવીરસ્વામી શ્રી પાવાપુરીએ પધાર્યા ત્યારે નવમલકી તથા નવલછકી એ અઢાર દેશના રાજાઓ એકઠા થઈને પ્રભુને વાંદવા માટે કેટલે કેટલે દુરથી આવ્યાછે. તો તેને પણ સંઘજ કહીએ. પરંતુ મૂર્ખ જેઠાને "સંઘ" શબ્દના અર્થની ખબરજ જણાતી નથી. વળી પ્રભુ જંગમ તિર્થ હતા, ગ્રામાનુગ્રામ વિહાર કરતા હતા, એક જગ્યાએ સ્થાયી રહેવાપણું હતું નહી, તેથી તેને દુર વાંદવા માટે વિશેષે કરીને ગયેલ નહોય, તો તેમાં શું વિરોધછે?

વળી ચોથાઆરામાં પણ સ્થાવર તિર્થને વાંદવા માટે મોટા મોટા સંઘ કાઢીને ઘણા આડંબર સાથે ભરત ચક્રવર્તિ વિગેરે ગયેલ છે. તે પ્રમાણે આજે પણ સમ્યકદ્રષ્ટીજીવો સંઘ કાઢીને યાત્રાર્થે જાયછે એ અમે આગાઉ કહી ગયા છીએ.

આગળ તે જેઠમલજી લખેછે કે "સિદ્ધાંતોમાં થીવીર ભગવંતને વિતરાગ સરખા કહ્યાછે. પરંતુ પ્રતિમાને વિતરાગ સરખી કહી નથી." તેનો ઉત્તર—શ્રી રાયપસેણી સુત્રમાં સુર્યાભને અધિકારે જ્યાં સુર્યાભે જીનપ્રતિમાની આગળ ધુપ કર્યોછે ત્યાં સુત્ર પાઠે

કહ્યું છે કે "धुवंदाजणं जीणवराणं અર્થ—જીનેશ્વરને ધુપ કર્યા છે" તો અરે કુમતિઓ! વિચારો કે એ ઠેકાણે જીનપ્રતિમાને જીનવર સમતુલ્ય ગણીછે. વળી શ્રી ઉવ્વાઇ સુત્રમાં પણ જીનપ્રતિમાને જીનવર સરખી કહીછે તે નેત્ર ઉઘાડીને જોશો તો દેખાશે.

વળી તે લખેછે કે "ભગવંતના સમવસરણમાં જ્યારે દેવાનંદા આવ્યાં ત્યારે પ્રભુએ કહ્યુંછે કે मम अम्मा એટલે મારી મા. પરંતુ કીંહાઇ મારી પ્રતિમા એમ કહ્યું નથી." તેનો ઉત્તર—રે! મુર્ખ પ્રભુને કારણ પડયા શિવાય બોલવાની શી જરૂર હતી? દેવાનંદા પોતાની પાસે આવ્યાં ત્યારે "મારી મા" એમ કહ્યું છ તેમજ તે ભગવંતની પ્રતિમા પ્રભુની પાસે કોઈ લાવ્યા હોત તો પ્રભુ मम पडिमा એમ પણ કહેત તેમાં શું નવાઇ છે?

છેઠા પારિગ્રાફમાં જેઠા મુઢમતિએ ઘણા કુતર્કોને એકઠા કરીને લખ્યું કે "નમુનો તો ઝાઝી વસ્તુમાંથી થોડી દેખાડવી તેનું નામછે." પણ મુઢે વિચાર્યું નથી કે તેને તો લોક ભાષામાં "વાનકી" એમ કેહેછે અને નમુનો તો મુળ વસ્તુ જેવી હોય તેવી દેખાડવી તેને કેહેછે. જેમ વિતરાગ ભગવંત શાંત મુદ્રાએ કરી સહીત પર્યંક આસને બીરાજતા હતા તેવી શાંત મુદ્રાવંત જે પ્રતિમા તેને નમુનો કહીએ. અને તે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વંદન પુજન યોગ્યછે. વળી કહ્યુંછે કે जिणपडिमा=जिनंप्रतिमा तीतिजिनप्रतिमा અર્થાત્ જે જીનેશ્વર ભગવંતના આકારને દેખાડે તેનું નામ જીનપ્રતિમાછે અને પ્રતિમ શબ્દજ તુલ્ય વાંચીછે. પણ ઢુંઢકો વ્યાકરણના જ્ઞાન રહિત હોવાથી તેને શી ખબર પડે? વળી જેઠા મુઢે લખ્યુંછે કે "સ્ત્રીનો નમુનો સ્ત્રી પણ પુતળી નહિ" તેનો ઉત્તર—શ્રી દશવૈકાલિકમાં કહ્યુંછે કે જે ઉપાશ્રયમાં સ્ત્રીના ચિત્રામણ હોય તેમાં સાધુએ રેહેવું નહિ. તો જેઠમલજીના લખવા પ્રમાણે તે સ્ત્રીનો નમુનો નથી, તેમાં કામાદિ ગુણ નથી, ત્યારે સાધુને ન રેહેવાનું શું કારણ? પણ ઢુંઢકો! ચિત્રામણની પુતળીછે તે સ્ત્રીનો નમુનોજ છે. અને તેને દેખીને કામાદિક દોષ ઉત્પન્ન થાયછે. માટેજ તેમાં રેહેવાની સાધુને આજ્ઞા નથી. તેથી તે જેઠ-

મલનું લખવું તમામ જુઠું છે.

વળી જો નમુનો દેખીને નામ સાંભરતું ન હોય તો પોતાના પિતાના વિરહે તેની મુર્તિ ઉપરથી તે યાદ કેમ આવેછે? વળી તમે ઢુંઢીઆઓ નરકનાં તથા દેવલોકનાં ચિત્ર પાનાઓમાં કાઢેલાં બતાવો છો, તે જોઇને ભદ્રિકજીવોને દુઃખનો ત્રાસ કેમ ઉપજે છે? અને સુખની ઇચ્છા કેમ થાયછે? પરંતુ તમારૂં લખવું સ્વકપોલ કલ્પિત છે, અને આ વાત ખરીજ છે કે પ્રભુની શાંત મુદ્રાવંત પ્રતિમા દેખીને ભવ્યજીવોના વિષય કષાય ઉપશમ ભાવને પામી જાય છે; અને તેને પ્રણામ, નમસ્કાર, પુજા પ્રમુખ કરવાથી ઘણા સુકૃતનો સંચય થાયછે.

વળી જેઠો નિન્હવ લખેછે કે "વિતરાગદેવનો નમુનો સાધુ, પણ પ્રતિમા નહિં" તો રે! મુઢ ઢુંઢકો! વિતરાગદેવનો નમુનો સાધુ હોયજ નહિં, કારણ કે વિતરાગદેવ રાગ દ્વેષ રહિત છે અને સાધુ રાગ દ્વેષે કરીને યુક્ત છે. સાધુ ઓઘો, મુહપત્તિ, પાત્રા, ઝોળી, પલ્લા વિગેરે ઉપગરણે કરીને સહીત છે, અને પ્રભુની પાસે તેમાંનું એકે ઉપગરણ નથી. વળી પ્રભુને ચામર વીંજાય છે, માથે છત્ર ધરાય છે, પાછળ ભામંડળ રહેછે, ધર્મધ્વજ, ધર્મચક્ર પ્રભુની આગળ ચાલેછે, પ્રભુ રત્નજડીત સિંહાસન ઉપર બીરાજે છે, દેવદુંદુભી વાજેછે, દેવતાઓ જળ થળનાં ઉપજેલાં પુષ્પોની વૃષ્ટી કરેછે, ધ્વનિ પુરેછે, અશોકવૃક્ષથી છાયા કરેછે, પ્રભુને ચાલતી વખત આગળ નવ કમળની રચના કરેછે વિગેરે અનેક અતિશયે કરીને યુક્ત તિર્થંકર ભગવાન છે; અને સાધુઓની પાસે તો તેમાંનું કાંઈ હોતું નથી. તો જેઠમલજીએ સાધુને વિતરાગનો નમુનો ક્યાંથી ઠરાવ્યો છે? તે પ્રમાણે સાધુ વિતરાગનો નમુનો નથી, પરંતુ પદ્માસન યુક્ત, જીનમુદ્રાવંત, શાંતદ્રષ્ટીવંત, વિતરાગ સદ્રશ, જે અરિહંતની પ્રતિમા તે તો તેનો નમુનો છે. અને સાધુનો નમુનો સાધુ, પણ જમાલીમતિ, ગોશાળામતિ વિગેરે નહિં, એ વાત તો ખરીછે. જેમ હાલ વર્તમાન સમયમાં સાધુનો નમુનો પરંપરાગત સાધુ હોય છે તે તો ખરા, પણ ઢુંઢકો જીનાજ્ઞાના ઉત્થાપક, ગોશાળામતિ, જ-

આ ઝીમતિ, સાદશ્ય કુલીંગી છે તે નમુનો નહિં.

વળી વિતરાગની પ્રતિમા આરાધવાથી વિતરાગ આરાધ્ય થાયછે. જેમ શ્રી અંતગડદશાંગમાં સુલસાને અધિકારે કહ્યું છે કે હરિણગમેષીની પ્રતિમાનું આરાધન કરવાથી હરિણગમેષીદેવ આરાધ્ય થયો, તેમ જીનપ્રતિમાને વંદન પુજનાદિકે આરાધવાથી તે પણ સમકિતદ્રષ્ટી જીવોને આરાધ્ય થાય છે.

વળી તમારા જેઠમલ સ્વામીએ પ્રતિમાને વાંદવા જવા માટે સંઘ કાઢયાનું કોઈ જગ્યાએ કહ્યું નથી એમ લખ્યું તેનો પ્રત્યુત્તર તો અગાઉ અમે લખી ગયા છીએ, પણ તમે કુમતિઓ તમારા રિખો જ્યારે આવેછે ત્યારે એકઠા થઈને તેડવા જાઓછો, ને જાય છે ત્યારે વળાવવા જાઓછો, મરી જાયછે ત્યારે માંડવી કરી ઘણા માણસો એકઠા થઈને બાળવા જાઓછો, અને તમારા પુજ્યની તિથિએ એકઠા થઈને પોષધ કરોછો, તે પ્રમાણે આનંદ કામદેવ પ્રમુખ શ્રાવકોએ કર્યાનું સિદ્ધાંતોમાં કોઈ જગ્યાએ કહ્યું હોય તો બતાવો ? અને અમે જે કરીએ છીએ તે તો સુત્ર, પંચાંગી, તથા સુવિહીત આચાર્યોકૃત ગ્રંથોને આધારે કરીએ છીએ. ઇતિ.

## ૧૪ નમો બંભીઅલીવીએ એપાઠનો અર્થ.

ચઉદમા પ્રશ્નોત્તરમાં જેઠામુઢમતિએ લખ્યુંછે કે " ભગવતીસુત્રની આદમાં नमोबंभीएलीवीए એ પાઠ કરીને ગણધરદેવે બ્રાહ્મીલીપીના જાણહાર શ્રી રિષભદેવને નમસ્કાર કર્યોછે. પરંતુ અક્ષરોને નમસ્કાર કર્યો નથી; તે બાબત ઉપર શ્રી અનુયોગદ્વારની શાખ દીધીછે કે જેમ અનુયોગદ્વારમાં પાથાનો જાણ પુરૂષ તેહીજ પાથો એમ કહ્યુંછે, તેમજ આ ઠેકાણે પણ લીપીનો જાણ પુરૂષ તે લીપીક કહીએ અને તેને નમસ્કાર કર્યોછે." તેનો ઉત્તર—અરે ઢુંઢકો! જો લીપીના જાણ પુરૂષને નમસ્કાર કર્યો હોય તો ભંગી, ચમાર, ફીરંગી, મુસલમાનાદી સર્વે તમારે વંદનીક ઠર્યા. કારણ કે તેઓ સર્વે બ્રાહ્મીલીપીને જાણેછે. કદાચ નૈગમનયની અપેક્ષાએ કહેશો કે બ્રાહ્મીલીપીના બનાવનારને નમસ્કાર કર્યોછે તો શુદ્ધ નૈગમન-

પેતો સર્વે લહીઆ તમારે વાંદવા યોગ્ય થશે. વળી જો આદિકર્તાને નમસ્કાર કર્યોછે એમ કહેશો તો જે વખતે શ્રીરિષભદેવજીએ બ્રાહ્મીલીપી બનાવીછે તે વખતે તો તેઓ સંજતીપણામાં હતા નહીં અને અસંજતીપણામાં તો તમે વંદનીક માનતા નથી, ત્યારે હવે તમે બંભીએલીવીએનો શું અર્થ કરશો તે બતાવો? અમેતો અક્ષરરૂપ બ્રાહ્મીલીપીને નમસ્કાર કરીએ છીએ અને તેથી અમારે કાંઈ પણ બાધક નથી. વળી તમે બ્રાહ્મીલીપીના આદીકર્તાને નમસ્કારછે એમ કહોછો તેતો મિથ્યાજછે, કારણ કે બંભીએલીવીએ એ પદનો એવો અર્થ નથી, એતો ઉપચાર કરીને અર્થ ખેંચી લઇએ ત્યારે આવે, પણ નિઃપ્રયોજન ઉપચાર કરીએતો સુત્રદોષ થાય. વળી તમારા કહેવા પ્રમાણે બ્રાહ્મીલીપીના કર્તાને એ ઠેકાણે નમસ્કાર કર્યોછે તો પ્રભુ એક બ્રાહ્મીલીપીનાજ કર્તા નથી, તેતો તમામ શિલ્પના આદિકર્તાછે, અને તે અધિકાર શ્રીસમવાયાંગસુત્રમાં છે તો ત્યાં नमोसिप्पसयस्स એટલે શિલ્પના કર્તાને નમસ્કારહો એવું ભ્રાંતિ રહીતપદ ગણધર મહારાજે કેમ ન કહ્યું? માટે એ ઉપરથી એમ નિશ્ચય થાયછે કે તમે જે કહોછો તે સુત્ર વિરૂધજછે.

વળીनमोअरिहंताणं એ પદમાં શું રિષભદેવ ન આવ્યા તે ફરીથી बंभीएलीवीए એ પદ કહીને જુદા દેખાડ્યા? કદાચ તમે કહેશો કે બ્રાહ્મીલીપીની ક્રિયા એમણેજ બતાવીછે તેથી ક્રિયાગુણે વાંદવા યોગ્યછે તો રિષભદેવજી વાંદ્યા ત્યારે બ્રાહ્મીલીપીતો વંદાણીજ, કેમકે ક્રિયાનોકર્તા વંદ્ય તો ક્રિયા વંદ્યજ થઈ.

જેઠો નિન્હવ લખેછે કે "અક્ષર સ્થાપનાતો સુધર્માસ્વામીને વારે હતી નહી, તેતો શ્રીવીરનિર્વાણ પછી નવસેંએંશી વર્ષે પુસ્તક લખાણા ત્યારે થઈ છે." તેનો ઉત્તર—રે મુઢ! સુધર્મા સ્વામીની વખતે અક્ષર સ્થાપનાજ નહોતી ત્યારે શું રિષભદેવજીએ અઢાર લીપી બતાવી હતી તેનો વિછેદજ થઇ ગયો હતો? અને તેમ હતુ તો ગૃહસ્થની લેણદેણ, હુંડીપત્રી, ઉઘરાણી, પત્રલેખન, અને વ્યાજ વટંતર વિગેરે લૌકીકવ્યવહાર કેમ ચાલતો હશે તેનો વિચાર કરીને

જોઓ! પણ આ ઉપરથી અમને તો એમજ જણાયછે કે તે જેઠ-મલને અને તેના ઢુંઢકોને સુત્રાર્થનું જ્ઞાનજ નથી, કારણ કે શ્રી અનુયોગદ્વાર મધ્યે કહ્યુંછે કે दव्वसुअंजंपत्तयपोथ्थयलिहियं.

અર્થ.—દ્રવ્યશ્રુત તે કે જે પાના પુસ્તકને વિષે લખાયછે. તો હે કુમતિઓ! જો તે દિવસે જ્ઞાન લખાયેલું અને લખાતું નહોત તો ગણધર મહારાજા એ પ્રમાણે કેમ કહેત? માટે આ ઉપરથી એટલુંજ સમજવાનુંછે કે તે દિવસે પુસ્તકો હતાં, અઢાર લીપી હતી પણ ફક્ત સમગ્રસુત્રો લખાયેલાં નહોતાં; તે વીર નિર્વાણ પછી (૯૮૦) વર્ષે લખાણાંછે. છેવટ અમે તમોને એટલું પુછીએ છીએ કે તમે કહોછો જે શ્રી વીર પછી (૯૮૦) વર્ષે સુત્રો પુસ્તકારૂઢ થયાછે તે શા આધારથી કહોછો? કારણ કે બત્રીશ સુત્રોમાં તો તે વાતજ નથી.

વળી જેઠમલ ઢુંઢક લખેછે કે "અઢાર લીપી અક્ષરરૂપે વંદનીક માનશો તો તમારે પુરાણ કુરાન વિગેરે સર્વે શાસ્ત્ર વંદનીક થશે" તેનો ઉત્તર – શ્રી નંદીસુત્રમાં અક્ષરને શ્રુતજ્ઞાન કહ્યુંછે, અને જ્ઞાન નમસ્કાર કરવા યોગ્યછે; પરંતુ તેમાં દર્શાવેલો ભાવાર્થ કાંઈ વંદન કરવા યોગ્ય નથી. શ્રી નંદીસુત્રમાં કહ્યુંછે કે અન્યદર્શનીના તમામ શાસ્ત્રો જે મિથ્યાશ્રુત કહેવાયછે તે જો સમ્યક્ દ્રષ્ટીના હાથમાંછે તો સમ્યક્શાસ્ત્રજછે; અને જૈન દર્શનના શાસ્ત્રો જો મિથ્યાદ્રષ્ટીના હાથમાંછે તો તે મિથ્યા શ્રુતજ છે. માટે અક્ષર વંદના કરવી તેમાં કાંઈ પણ બાધક નથી.

આ પ્રશ્નને અંતે જેઠમલકુમતિએ લખ્યુંછે કે "જીનવાણી ભાવશ્રુતછે." પરંતુ તે લખવું મિથ્યાછે. કારણકે જીનવાણીને શ્રી નંદીસુત્રમાં દ્રવ્યશ્રુત કહીછે, અને શ્રી ભગવતીસુત્રમાં नमोसुअदेवयाए એ સુત્રે કરીને ગણધરદેવે જીનવાણીને નમસ્કાર કર્યોછે, તેમજ બ્રાહ્મીલીપી નમસ્કાર કરવા યોગ્યછે. જેમ જીનવાણીછે તે ભાષા વર્ગણાના પુદ્ગળરૂપે દ્રવ્યછે તેમ બ્રાહ્મીલીપી પણ અક્ષરરૂપે દ્રવ્યછે.

વળી ઢુંઢકો! તમે જ્યારે આદિકર્તાને નમસ્કાર કરવાની રીતી કબુલ રાખોછો ત્યારે તિર્થંકરોના આદિકર્તા તેમના માતાપિતાછે, તેમને નમસ્કાર કેમ કરતા નથી!

અરે કુમતિઓ! જો ધ્યાન દઈને તપાસ કરશો તો ઉપર લખેલા સઘળા દ્રષ્ટાંતોથી नमोबंभीएलीवीए નો અર્થ બ્રાહ્મીલીપીને નમસ્કાર હો એમ થાયછે, માટે તમે મહાકુર્ખતાએ કરીને જે વાંકો અર્થ કરોછો તેથી શ્રી તિર્થંકરદેવ તથા ગણધરમહારાજાની આજ્ઞા લોપોછો, અને તેણે કરીને તમારે અનંત સંસાર રઝળવું પડશે; માટે જરા નેત્ર ઉઘાડીને જુઓ અને તમારો કુફંદ તજો. ઈતિ.

## ૧૫ જંઘાચારણ વિદ્યાચારણે જીનપ્રતિમા વાંદીછે તે વિષે.

પંદરમા પ્રશ્નોત્તરમાં જેઠો નિન્હવ લખેછે કે "જંઘાચારણ તથા વિદ્યાચારણ મુનિઓએ જીનપ્રતિમા વાંદી નથી" આ લખાણ તેનું તદન અસત્ય છે, કારણ કે શ્રી ભગવતી સુત્રે શતક ૨૦ મે ઉદ્દેશે ૯ મે જંઘાચારણ તથા વિદ્યાચારણ મુનિઓનો અધિકાર છે તેમાં તેમણે જીનપ્રતિમા વાંદી છે એવું પ્રત્યક્ષ રીતે કહેલું છે તેમાંથી થોડોએક સુત્રપાઠ આ ઠેકાણે લખ્યો છે યતઃ

जंघाचारस्मणं भंते तिरियं केवइए गति विसए पन्नता? गोयमा! सेणं इतो एगेणं उपाएणं रूअगवरे दीवे समोसरणं करेइ करेइत्ता तहिं चेइआइं वंदइ वंदइत्ता तउ पडिनियत्तमाणे बीइएणं उपाएणं णंदीसरे दीवे समोसरणं करेइ तहिं चेइआइ वंदइ वंदइत्ता इह मागच्छइ इह चेइआइ

वंदइ जंघाचारस्मणं गोयमा तिरियं एवइए गति विसए पन्नता जंघाचारस्सणं भंते उद्धं केवइए गइ विसए पन्नत्ते? गोयमा! सेणं इत्तो एगेणं उपाएणं पंडगवणे समोसरणं करेइ करेइत्ता तहिं चेइआइ वंदइ वंदइत्ता तत्र पडिनियत्तमाणे बितिएणं उपाएणं नंदणवणे समोसरणं करेइ करेइत्ता तहिं चेइआइ वंदइ वंदइत्ता इह मागच्छइ मागच्छइत्ता इह चेइआइ वंदइ जंघाचारस्सणं गोयमा उद्धं एवइए गति विसए पन्नत्ता.

અર્થ—હે ભગવંત! જંઘાચારણ મુનિનો ત્રિછીગતિનો વિષય કેટલો છે? ગૌતમ! તે એક ડગલે રૂચકવર જે તેરમો દ્વીપ તેને વિષે સમવસરણ કરે; કરીને ત્યાંનાં ચૈત્ય એટલે સાશ્વતાં જીનમંદીર (સિદ્ધાયતન)માં સાશ્વતી જીનપ્રતિમાને વાંદે; વાંદીને ત્યાંથી પાછા નિવર્તતા બીજે ડગલે નંદિશ્વરદ્વીપને વિષે સમવસરણ કરે; કરીને ત્યાંનાં ચૈત્યોને વાંદે, વાંદીને અહીંઆં એટલે ભરતક્ષેત્રમાં આવે; આવીને અહીંઆનાં ચૈત્ય એટલે અસાશ્વતી જીનપ્રતિમાને વાંદે, જંઘાચારણનો ત્રિછીગતિનો વિષય એટલો છે. હે ભગવંત! જંઘાચારણ મુનિનો ઉર્ધ્વ ગતિનો વિષય કેટલો છે? ગૌતમ! તે એક ડગલે પાંડુકવનને વિષે સમવસરણ કરે, કરીને ત્યાંનાં ચૈત્યોને વાંદે; વાંદીને ત્યાંથી પાછા ફરતાં બીજે ડગલે નંદનવનને વિષે સમવસરણ કરે, કરીને ત્યાંનાં ચૈત્ય વાંદે; વાંદીને અહીંઆં આવે આવીને અહીંનાં ચૈત્ય વાંદે; હે ગૌતમ! જંઘાચારણની ઉર્ધ્વગતિનો વિષય એટલો છે.

જેમ જંઘાચારણની ગતિનો વિષય પુર્વોક્ત પાઠમાં કહ્યો છે

તેમજ વિદ્યાચારણ મુનિની ગતિનો વિષય પણ એજ ઉદ્દેશામાં કહેલો છે. વિદ્યાચારણ ઈહાંથી એક ડગલે શ્રી માનુષોત્તર પર્વતે જઈને ત્યાંનાં ચૈત્ય વાંદે છે, અને બીજે ડગલે નંદિશ્વરદ્વીપે જઈને ત્યાંનાં ચૈત્ય વાંદેછે; પાછા ફરતાં એકજ ડગલે અહીંઆં આવીને અહીંનાં ચૈત્યને વાંદેછે. આ પ્રમાણે તેનો ત્રિછીગતિનો વિષય છે. ઉર્ધ્વગતિમાં એક ડગલે નંદનવને જઈને ત્યાંનાં ચૈત્ય વાંદેછે, અને બીજે ડગલે પાંડુકવને જઈને ત્યાંનાં ચૈત્ય વાંદેછે; પાછા ફરતાં એકજ ડગલે અહીંઆં આવીને અહીંનાં ચૈત્ય વાંદેછે. આ પ્રમાણે તેનો ઉર્ધ્વગતિનો વિષય છે.

આ પ્રશ્નોત્તરની અંતર્ગતના પહેલા તથા બીજા પ્રશ્નમાં જેઠો અગ્નાની લખેછે કે "જંઘાચારણ તથા વિદ્યાચારણ મુનિઓએ શ્રી રૂચકદ્વીપ તથા માનુષોત્તર પર્વત ઉપર સિદ્ધાયતન વાંદ્યા કહો છો પણ તે બંને ઠેકાણે તો સિદ્ધાયતન બીલકુલ નથી માટે ક્યાંથી વાંદ્યાં?" તેનો ઉત્તર—શ્રી માનુષોત્તર પર્વત ઉપર ચાર સિદ્ધાયતન છે એવું શ્રી દ્વીપસાગરપન્નતીસુત્રમાં કહ્યું છે.[1] વળી શ્રી રત્નશેખર સુરી જેઓ મહા ધુરંધર પંડિત હતા તેઓએ શ્રી ક્ષેત્રસમાસ નામે ગ્રંથમાં નીચે પ્રમાણે કહ્યું છે. યતઃ

चउसुवि इसुयारेसु, इक्कीकं नरनगंमि चत्तारि ॥
कुडोवरि जिणभवणा, कुलगिरि जिणभवण परिमाणा ॥२५७॥

અર્થ—ચાર ઈષુકારને વિષે એક એક અને માનુષોત્તર પર્વતને વિષે ચારકૂટ ઉપર ચાર જીનભુવન છે તે કુળગીરીની જીનભુવન પ્રમાણે છે.

तत्तो दुगुण पमाणा, चउदारा थुत्त वणिय सुरुवा ॥
नंदीसर बावणा, चउ कुंडलि रुयगि चत्तारि ॥२५८॥

---

૧ આ સુત્રનું નામ શ્રી નંદીસુત્રમાં છે.

અર્થ—પુર્વોક્ત જીનભુવનથી બમણા પ્રમાણના, અને ચાર-દ્વારવાળા, વળી પુર્વાચાર્યોએ વર્ણવ્યું છે સ્વરૂપ જેનું એવા નંદીશ્વરને વિષે બાવન, કુંડળગીરીએ ચાર અને રૂચકપર્વતે ચાર, કુલ સાઠ જીનભુવન છે.

ઉપર પ્રમાણે ઘણાં જૈનશાસ્ત્રોમાં કહ્યા છતાં જેઠા મુઢમતિએ માનુષોત્તર તથા રૂચકદ્વીપ ઉપર જીનભુવન નથી એવું જે લખ્યું છે તે તમામ અસત્ય છે.

જેઠા અજ્ઞાનીએ પૃષ્ટ (૫૬) ની પંક્તિ (૧૫) માં લખ્યું છે કે "રૂચકદ્વીપ પંદરમે જાય" તો રૂચકદ્વીપ પંદરમો કયા શાસ્ત્રના આધારથી લખ્યો છે? કારણ કે શાસ્ત્રમાં રૂચકદ્વીપ કોઈ જગ્યાએ પંદરમો લખ્યો નથી.

ત્રીજાપ્રશ્નમાં તે લખેછે કે "નંદીશ્વરદ્વીપને વિષે સંભુતળા ઉપર તો જીનભુવન કહ્યાં નથી અને અંજનગીરી તો ચોરાશીહજાર જોજન ઉંચા છે તેની ઉપર ચાર સિદ્ધાયતન છે, ત્યાં તો જંઘાચારણ વિદ્યાચારણ ગયા નથી." તેનો ઉત્તર—સિદ્ધાયતનની વંદણા કરવાને માટેજ ચારણમુનિઓ ત્યાં ગયેલા છે તો જે કાર્યે ત્યાં ગયા છે તે કાર્ય ન કર્યું એમ કહેવાયજ નહિ, કારણ કે શ્રી ભગવતી સુત્રમાં ત્યાંનાં ચૈત્ય વાંદ્યાં એમ કહ્યું છે; વળી તેમની ઉર્ધ્વગતિ પાંડુકવન જે સંભુતળાથી નવાણુહજાર જોજન ઉંચુ છે ત્યાં સુધી જવાની છે એમ પણ તેજ સુત્રની અંદર કહ્યું છે, અને આ અંજનગીરી તો ચોરાશીહજાર જોજન ઉંચા છે તો ત્યાં ગયાછે તેમાં કાંઈ પણ બાધક નથી; અને જેઠમલજીએ નંદીશ્વરદ્વીપને વિષે ચાર સિદ્ધાયતન લખ્યાં છે પણ અંજનગીરી ચારની ઉપર ચારછે, પરંતુ દધીમુખ અને રતીકર ઉપર થઈને (૫૨) છે, તે પ્રમાણે પુર્વોક્ત પાઠમાં પણ બાવન કહેલાં છે માટે તેનું લખવું કેવળ અસત્ય છે.

વળી તે લખેછે કે "પ્રતિમા વાંદીછે ત્યાં चेइआइं वंदीत्तए એવો પાઠ છે પણ नमंस्सइ એવો શબ્દ નથી માટે પ્રતિમાને પ્રત્યક્ષ દેખી હોય તો नमंस्सइ શબ્દ કેમ ન કહ્યો? તેનો ઉત્તર—वंदइ અને नमंस्सइ એ બંને શબ્દનો ભાવાર્થ એકજ છે માટે

એકલો वंदइ શબ્દ કહ્યો છે તેમાં કાંઈ વિશેષ નથી, પરંતુ वंदइ એક શબ્દ છે માટે ત્યાં પ્રતિમા વાંદીજ નથી એવું તે જેઠમલજી ઠરાવે છે તેથી શ્રી ભગવતી સુત્રના પાઠને તે વિરાધે છે.

વળી જેઠો મુઢમતિ લખે છે કે "ત્યાં चेइआइं શબ્દે ચારણ મુનિઓએ પ્રતિમા વાંદી નથી પરંતુ ઈરિયાવહી પડિક્કમ્યા ત્યારે લોગસ્સ કહી તેમાં અરિહંતને વાંદ્યા છે તે ચૈત્યવંદના કરી છે" અરે મુર્ખ ઢુંઢકો ચૈત્ય શબ્દનો અર્થ અરિહંત એવો કોઈ પણ શાસ્ત્રની અંદર કહેલો નથી. ચૈત્ય શબ્દના તો જીનમંદિર, જીનબીંબ, અને ચોતરાબંધ વૃક્ષ એ ત્રણ અર્થ અનેકાર્થ સંગ્રહ વિગેરે ગ્રંથોમાં કહેલા છે. વળી ઈરિયાવહી પડિક્કમતામાં લોગસ્સ કહ્યો તે ચૈત્યવંદના કરી એમ કહોછો તો સુત્રમાં જ્યાં જ્યાં ઈરિયાવહી પડિક્કમવાનો અધિકાર છે ત્યાં ત્યાં ઈરિયાવહી પડિક્કમે એમ તો કહ્યું છે, પરંતુ કોઈ જગ્યાએ ચૈત્યવંદના કરી એમ કહ્યું નથી; તો આ ઠેકાણે અર્થ ફેરવવા માટે મનમાં આવે તેવા કુતર્કો કરોછો તે તમારો મિથ્યાત્વનો ઉદય છે.

વળી चेइआइं वंदीत्तए એ શબ્દનો અર્થ ફેરવવા માટે તેણે લખ્યું છે કે "તે વાક્યનો અર્થ જો પ્રતિમા વાંદી એવો છે તો નંદિશ્વરદ્વીપે તો એ અર્થ મળશે પણ માનુષોત્તરે અને રૂચકદ્વીપે પ્રતિમા નથી ત્યાં કેમ મળશે?" તેનો ઉત્તર—અમે આ પ્રશ્નોત્તરની આદમાંજ ત્યાં જીનભુવન અને જીનપ્રતિમા છે એમ બતાવી દીધું છે માટે ચારણમુનિઓએ પ્રતિમાજ વાંદી છે એમ સિદ્ધ થાયછે, અને તેથી ઢુંઢકોની ધારેલી કુયુક્તિઓ નિરર્થક થાયછે.

પછી જેઠમલ કુમતિ લખે છે કે "જંઘાચારણ વિદ્યાચારણ મુનિઓ પ્રતિમા વાંદવા નથીજ ગયા કેમકે જો પ્રતિમા વાંદવા ગયા હોત તો ત્યાંથી પાછા વળતા માનુષોત્તર પર્વતે સિદ્ધાયતન છે તે કેમ ન વાંદ્યાં?" તેનો ઉત્તર—ચારણમુનિઓ પ્રતિમા વાંદવાનેજ ગયાછે પરંતુ પાછા વળતા જે માનુષોત્તરનાં ચૈત્ય વાંદ્યાં નથી તે તેની ગતિનો સ્વભાવ છે, કારણ કે વચ્ચે બીજો વિસામો લેઈ શકતા નથી. આ વાત ભગવતી સુત્રમાં પ્રસિદ્ધ છે પણ આ ઢું-

પરથી તે જેઠમલ મહામૃષાવાદી અને ઉત્સુત્ર પરૂપવાવાળો હતો એમ પ્રત્યક્ષ સિદ્ધ થાયછે, કારણ કે પુર્વોક્ત પ્રશ્નમાં તે પોતેજ લખેછે કે માનુષોત્તર પર્વત ઉપર ચૈત્ય નથી, અને આ પ્રશ્નમાં લખે છે કે માનુષોત્તર પર્વત ઉપરનાં ચૈત્ય કેમ ન વાંદ્યાં? તો તે ઉપરથી માનુષોત્તર પર્વત ઉપર ચૈત્ય છે એમ સિદ્ધ થાયછે. આ પ્રમાણે જ્યાં જેમ પોતાને ફાવતું આવ્યું તેમ લખ્યું છે પણ સુત્ર વિરૂધ લખવાનો ભય મુદ્દલ ધારણ કર્યો નથી.

વળી તે લખે છે કે "ચારણમુનિઓને ચારિત્રમોહનીનો ઉદય છે તેથી તેઓને જવું પડયું છે" પણ રે મુઢ! એતો પ્રત્યક્ષ છે કે તેમને તો તે કાર્યથી ઉલટી દર્શનશુદ્ધિ છે, પરંતુ ચારિત્રમોહનીનો ઉદય તો તમારા ઢુંઢકોને છે એમ પ્રત્યક્ષ જણાઈ આવે છે.

વળી તે લખેછે કે "ચારણમુનિઓએ પોતાને સ્થાનકે આવીને કયાં ચૈત્ય વાંદ્યાં" તેનો ઉત્તર—સુત્રપાઠમાં ચારણમુનિ इहमागच्छइ એટલે અહીં આવે એમ કહ્યું છે તેનો ભાવાર્થ એવો છે કે જે ક્ષેત્રમાંથી ગયા હોય તે ક્ષેત્રમાં આવે, આવીને इह चेइआइं वंदइ એટલે આ ક્ષેત્રનાં ચૈત્ય કે૦ અસાશ્વતી જીન પ્રતિમા તેને વાંદે એમ કહ્યું છે. પરંતુ પોતાને ઉપાશ્રયે આવે એમ નથી કહ્યું. આ બાબતમાં જેઠમલ કુયુક્તિ કરીને લખે છે કે "ઉપાશ્રયમાં તો ચૈત્ય હોય નહિ માટે ત્યાં કયા ચૈત્ય વાંદ્યાં?" આ કેવળ મુર્ખતા ભરેલું લખાણ છે. વળી ભગવતી સુત્રના પાઠે કરીને, અસાશ્વતી અને સાશ્વતી જીનપ્રતિમા સરખીજ છે અને તે બંનેમાં અંશમાત્ર પણ ફેર નથી, એમ સિદ્ધ થાયછે.

જેઠોનિન્હવ લખેછે કે "ચારણમુનિ તે કાર્ય કરી આવીને આલોયા પડિક્કમ્યા વિના કાળ કરે તો વિરાધક થાય એમ કહ્યું છે તે ચક્ષુઇંદ્રીના વિષયના પ્રેર્યા થકા દ્વીપસમુદ્ર જોવા ગયા છે માટે સમજવું" આ લખાણ તદન મિથ્યા છે. કારણ કે તેને જે આલોયણા પ્રતિક્રમણા કરવી છે તે જિનવંદનાની કરવી નથી પરંતુ તેમાં થયેલા પ્રમાદની છે; જેમ સાધુ ગોચરી કરી આવીને આ-

લોવે છે તે ગોચરીને આલોવતા નથી પરંતુ તેમાં પ્રમાદે કરીને લાગેલા દોષને આલોવે છે, તેમ ચારણમુનિઓને પણ લબ્ધિ ઉપજીવન તે પ્રમાદગતિ છે; વળી બીજું પ્રમાદનું સ્થાનક એ છે જે લબ્ધિના બળથી તીરનાવેગની પેરે શીઘ્રગતિએ ચાલ્યા જતાં રસ્તામાં તિર્થયાત્રા પ્રમુખ સાશ્વતાં અસાશ્વતાં જીનમંદીર રહી જાય છે એ સંબંધી ચિત્તમાં ઘણોજ ખેદ ઉત્પન્ન થાયછે; આ પ્રમાણે તીરના વેગની પેરે ગયા તે પણ આલોયણ સ્થાનક કહીએ.

વળી જેઠાએ અરિહંતને ચૈત્ય ઠરાવવા માટે સુત્રપાઠ લખ્યો છે તેમાં देवयंचेइअं એ બે શબ્દનો અર્થ "ધર્મદેવ સમાન જ્ઞાનવંતની" એમ કર્યા છે તે ખોટો કર્યો છે, કેમકે देवयंचेइअं—देवतांचैत्यंइव. અર્થ—દેવરૂપ ચૈત્ય એટલે જીનપ્રતિમાની જેમ पज्जुवासामि કo સેવા કરૂંછું એ અર્થ ખરો છે. મુર્ખ જેઠો અને તેના ઢુંઢકો આ બંને શબ્દને દ્વિતીયાવિભક્તિના વચન છે એટલુંજ સમજ્યા છે, પરંતુ વ્યાકરણના જ્ઞાન વિના શુદ્ધ વિભક્તિ અને તેના અર્થનું ભાન ક્યાંથી થાય? ફક્ત પોતાની અસત્ય વાત સિદ્ધ કરવાને વાસ્તે જે અર્થ ઠીક આવે તે લાગુ કરીદેવો એવો તેઓનો દુરાશય છે એવું આ બાબતથી પ્રત્યક્ષ ઠરેછે.

ત્યારપછી સમવાયાંગ સૂત્રનો ચૈત્યવૃક્ષ સંબંધી પાઠ નાંખ્યોછે તે આ ઠેકાણે લાગુ પડતો નથી તેમજ તે પાઠ નાંખવાનું પ્રયોજન પણ નથી પરંતુ ફક્ત ચોપડી મોટી કરવી અને એમ ઘણા સુત્રપાઠ નાંખ્યા છે એવું દેખાડી ભદ્રિક જીવોને પોતાના ફંદમાં ફસાવવા એજ મુખ્ય હેતુ જણાયછે. વળી તે જગ્યાએ ચૈત્યવૃક્ષ કહ્યા છે તે જ્ઞાનની નિશ્રાએ કહેલા નથી પરતુ ચોતરાબંધ વૃક્ષનું નામજ ચૈત્યવૃક્ષ છે અને તે અમે આ અધિકારમાંજ પૂર્વે જણાવી ગયેલા છીએ. ભગવંત જે વૃક્ષ નીચે કેવળજ્ઞાન પામ્યા છે તે વૃક્ષ ચોતરા સહીત હતા અને તેથીજ તેને ચૈત્યવૃક્ષ કહ્યા છે એમ સમજવું પણ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન સમજવો નહીં.

વળી તમે ઢુંઢકો બત્રીશસૂત્ર શિવાય બીજું કાંઈ માનતા નથી

જ્યારે અર્થ કરોછો તે શા આધારથી કરોછો ? તે બતાવો. કારણ કે તમામ કોષમાં અમારા કહેવા પ્રમાણે ચૈત્ય શબ્દના ત્રણજ અર્થ કહેલાછે, પણ તમે ચૈત્ય શબ્દનો અર્થ સાધુ તથા જ્ઞાન વિગેરે કરોછો તે કેવળ સ્વકપોળ કલ્પિત છે; અને તે ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે નિઃકેવળ અસત્ય બોલી તથા અસત્ય પ્રરૂપણા કરી બીચારા ભોળા લોકોને તમારા કુપંથમાં ફસાવોછો. ઇતિ—

## ૧૬ આણંદશ્રાવકે જીનપ્રતિમા વાંદીછે તે વિષે

સોળમા પ્રશ્નોત્તરમાં આણંદ શ્રાવકે જીન પ્રતિમા વાંદી નથી એમ ઠરાવવા માટે જેઠા કુમતિએ ઉપાસકદશાંગસૂત્રનો પાઠ નાંખીને તેનો અર્થ તમામ ફેરવી નાંખ્યો છે માટે તેજ સૂત્રપાઠ ખરા અર્થ સાથે આ નીચે લખ્યો છે. શ્રી ઉપાસક દશાંગે પ્રથમાધ્યયને યતઃ

नो खलु मे भंते कप्पइ अज्ज पाभिइंचणं अन्न उत्थियावा अन्नउत्थिय देवयाणिवा अन्नउत्थिए परिग्गहियाइं अरिहंत चेइयाइंवा वंदित्तएवा नमंसित्तएवा पुव्विं अणालित्तेणं आलवित्तएवा संलावित्तएवा तेसिंअसणंवा पाणंवा खाइमंवा साइमंवा दाउंवा अणुपदाउंवा नन्नथरायाभिओगेणं गणाभिओगेणं बलाभिओगेणं देवाभिउगेणं गुरुनिग्गहेणं वित्ति कंतारेणं कप्पइ मे समणे निग्गंथे फासुएसणिज्जेणं असणं पाणं खाइमं साइमेणं वथ्थ पडिग्गह कंबल पायपुछणेणं पाडिहारिय पीढ फलगसेज्जा संथराएणं उंसह भेसज्जेणं पडिलाभेमाणस्स विहरित्तएइ

तिकट्टु एवं एयारूवं अभिग्गहं अभिगिण्हइ.

અર્થ—હે ભગવન્ મુજને ન કલ્પે. શું ન કલ્પે તે કહેછે. આજથી માંડીને અન્યતિર્થી, અન્યતિર્થીના દેવ હરીહરાદિક, અને અન્યતિર્થીએ ગ્રહ્યા અરિહંતના ચૈત્ય કે૦ જીન પ્રતિમા એટલા પ્રત્યે વંદણા કરવી, નમસ્કાર કરવો, આગળથી વગર બોલાવે બોલાવવું, વારંવાર બોલાવવું એ સર્વ ન કલ્પે. વળી તેને અસણ, પાણ, ખાદિમ, અને સ્વાદિમ એ ચાર પ્રકારનો આહાર દેવો, વારંવાર દેવો ન કલ્પે; પણ એટલા કારણ વિના તે કહેછે. રાજાની આણાએ, લોકના સમુદાયની આણાએ, બળવંતને આગ્રહે, ક્ષુદ્ર દેવતાની આણાએ, ગુરૂ તે માતપિતા તથા કળા ચાર્ય વિગેરેના આગ્રહથી, અને આજીવીકાના કારણથી એ છછીંડીએ પુર્વે કહ્યા તેમને વંદનાદી કરતા દોષ ન લાગે. એ ન કલ્પે તે કહ્યું. હવે કલ્પે તે કહેછે. મુજને કલ્પે. જૈનશ્રમણ નિગ્રંથને ફાસુ એટલે જીવ રહીત, અને એષણીય એટલે દોષ રહીત અસણ, પાણ, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબળ, રજોહરણ, અને વાવરીને પાછા આપવા એવા બાજોઠ, પાટલા, વસ્તિ, તૃણાદિક સંથારો તે તથા ઔષધ ભેષ જે કરી પડિલાભતા થકા વિચરવું. એમ કહીને એતદ્રૂપ અભિગ્રહ લે.

ઉપર લખેલા સુત્રપાઠના અર્થમાં જેઠો ઢુંઢક લખેછે કે "આણંદ શ્રાવકે ન કલ્પેમાં અન્યતિર્થીએ ગ્રહણ કરેલા ચૈત્ય એટલે ભ્રષ્ટાચારી સાધુને વોસરાવ્યાછે પણ અન્ય તિર્થીએ ગ્રહણ કરેલ જીનપ્રતિમા વોસરાવી નથી, કારણકે અન્યતિર્થીએ ગ્રહણ કરેલી પ્રતિમાને વોસરાવી હોત તો સ્વયમતે ગ્રહીત જીનપ્રતિમા વાંદવી રહી તે કલ્પેના પાઠમાં કહેત" તેનો ઉત્તર—રે મુઢ ઢુંઢકો! કલ્પેના પાઠમાં તો અરિહંતદેવ અને સાધુને વંદના નમસ્કાર કરવાનું પણ કહ્યું નથી, ફક્ત સાધુનેજ આહાર દેવાનું કહ્યુંછે, ત્યારે તે પણ શું તેને વાંદવા યોગ્ય નહોતા? પણ જ્યારે અન્યતિર્થીને વંદનાનો નિષેધ કર્યો ત્યારે મુનીને વંદના કરવી એમ ભાવાર્થ નીકળેજ, તથા અન્યતિર્થીના દેવની પ્રતિમાને વંદનાનો નિષેધ કર્યો

ત્યારે જીનપ્રતિમાને વંદના કરવી એમ નિશ્ચય થાયછે. વળી અંબડને આલાવે અન્યતિર્થીનો નિષેધ અને સ્વતિર્થીને વંદના વિગેરે કરવી એમ બેવડો આલાવો કહ્યોછે. વળી જે મુની પરતિર્થીએ ગ્રહ્યા એટલે અન્યતિર્થીમાં ગયા તે મુનીનેતો પરતિર્થીજ કહીએ એટલે અન્યતિર્થીને વંદના ન કરૂ તેમાં તે આવી ગયું, ફરીથી કહેવાની કાંઇ જરૂર નહોતી. વળી ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરોછો તે નિઃકેવળ ખોટોછે. કારણકે શ્રીભગવતિસુત્રમાં અસુર કુમારના દેવો સૌધર્મ દેવલોકે જાયછે ત્યારે એક અરિહંત, બીજું ચૈત્ય એટલે જીનપ્રતિમા અને ત્રીજું અણગાર એટલે સાધુ એ ત્રણના સરણ કરેછે એમ કહ્યુંછે યતઃ

नन्नथ्थ अरिहंतेवा अरिहंत चेइयाणिवा भावी अप्पणो अणगारस्सवा णिस्साए उद्दंउप्पयंति जाव सोहम्मो कप्पो.

આ પાઠમાં ૧ અરિહંત ૨ ચૈત્ય અને ૩ અણગાર એ ત્રણ કહ્યાછે. જો ચૈત્ય શબ્દનો અર્થ સાધુ હોય તો અણગાર જુદા કેમ કહ્યા તે જરા ધ્યાન દઇને વિચારી જુઓ! માટે ચૈત્ય શબ્દનો મુની એવો અર્થ કરોછો તે ખોટોછે. શ્રીઉપાશગદશાંગના પાઠનો સત્ય અર્થ પુર્વાચાર્યો જે કે મહાધુરંધર કેવળી નહિ પણ કેવળી જેવાજ હતા, તેઓ કરી ગયેલાછે તે અગાઉ અમે લખી ગયાછીએ, પણ જેઠો હીનપુની હતો જેથી સાચો અર્થ તેને સુઝયોજ નથી વળી ચૈત્ય એવું સાધુનું નામ કહોછો તો જૈનેંદ્રવ્યાકરણ, હેમીકોષ, બીજા ભાષાની અંદર વપરાતાકોષ તથા સિદ્ધાંતો વિગેરે કોઇ પણ ગ્રંથમાં ચૈત્ય શબ્દનો અર્થ સાધુછે નહિ, એવો ધાતુ પણ કોઇ નથી કે જેથી ચૈત્ય શબ્દ સાધુવાચક હોય, તો જેઠમલજીએ એ અર્થ શા આધારથી કર્યો? પણ તેથી શું! જેમ કોઇ કુંભાર અથવા હળામ ઝવેરાતનું પારખું કરી ઝવેરી જે ઝવેરાતના પરિક્ષક તેને જુઠા કહે તો તેથી કાંઇ સમજુ પુરૂષો તેને ઝવેરો ક-

કહેવાના નથી. તેમજ ડાહ્યા અને જ્ઞાની પુર્વાચાર્યોનો કહેલો અર્થ અસત્ય ઠરાવીને અક્ષર જ્ઞાનથી પણ ભ્રષ્ટ એવા જેઠા મુઢમતિનો કરેલો અર્થ સમકિત દ્રષ્ટી અને ખરેખરા તપાસ કરવાવાળા પુરૂષો સત્યમાનવાના નથી. માટે ભોળા લોકોને ફંદમાં નાંખવાને જેટલાં ફાંફાં મારોછો તેથી બીજું તો નહિ પણ અનંત સંસાર રઝળવાનું ફળ મળશે.

વળી અને ઢુંઢકોને પુછીએ છીએ કે આનંદ શ્રાવકે અન્ય તિર્થીના દેવના ચાર નિક્ષેપાને વંદના ત્યાગીછે કે ફકત ભાવનિક્ષેપો ત્યાગ્યોછે ? જો કહેશો કે અન્યતિર્થી દેવના ચારે નિક્ષેપાની વંદના ત્યાગીછે તો અરિહંત દેવના ચારે નિક્ષેપા વંદનીક ઠર્યા, અથવા કહેશો કે અન્યતિર્થીના દેવનો ભાવનિક્ષેપોજ વાંદવો ત્યાગ કર્યોછે તો તેના બીજા ત્રણ નિક્ષેપા એટલે અન્યતિર્થીના દેવની મુર્તિઓ વીગેરે આનંદ શ્રાવકને વંદનીક ઠરશે, માટે વિચારી જોજો.

જેઠોનિન્હવ લખેછે કે "જીનપ્રતિમાનો આકાર જુદી તરેહનો છે માટે અન્યતિર્થી તેને પોતાના દેવ શીરીતે માને?" તેનો ઉત્તર— શ્રી પાર્શ્વનાથની પ્રતિમાને અન્યદર્શનીઓ બદ્રીનાથ કરીને માને છે. શાંતિનાથની પ્રતિમાને અન્ય દર્શનીઓ જગન્નાથ કરીને માને છે. કાંગડાના કિલ્લામાં રીષભદેવની પ્રતિમાને ભૈરવ કરીને માનેછે. વળી અગાઉના વખતની પ્રતિમા હોય જે કે કાળાનુસારે કોઈપણ કારણથી કોઈ ઠેકાણે ભંડારેલી હોય તે જગ્યા કોઈ અન્યદર્શની વેચાતી લે અને જ્યારે તે પ્રતિમા તેને તેમાંથી જડેછે ત્યારે પોતાના ઘરમાંથી પ્રતિમા નીકળી એટલે તે પોતાનાજ દેવની એમ સમજી પોતે અન્યદર્શની છતાં તે પ્રતિમાની પુજાઅર્ચા કરેછે અને પોતાના દેવ તરીકે માનેછે. માટે જેઠમલજી લખેછે કે અન્યદર્શનીઓ જીનપ્રતિમાને પોતાના દેવ કરીને માની શકતા નથી તે તદન અસત્યછે.

પછી લખ્યુંછે કે "ચૈત્યનો અર્થ પ્રતિમા કરશો તો તે પાઠમાં આણંદ શ્રાવકે કહ્યું કે અન્યતિર્થીને, અન્યતિર્થીના દેવને, અને અન્યતિર્થીએ ગ્રહણ કરેલી જીનપ્રતિમાને વાંદુ નહિ, બોલાવું નહિ

દાન દઉં નહીં તે કેમ મળશે. કારણ કે જીનપ્રતિમાન બોલાવવું અને દાન દેવું એ શું ?" તેનો ઉત્તર—અરે ઢુંઢીઆઓ !સિદ્ધાંતની શૈલી એવી છે કે જેને જે સંભવેતે તેને જોડીએ,નહિ તો વેણુ ઠેકાણુ અર્થનો અનર્થ થઈ જાય. એટલે વંદના નમસ્કાર તે અન્યતિર્થી સૌને જોડીએ, અને દાનાદિક અન્યતિર્થીનેજ જોડીએ પણ પ્રતિમાને ન જોડીએ. જેમ શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રમાં ત્રીજું મહાવૃત આરાધવા નિમિત્ત આચાર્ય, ઉપાધ્યાય પ્રમુખનું વસ્ત્ર, પાત્ર, આહારાદિકે કરીને વૈયાવચ્ચ કરવાનું કહ્યુંછે તે જેમ સર્વને સરખી રીતે નહિ પણ જેમ જને ઉચીત હોય અને જેવો સંભવ હોય તેમ તેની વૈયાવચ્ચ સમજવાનીછે. તેમ આ પાઠમાં પણ બોલાવું નહી, અન્નાદિક આપું નહિ તે પાઠ અન્યતિર્થીના ગુરૂનેજ વાસ્તેછે. જો ત્રણ પાઠની અપેક્ષા માનશો તો શ્રી મહાવીરસ્વામીના સમયમાં અન્યતિર્થીના દેવ હરિહર, બ્રહ્મા વિગેરે કોઈ સાક્ષાત નહોતા, તેઓની મુતિઓજ હતી તો તમારા કહેલા અર્થ પ્રમાણે આનંદ શ્રાવકનું કહેવું કેમ મળશે તે વિચારો ! કદાચિત એમ કહેશો કે કેટલીએક દેવીઓ અન્નાદિક લેછે તેની અપેક્ષાએ એ પાઠછે તો તે ખોટુંછે. કારણકે દેવીની પણ સ્થાપના એટલે મુર્તિની પાસેજ અન્નાદિક ચડાવેછે, એમ કરતાં કદાચ સાક્ષાત દેવી દેવતાને કોઈ ઢુંઢક શ્રાવક શ્રાવિકા અથવા જેઠા વિગેરે ઢંઢકેના માબાપે અન્નાદિક ચડાવ્યુ હોય અથવા સાક્ષાત બોલાવ્યા હોય તો બતાવો !

વળી જેઠોમુઢમતિ લખેછે કે "જીનપ્રતિમાને અન્યમતિએ પોતાના મંદિરમાં સ્થાપી તો તેથી જીનપ્રતિમાનું શું બગડી ગયું કે જેથી તમે તેને માનવા યોગ્ય કહેતા નથી" તેનો ઉત્તર—જો કોઈ ઢંઢણી અથવા ઢુંઢકની બેટી અથવા તો ઢુંઢકના સાધુ કોઈ મદિરામાંસ ખાનારી, કુશીળ સેવનારી વેશ્યાને ઘરે અથવા તો માંસ વિગેરે વેચવાવાળા કસાઈને ઘરે જઈને રહે તો તમે ઢુંઢકો તેને જઈને વંદણા કરો અથવા ન્યાતમાં લ્યો કે નહિ ? જો કહેશો કે ન વાંદીએ અને ન્યાતમાં ન લઈએ તો તેવીજ રીતે જીનપ્રતિમા પુર્વોકત સ્વરૂપવાળી વાંદવા યોગ્ય નથી.

જેઠા મુઢે આપ્રશ્નમાં ચંડાળને ઘરે બેઠો હોય તે વખતનું દ-

ષ્ટાંત દીધુંછે તે ખોટુંછે. કારણ કે કાર્ય વિશેષે એમ બને તે જુદી વાતછે પણ તમારો ઢુંઢકનો પિતા ચંડાળના ઘરમાં જઈને વટલે અર્થાત્ ત્યાંજ રેહે તો તેને તમે ન્યાતમાં લ્યો અને જમવા ખાવાનો વેહેવાર રાખો કે નહિ? જો ન રાખો તો તેવીજ રીતે ઉપર લખેલી બાબતમાં સમજવું. વળી તેણે લખ્યું કે તમારા સાધુ અન્યતિર્થીના મઠમાં ઉતર્યા હોય તો તે તમારા ગુરૂ ખરા કે નહિ? તેનો ઉત્તર—રે! મુર્ખો! આવા દ્રષ્ટાંત લખીને ભોળા ભદ્રિકજીવોને ફસાવવાનું શામાટે કરોછો? અન્યતિર્થીના આશ્રમમાં ઉતરવાથી તે સાધુ વંદનીક મટી જતા નથી, કારણ કે તે સ્વેચ્છાએ ત્યાં ઉતરેલાછે અને સ્વેચ્છાએ ત્યાંથી વિહાર કરેછે અને તે સાધુને તે અન્યદર્શનીઓએ પોતાના ગુરૂ કરીને માનેલા નથી. તેમજ અન્ય તિર્થીઓએ ગ્રહણ કરેલી પ્રતિમામાંથી પ્રતિમાપણું જતું નથી પણ તે સ્થળે તે વંદન પુજન યોગ્ય નથી એમ સમજવું.

વળી લખ્યુંછે કે દ્રવ્યલીંગી, પાસથ્થા, વેષધારી નિન્હવ પ્રમુખને કયા બોલમાં આણંદે વોસરાવ્યાછે? તેનો ઉત્તર—સાધુ દિક્ષા લેછે ત્યારે 'કરેમિભંતે' કેહેછે અને પંચમહાવૃત ઉચરેછે તેને પણ પાસથ્થા, વેષધારી નિન્હવ પ્રમુખને વંદન નમસ્કારનો ત્યાગ હોવો જોઈએ. તો પંચમહાવૃત લેતી વખતે તેણે તેનો ત્યાગ કયા બોલમાં કર્યોછે તે બતાવો પણ મુર્ખો! સમકિતદ્રષ્ટી શ્રાવકોને જીનાજ્ઞાથી બહાર એવા પાસથ્થા વેષધારી નિન્હવ પ્રમુખને વંદણા નમસ્કાર કરવાનો ત્યાગતો છેજતો તે બાબત પાઠમાં કહી નથી તેમાં શો વિરોધછે. પ્રશ્નને અંતે લખ્યુંછે કે "આણંદ શ્રાવકે અરિહંતના ચૈત્ય તથા પ્રતિમાને વાંદી હોય તો બતાવો" તેનો ઉત્તર—એક તો પુર્વોક્ત પાઠથીજ તેણે અરિહંતની પ્રતિમાને વાંદી પુજીછે એમ નિર્ણય થાયછે. વળી શ્રી સમવાયાંગ સુત્રમાં સર્વ સુત્રોની હુંડીછે તેમાં શ્રી ઉપાશગ દશાંગની હુંડીમાં કહ્યુંછે કે—

से किं तं उवासगदसाउ उवासगदसासूणं उवासया

णं नगराइं उज्जाणाइं चेइआइं वणमंडाइं राया अम्मासमो धम्मायरिया.

અર્થ—ઉપાશગ દશાંગ તે શું કહીએ? ઉત્તર—ઉપાશગ દશાંગને વિષે શ્રાવકોના નગર, ઉદ્યાન, चेइआइं—ચૈત્યાની એટલે દેહેરાં, વનખંડ, રાજા, માતપિતા તથા ધર્માચાર્ય કહીશું.

આ ઉપરથી સમજવું કે આણંદ પ્રમુખ દશ શ્રાવકોના ઘરમાં જીનમંદિર હતાં અને તમેનું જીનમંદિર કરાવેલાં પણ હતાં, અને તેઓ પુજા વંદણા પ્રમુખ કરતા. યદ્યપિ ઉપાશગદશાંગમાં તે પાઠ દેખાતો નથી કારણ કે પુર્વાચાર્યોએ સુત્રો સંક્ષેપી નાંખ્યાછે તોપણ સમવવાયાંગજીમાં તે વાત પ્રત્યક્ષછે. માટે ધ્યાન દઈને શુદ્ધ અંતઃકરણથી તપાસ કરશો તો માલમ પડશે કે આનંદ પ્રમુખ અનેક શ્રાવકોએ જીનપ્રતિમા પુજીછે તે વાત ખરીછે. ઇતિ.

---

## ૧૭ અંબડ શ્રાવકે પ્રતિમા વાંદીછે તે વિષે.

૧૭ મા પ્રશ્નોત્તરમાં જેઠાનિજાએ અંબડ તાપસના અધિકારનો પાઠ આણંદ શ્રાવકના પાઠની સરખો ઠરાવ્યોછે તે અસત્યછે. માટે શ્રીઉવ્વાઈ સુત્રમાંથી તે પાઠ અર્થ સાથે આ ઠેકાણે લખ્યોછે. યતઃ

अंबडस्सणं परिवायस्स नोकप्पइ अन्नउत्थिएवा अन्नउत्थिय देवयाइंवा अन्नउत्थिय परिग्गहियाइं अरिहंत चेइआइंवा वंदित्तएवा नमंसित्तएवा नन्नथ अरिहंतेवा अरिहंत चेइयाणिवा.

અર્થ—અંબડ પરિવ્રાજકને ન કલ્પે અન્ય તિર્થી પ્રત્યે, અન્ય તિર્થીના દેવ પ્રત્યે, અને અન્ય તીર્થીએ ગ્રહ્યા એવા અરિહંતના ચૈત્ય તે જીન પ્રતિમા પ્રત્યે વંદના સ્તવના કરવી નમસ્કાર કરવો, એ વિના અરિહંતને અરિહંતની પ્રતિમા એટલે એ બંન્નેને નમસ્કાર કરવો કલ્પે.

આ પાઠને આણંદના પાઠની સરખો ઠરાવે છે પણ આણંદ ગ્રહસ્થ છે અને અંબડ સન્યાશી એટલે પરિવ્રાજક છે માટે તે બંન્નેનો પાઠ સરખો હોય નહિ. વળી આણંદનો પાઠ અમે આગળ લખી ગયા છીએ તેની સાથે આ પાઠને સરખાવી જોતાં જાણશો કે આણંદના પાઠમાં અન્ય દર્શનીને અસણ, પાણ, ખાદીમ, સ્વાદીમ દેવું નહિ, વારંવાર દેવું નહિ, વગર બોલાવે બોલાવવું નહિ, વારંવાર બોલાવવું નહિ એ પાઠ છે અને આમાં તે પાઠ નથી. કારણ કે અંબડ પરિવ્રાજક છે અને અન્ય તિર્થીઓ અંબડને ગુરૂ તરીકે માને છે તેથી તેનાથી અન્ય દર્શનીને બોલાવવા વગેરેનો ત્યાગ બની શકે નહિ. વળી આણંદના પાઠમાં શ્રમણ નીગ્રંથને અસનાદિક આપવાનો પાઠછે, તે આ પાઠમાં બીલકુલ નથી કારણ કે અંબડ પરિવ્રાજક છે તે પર ઘેર ભિક્ષાવૃતિ તરીકે જમે છે તો તે અસન પાન, સ્વાદીમ, ખાદીમ વિગેરે શ્રમણનિગ્રંથને ક્યાંથી આપે? વળી આણંદના પાઠમાં કોને વંદના નમસ્કાર કરૂં તે પાઠ મુદ્દલ નથી અને આમાં અરિહંતને અને અરિહંતની પ્રતિમાને વંદન નમસ્કાર કરવાનો પાઠ છે. આટલો બધો ફેર છતાં જેઠમલજી તે બંને પાઠ સરખા ઠરાવે છે તે મિથ્યાત્વનો ઉદયછે.

વળી અહીં આ ચૈત્ય શબ્દનો અર્થ મૂર્ખ જેઠાએ સાધુ એવો કર્યોછે પણ તે ખોટો છે તે દ્રષ્ટાંત સાથે અમે આણંદના પ્રશ્નમાં બતાવી ગયા છીએ.

વળી જેઠો મુઢમતિ લખે છે કે "આ પાઠમાં ચૈત્ય એટલે પ્રતિમા લેશો તો ગુરૂને વાંદવાનો પાઠ ક્યાં છે તે બતાવો" તેનો ઉત્તર—અન્ય તિર્થીના ગુરૂનો જ્યારે ત્યાગ કર્યો ત્યારે જૈન મતના સાધુ વંદવા યોગ્ય રહ્યા એમ અર્થાપત્તિએજ સિદ્ધ થાયછે. જેમ કોઈ શ્રાવકે રાત્રી ભોજનનો ત્યાગ કર્યો તેને દિવસે ભોજન કરવું રહ્યું કે નહિ? વળી કોઈ યોગીએ વસ્તીમાં રેહેવાનો ત્યાગ કર્યો તો તેને વનમાં રેહવું રહ્યું કે નહિ? વળી કોઈ સમકીતદ્રષ્ટી પુરૂષે જીનાજ્ઞાના ઉત્થાપક જાણીને ઢુંઢકોનો ત્યાગ કર્યો તો તેને જીનાજ્ઞા પ્રમાણે વર્તનાર સુસાધુ વંદન યોગ્ય રહ્યા કે નહિ? એ દ્રષ્ટાંતો

મુજબ અંબડે અન્ય દર્શનીના ગુરૂનો ત્યાગ કર્યો ત્યારે જૈન દર્શનના ગુરૂતો વાંદવા યોગ્ય રહ્યાજ છે. માટે એવા કુતર્કો કરવા તે ફોગટછે. વળી જેઠો મુઢ લખે છે કે "અંબડ સાધુને વાંદે છે" તે અસત્યછે. જો કે અંબડ શુદ્ધશ્રદ્ધાવાન શ્રાવક હોવાથી જૈન મતના સાધુને તે વંદન યોગ્ય સદ્દહેછે તોપણ પોતે પરિવ્રાજકનો આચાર્યછે, પોતાનો વેશ તાપસનો છે, અને અન્યમતિઓ તેને ગુરૂ બુદ્ધિએ પુજેછે તેથી તે સાધુને વંદના, ખમાસણ પૂર્વક કરતો નહિ.

ત્યાર પછી જેઠો લખે છે કે "અંબડ સાધુને અસનાદિક આપે છે" તે પણ અસત્ય છે કારણ કે તેના પાઠમાંજ તે વાત લખી નથી. વળી પોતે પારકે ઘેર જમે છે તો સાધુને અસનાદિક ક્યાંથી આપે ! જેમ ઢુંઢકો જીનાજ્ઞાના ઉત્થાપક હોવાથી ભવ સમુદ્રમાં બુડનારા છે તો તે બીજાને કેમ તારી શકે ? એ દ્રષ્ટાંતે સમજવું.

વળી જેઠો લખે છે કે "અંબડને બાર વૃત સુત્રપાઠે કહ્યાછે" તે પણ અસત્ય છે. જેમ આણંદને બાર વૃત્ત કહ્યા છે તે પ્રમાણે સુત્રમાં અંબડને કોઈ જગાએ કહ્યા નથી, ને કહ્યા હોય તો સુત્ર શાખ બતાવો.

પ્રશ્નને અંતે જેઠો જૈન દર્શનીઓને મિથ્યાત્વ મોહની કર્મનો ઉદય લખેછે તે તેને પોતાનેજ છે અને તેથી તેણે ઉપર બતાવ્યા પ્રમાણે અસત્ય લખ્યું છે એમ સિદ્ધ થાયછે. જેમ એક પુરૂષ ઘણોજ ઉતાવળો શીઘ્રપણે ઘીની ખરીદી કરવા જતો હતો તેને તૃષા લાગી તેવામાં રસ્તામાં કોઈ બાઈ પાસે તેણે પાણી દીઠું એટલે તે બોલ્યો કે 'ઘી પા' જો કે તેને પીવું હતું તો પાણી પણ અંતઃકરણમાં ઘી ઘી થઈ રહેલું તેથી તે બોલાઈ ગયું છે; એમજ જેઠા મુઢમતિને પોતાનેજ મિથ્યાત્વ મોહનીનો ઉદય થયેલો તેથી તેણે લખી દીધું છે એમ નક્કી સમજવું. ઇતિ.



## ૧૮ સાત્ર ક્ષેત્રે ધન વાવરવું કહયુંછે તે વિષે.

અઢારમા પ્રશ્નોત્તરમાં જેઠો કુમતિ લખે છે કે સાત્રક્ષેત્ર સુત્રમાં

કોઈ ઠેકાણે કહ્યા નથી—તેનો ઉત્તરઃ—શ્રી ભત્તપચ્ચખાણ નામે પયન્નાના મુલ પાઠમાં ૧ જીનબીંબ ૨ જીનભુવન ૩ શાસ્ત્ર ૪ સાધુ ૫ સાધવી ૬ શ્રાવક ૭ શ્રાવિકા એ સાત ક્ષેત્ર કહ્યાંછે તે શું ઢુંઢકો જાણતા નથી? કદાચ તમે કહેશો કે અમે તે સુત્ર માનતા નથી તો નંદીસુત્ર કેમ માનો છો? કારણ કે શ્રી નંદીસુત્રમાં સર્વ સુત્રના નામ કહ્યાં છે ત્યાં ભત્તપચ્ચખાણ પયન્નાનું નામ પણ છે. માટે તમાં કહેલા સાત્રક્ષેત્રે ગૃહસ્થે ધન વાપરવું તેજ ફળદાયકછે.

જેઠો લખે છે કે "આણંદાદિક શ્રાવકે વૃત આરાધ્યા, પડિમા આદરી, સંથારા કીધા તે સર્વ સુત્રોમાં કહ્યું છે પણ કેટલું દ્રવ્ય વાપર્યુ અને કયા ક્ષેત્રે વાપર્યુ તે કહ્યું નથી" તેનો ઉત્તર રે! મુર્ખો! તે સુત્રમાં જેટલી વાતની પ્રસંગે જરૂર હતી તેટલી કહી છે અને બીજી કહી નથી. જો તમે ન કહેલી તમામ વાતોનો નીરાદર કરતા હોતો આણુંદાદિક દશ શ્રાવકોએ કયા મુનીને દાન દીધુ, કયા મુનીને તેડવા ગયા, કયા મુનીને વળાવવા ગયા, કેવી રીતે પડિકમણું કર્યું વિગેરે ઘણી વાતો જે કે શ્રાવકોને માટે સંભવીત ગણાય તેવી કહી નથી તો તેમણે શું તે નથી કર્યું? કર્યું છેજ. તેમજ દ્રવ્ય વાપરવા સંબંધી વાત પણ તેમાં નથી કહી પરંતુ કરીતો છેજ. વળી અમે પૂછીએ છીએ કે આણુંદાદિ શ્રાવકોએ કેટલા ઉપાશ્રય કરાવ્યા તે વાત સુત્રોમાં કહી નથી છતાં તમે ઢુંઢકો ઉપાશ્રય કરાવો છો તે શા આધારથી કરાવો છો તે બતાવો!

વળી લખેછે કે "આણુંદાદિક શ્રાવકોએ સંઘ કાઢયા, તિર્થ યાત્રા કીધી, દેહેરાં કરાવ્યાં, પ્રતિમા પ્રતિષ્ઠી વિગેરે વાત સુત્રમાં હોય તો બતાવો" તેનો ઉત્તર—આણુંદાદિ શ્રાવકોના જીનમંદિરનો અધિકાર શ્રી સમવાયાંગજીમાં કહ્યો છે. આવશ્યક સુત્રમાં તથા યોગ શાસ્ત્રમાં શ્રેણીકરાજાના કરાવેલા જીન મંદિરનો અધિકાર ચાલેલો છે. વગ્ગુર શ્રાવકે શ્રીમલ્લીનાથજીનું દેહેરૂં બંધાવ્યું તે અધિકાર શ્રી આવશ્યક સુત્રમાં કહ્યો છે; તથા તેજ સુત્રમાં ભરત મહારાજે શ્રી અષ્ટાપદ પર્વત ઉપર ચોવીશ જીનબીંબ સ્થાપ્યાનો અધિકાર છે. એ વિગેરે અનેક જગ્યાએ સુત્રમાં કહ્યા છતાં જેઠ

નેત્ર વિનાનો માણુસ કાંઇ પણ જોઇ શકતો નથી તેમ જ્ઞાનરૂપી ચક્ષુ વિનાનો જેઠો અને તેના ઢુંઢકો પણ આ વાત સુત્રની અંદર દેખતા નથી.

વળી તેણે યુક્તિઓ કરીને સાત ક્ષેત્ર ઉથાપ્યા છે તેનો અનુક્રમે ઉત્તર—૧–૨ ક્ષેત્ર જીનબીંબ તથા જીન ભુવન–તે બાબતમાં જેઠા મૂઢમતિએ લખ્યુંછે કે "દેહેરા, પ્રતિમાતો આગળ હતાજ નહિ અને જો હતા એમ કહેશો તો કોણે કરાવ્યા વિગેરેનો અધિકાર સુત્રમાં દેખાડો" આ પ્રશ્નનો ઉત્તર અમે ઉપરજ લખ્યોછે અને તેથી તે બંને ક્ષેત્ર સિદ્ધ થાયછે.

૩ જું ક્ષેત્રશાસ્ત્ર—આ બાબતમાં જેઠો લખેછે કે પુસ્તક તો મહાવીરસ્વામીની પછી (૯૮૦) વર્ષે લખાણુંછે, અગાઉતો પુસ્તકો નહોતા માટે તે અર્થે દ્રવ્ય કાઢવાનું શું કારણ?—

ઉત્તર—આ બાબતનું નીરાકરણ અગાઉ અમે જણાવી ગયા છીએ. વળી શ્રી અનુયોગદ્વાર સુત્રમાં કહ્યુંછે કે दव्वसुअंजंपत्तय पुथ्थयालिहियं અર્થ—દ્રવ્યશ્રુત તે જે પાના પુસ્તકમાં લખાયેલ છે અને તે ઉપરથી સુત્રકારના સમયમાં પુસ્તક લખેલા હતા એમ સિદ્ધ થાયછે. વળી તમારા કહ્યા પ્રમાણે તે સમયમાં મુદ્દલ પુસ્તકો લખાયલા હતાજ નહીં તો શ્રી રીખભદેવસ્વામીની બતાવેલા અઢાર લિપીનો વિચ્છેદ થયો હતો એમ ઠરશે તો તે તદન જુઠું છે. વળી જો અક્ષરજ્ઞાન તે સમયમાં હોયજ નહિ તો લૌકિક વેહેવાર પણ કેમ ચાલે? ઢુંઢકો! આ ઉપરથી સમજો કે તે વખતમાં પુસ્તકો હતા. ફક્ત સુત્રોજ લખાયલા નહોતા, અને તે દેવર્દ્ધી ગણી ક્ષમાશ્રમણે લખ્યાંછે. પણ પુસ્તકો (૯૮૦) વર્ષે લખાણા તે વાત તમારા જેઠમલજી લખેછે તે શા આધારથી લખેછે? કારણ કે તમારા માનેલા ૩૨ સુત્રોમાં તે વાતછેજ નહિ.

૪–૫ મું ક્ષેત્ર સાધુ અને સાધવી. તે બાબતમાં જેઠોમુઢમતિ લખેછે કે "સાધુને અર્થે દ્રવ્ય કાઢીને તેનો આહાર, ઉપધી, ઉપાશ્રય કરાવે તો તે સાધુને કલ્પે નહિ ત્યારે તે માટે દ્રવ્ય શું કામ

કાઢ્યું. આ બાબત ઉપર શ્રી દશવૈકાલિક, આચારંગ, નિસીથ વિગેરે સુત્રોની શાખ દીધીછે" તેનો ઉત્તર—સાધુ સાધવીને અર્થે કરેલ આહાર, ઉપધી, ઉપાશ્રય પ્રમુખ તેને કલ્પતું નથી તે વાત અમે પણ માન્યજ કરીએ છીએ, સાધુ પોતાને નિમિત્તે કરેલું લેતા નથી, અને સુજ્ઞ શ્રાવકો આપતા પણ નથી. પરંતુ શ્રાવકો પોતાની શુભ કમાણીના દ્રવ્યમાંથી સાધુ સાધવીને આહાર, ઉપધી, વસ્ત્ર પાત્ર પ્રમુખે પ્રતિલાભેછે, પણ સાધુ સાધવીને નિમિતે કાઢેલા દ્રવ્યમાંથી પ્રતિલાભતા નથી અને સાધુ લેતા પણ નથી. તેમ ક્ષેત્રને અર્થે કાઢેલું દ્રવ્ય તો કોઈ મુનીને મહાભારી વ્યાધી આવી પડ્યો હોય તેના નિવારણાર્થે કોઈ વૈદ પ્રમુખને દેવું પડે, અથવા તો કોઈ સાધુ નિર્વાણ પામ્યા હોય તે નિમિત દ્રવ્ય વાપરવું પડે વિગેરે અનેક કાર્યોમાં વપરાયછે. તેવા કામની અંદર પણ શ્રાવકો જો શ્રીમંત હોયછે તો તે પોતાની પાસથીજ ખરચેછે, પરંતુ કોઈ ગામમાં શક્તિવિનાના નિર્ધન શ્રાવકો વસતા હોય અને ત્યાં તેવું કાર્ય આવી પડે તો તેમાંથી વપરાયછે.

૬–૭ મું ક્ષેત્ર શ્રાવક અને શ્રાવિકા. તે બાબતમાં જેઠો લખેછે કે "પુન્યવંત હોય તે ખેરાતનું દાન લે નહીં" પણ મુઢ! સઘળા જીવો સરખા પુણ્યવંત હોતા નથી. કોઈ ગરીબ કંગાળ પણ હોયછે, કે જેને ખાવા પીવાના પણ સાંસા પડેછે, તો તેવા ગરીબ સ્વધર્મીઓને દ્રવ્ય આપીને સહાય કરવી, તેને આજીવીકામાં ઉપસ્થંભ દેવો તે દ્રવ્યવાન શ્રીમંત શ્રાવકોની ફરજછે. તે પ્રમાણે દ્રવ્યવાન ગ્રહસ્થો સ્વધર્મીને સહાય કરેછે, અને જો પોતામાં શક્તિ ન હોય તો તે બે ક્ષેત્ર નિમિત્તે કાઢેલા દ્રવ્યમાંથી સહાય કરેછે, તે વાત શ્રી ઉત્તરાધ્યયનમાં ૨૮ મે અધ્યયને કહીછે. વળી જેઠો લખેછે કે "શ્રાવક દીન અનાથને અંતરાય પાડે નહિ" તે ખરૂંછે પણ ઉપર પ્રમાણે વિચારીને જોશો તો જણાશે કે તેથી કાંઈ દીન અનાથને અંતરાય પડતો નથી. અને એવી રીતે શ્રાવકોને આપેલું દ્રવ્ય ખેરાતનું કહેવાતું નથી.

ઉપરના લખાણથી શાસ્ત્રોમાં સાત ક્ષેત્ર કહ્યાંછે, તેમાં દ્રવ્ય-

વાપરવાથી સારા ફળની પ્રાપ્તી થાયછે, અને સુ શ્રાવકોનું દ્રવ્ય ત ક્ષેત્રોમાં વપરાતું આવ્યુંછે અને વપરાયછે એમ સિદ્ધ થાયછે.

આ પ્રસંગમાં જેઠા ઢુંઢકે શ્રી દશવૈકાલિકની નીચે લખેલી ગાથા લખીછે.

पिंड सिज्जंचवथ्थंच, चउथं पायमेवय ॥
अकप्पियं नइछेज्जा, पडिगाहिंचकप्पियं ॥४८॥

આ શ્લોકનો અર્થ પ્રગટપણે એટલોજછે કે "આહાર, સજ્જયા, વસ્ત્ર અને પાત્ર અકલ્પનિક ન લેવું; અને કલ્પનિક લેવું." તોપણ જેઠા ઢુંઢકે ડાંડો અકલ્પનિક ઠરાવવા માટે આ શ્લોકના અર્થમાં ડાંડો એ શબ્દ લખી દીધોછે. જો કે તેના લખાણમાં પણ ડાંડો અકલ્પનિકછે એમ જેઠો સિદ્ધ કરી શકયો નથી તોપણ સાધુને ડાંડો રાખવાનું સુત્રમાં કહ્યુંછે તે લખીએ છીએ.

શ્રી ભગવતી સુત્રમાં વિધિવાદે ડાંડો રાખવો કહ્યોછે અને એ પાઠ પ્રથમ પ્રશ્નોત્તરમાં લખ્યો છે.

શ્રી ઓઘનિર્યુક્તી સુત્રમાં ડાંડાની શુદ્ધતા નિમિત્તે ત્રણ ગાથાઓ કહેલીછે.

વળી શ્રી દશવૈકાલિક સુત્રમાં પણ વિધિવાદે "दंडगंसिवा" એ શબ્દે કરીને ડાંડો પડિ લેહવો કહ્યોછે.

આ પ્રમાણે સુત્રોમાં કહ્યા છતાં અજ્ઞાની ઢુંઢકો કાંઈ પણ સમજ્યા વગર તદ્દન અસત્ય રીતે તે બાબતનું ખંડન કરેછે (અગર જો કે થઈ શકતું તો નથી.) તે તેઓની મુર્ખાઈની નિશાનીછે.

પ્રશ્નને અંતે જેઠા ઢુંઢકે "સાત ક્ષેત્રે દ્રવ્ય વપરાવોછો તેથી ચૌટાના ચોર થાઓછો" એવું મહામિથ્યાત્વના ઉદયથી લખ્યુંછે પણ તેનું તે લખવું ઉપરના દ્રષ્ટાંતોથી અસત્યછે તેવું સિદ્ધ થયુંછે, કારણ કે સુત્રોમાં સાત ક્ષેત્રે દ્રવ્ય વાપરવું કહ્યુંછે, ને તે પ્રમાણે પ્રસિદ્ધ રીતે શ્રાવકો દ્રવ્ય વાપરેછે, તેથી તેઓ પુન્ય બાંધેછે એટલુંજ નહિ પણ ઘણી પ્રશંસાને પાત્ર થાયછે, એ વાત કાંઈ છાની

નથી. પરંતુ ખરી રીતે તપાસ કરતાં ચૌટાના ચોરતો ઢુંઢકોછે, કારણકે સુત્રોમાં કહેલી તમામ વાત ઉથાપેછે, સુત્રો ઉથાપેછે, અર્થ ફેરવેછે, શાસ્ત્રોક્ત વેષ ન રાખતાં વિપરીત વેષે ફરેછે, વિગેરે તમામ બાબતો ધ્યાનમાં લઈને તપાસી જોતા ઢુંઢકો ચૌટાના ચોરછે એટલુંજ નહિ પણ તેઓ શાસનના અધિપતિ શ્રી જીનરાજના પણ ચોરછે અને તેથી તેમને નિશ્ચે રાજ્યદંડ ( અનંત સંસાર ) પ્રાપ્ત થવાનોછે. ઇતિ.

## ૧૯ દ્રૌપદીએ જીનપ્રતિમા પૂજીછે તે વિષે.

૧૯ મા પ્રશ્નોત્તરમાં દ્રૌપદીએ જીનપ્રતિમા પુજીછે તેનો સર્વ રીતે નિષેધ કરવાને જેઠા કુમતિએ ઘણા કુતર્કો કર્યાછે પરંતુ તે સર્વ ખોટાછે માટે તેના અનુક્રમ પ્રમાણે પ્રત્યુત્તર લખ્યાછે.

શ્રી જ્ઞાતા સુત્રમાં દ્રૌપદીએ જીનમંદિરમાં જઈને જીનપ્રતિમાની સતરભેદી પુજા કરી, નમુથ્થુણં કહ્યું એવો પ્રત્યક્ષ પાઠછે. યતઃ

तएणं सा दोवई रायवरकन्ना जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ मज्जणघरं अणुप्पविसइ न्हाया कयबलीकम्मा कयकोउअ मंगल पायच्छित्ता सुद्ध पावेसाइं वथ्थाइं परिहियाइं मज्जणघराउ पडिणिखमइ जेणेव जिणघरे तेणेव उवागच्छइ जिणघरं अणुपविसइ पविसइत्ता आलोए जिणपडिमाणं पणामं करेइ लोमहथ्थयं परामुसइ एवं जहा सुरियाभो जिण पडिमाउ अच्चेइ तहेव भाणियव्वं जाव धुवं डहइ धुवं डहइत्ता वामं जाणु अंचेइ अंचेइत्ता दा

हिण जाणु धरणितलं सि निहट्टु तिखुत्तो मुद्धाणं धरणितलं सि निवेसेइ सिनिवेसेइत्ता इसिं पच्चुण मइ करयल जाव कट्टु एवं वयासि नमोथ्थुणं अरिहंताणं भगवंताणं जावसंपत्ताणं वंदइ नमंसइ जिणघराउ पडिणिखमइ.

અર્થ—તેવારે તે દ્રૌપદી રાજવર કન્યા જયાં સ્નાન મજ્જન કરવાનું ઘરછે ત્યાં આવે, મજ્જણ ઘરમાં પેસે, સ્નાન કરીને કર્યું છે બળી કર્મ એટલે પુજાનું કાર્ય અર્થાત ઘર દેરાસરમાં પૂજા કરીને કૌતુક તે તિલકાદિક મંગળ તે દધી દ્રોવ અક્ષતાદિક તેહજ પ્રાયશ્ચિત એટલે દુઃસ્વપ્નાદિકના ઘાતક કર્યાછે જેણે શુદ્ધને ઉજ્વલ મોટે જીનમંદિરે જવા યોગ્ય એવા વસ્ત્ર પેહેરીને મજ્જણ ઘરમાંથી નીકળે, જયાં જીનઘરછે ત્યાં આવે, જીનઘરમાં પેસે, પેસીને દીઠે થકે જીનપ્રતિમાને પ્રણામ કરે. પછી મોર પીંછી લે, લઈને જેમ સુર્યાભદેવતા જીનપ્રતિમાને પુજે તેમ સઘળો વિધિ જાણવો તે અધિકાર સુર્યાભનો યાવત્ ધુપ દેહે ત્યાં લગી કેહવો તે ધુપ દહીને ડાબો ઢીંચણ ઉંચો રાખે, જમણો ઢીંચણ ધરતીએ થાપે, થાપીને ત્રણવાર મસ્તક પૃથ્વી તળ પ્રત્યે સ્થાપે, થાપીને લગારેક નીચી નમે, હાથ જોડી, દશનખ ભેળા કરી મસ્તકે અંજલી કરીને એમ કહે. નમસ્કાર થાઓ અરિહંત ભગવંત પ્રત્યે યાવત્ સિદ્ધિગતિ પ્રત્યે પામ્યાછે. અહિંઆ યાવત શબ્દે શક્રસ્તવ સંપુર્ણ થયો કેહવો. પછી વંદના કરી નમસ્કાર કરી જીનગ્રહમાંથી નીકળે પુર્વોક્ત પ્રકારે સુત્રોમાં કહ્યુંછે તોપણ ઢુંઢકો મિથ્યાદ્રષ્ટી, જીનપ્રતિમાની પૂજા માનતા નથી તે મિથ્યાત્વનો ઉદયછે.

આઘમાં તે કુમતિ લખેછે કે "કોઈએ જિનરાજની પ્રતિમા પૂજી નથી અને કોઈ નગરમાં જીનચૈત્ય કહ્યા નથી" તેનો ઉત્તર શ્રી ઉવવાઈ સુત્રમાં "ચંપાનગરીમાં वहुला अरिहंत चेइआइं

એટલે ઘણા અરિહંતના ચૈત્યછે એમ કહ્યુંછે." અને બીજી બધી નગરીના વર્ણનમાં ચંપાનગરીની ભલામણ સુત્રકારે દીધેલીછે તો તેથી સર્વે નગરીઓમાં પોળેપોળે ચંપાનગરીની પેઠે જીનમંદિર હતા એમ નિર્ણય થાયછે. વળી આનંદ, કામદેવ, શંખ, પુષ્કળી પ્રમુખ શ્રાવકોએ તથા શ્રેણીક મહાબળ પ્રમુખ રાજાઓએ પુજા કર્યાનો અધિકાર સુત્રોમાં ઘણી જગ્યાએછે. માટે જે જે જગ્યાએ પુજા કર્યાનો અધિકાર છે તે તે જગ્યાએ જીનમંદિર તો છેજ તેમાં કાંઈ શક નથી. વળી તે શ્રાવકોના પૂજા કરવાના અધિકારમાં "કયબળીકમ્મા" શબ્દ પ્રત્યક્ષ આવેછે. જેનો અર્થ સ્વદર્શનમાં તથા પરદર્શનમાં તમામ જગ્યાએ "દેવ પુજા કરી" એવોજ થાયછે. માટે ઘણા શ્રાવકોએ પ્રતિમા પુજીછે અને ઘણે ઠેકાણે જીનમંદિર હતા એમ સ્પષ્ટ રીતે સિદ્ધ થાયછે.

પછી તે લખેછે કે "ફક્ત દ્રૌપદીએજ પૂજા કરી છે અને તે પણ આખા ભવમાં એકજ વાર કરીછે" તેનો ઉત્તર—એ કુમતિના કહેવાનો સાર એછે કે પૂજાના અધિકારમાં સ્ત્રી બતાવી તો કોઈ શ્રાવક કેમ ન કહ્યો? તો મૂર્ખા! પ્રભુજીને રેવતી શ્રાવિકાએ ઔષધ વહેરાવ્યું તો કોઈ શ્રાવકે વહેરાવ્યું એમ કેમ ન કહ્યું? વળી પ્રથમ સિદ્ધ મરૂદેવી માતા થયા, શ્રી વીર પ્રભુનો અભિગ્રહ છમાસ પાંચદિનઓછે ચંદનબાળાએ પૂર્યો, સંગમાના ઉપસર્ગથી છ મહિને વત્સપાળી ડોશીએ પરમાન્ને[1] પ્રભુને પારણું કરાવ્યું, તથા આ ચોવીશીમાં મલ્લીનાથજી અનંતો ચોવીશીએ સ્ત્રીપણે તિર્થંકર થયા, ઈત્યાદિક આ ચોવીશીમાં સ્ત્રીઓએ ઘણા મોટાં કામ કર્યા છે; પ્રાયે પુરૂષતો શુભ કાર્યો કરે તેમાં શી વડાઈ! પણ સ્ત્રીઓને કરવું દોહલુંછે; પૂરૂષને તો પૂજાનાં કારણો મેળવવાં સુગમછે પણ સ્ત્રીને વિષમછે માટે દ્રૌપદીનો અધિકાર વિસ્તારે કહ્યો છે. જો સ્ત્રીએ એમ પુજા કરી તો પુરૂષે ઘણીજ કરીછે એમાં શું સંદેહછે? અર્થાત્—કાંઈ સંદેહ નથી. વળી કુમતિઓ કહેછે કે એકજ વાર

---

૧ ક્ષીર.

પુજી કહી છે, પછી તો ક્યાંહી પુજા કરી કહી નથી. તેનો ઉત્તર— પ્રતિમા પુજીતો એક વારપણ કહી છે, પરંતુ દ્રૌપદીએ ભોજન કર્યું એમતો એકવારપણ કહ્યું નથી માટે તમારા કહેવા પ્રમાણે તેણી· એ ખાધું પણ નહિ હોય. વળી તુંગીઆ નગરીના શ્રાવકે સાધુને એકજવાર વાંધાંની વાત કહી છે, અને આનંદકામદેવાદિકે ભગ- વંતને એકજવાર વાંધા કહ્યા છે, તો કેમ બીજી વખત નહિજ વાંધા હોય? પણ વિચારો કે પરણવાને અવસરે મોહની ભીડમાં એવી રીત પુરણોલ્લાસથી જીન પૂજા કરી છે તો બીજે સમયે અવશ્ય પૂજા કરીજ હશે એમાં શો સંદેહ છે? પરંતુ સુત્રકારને એવો અધિકાર વારંવાર કહેવાની જરૂર નથી, કેમકે આગમની શૈલી જાણનાર પુરૂષતો એમ સમજેજ. તમારા જેવા મૂર્ખો અક્કલના હીન નથી સમજતા તે તમારે મિથ્યાત્વનો ઉદય છે.

વળી જેઠમલજી લખેછે કે "પદ્મોત્તર રાજાને ત્યાં દ્રૌપદિએ છઠ છઠને પારણે આંબીલનો તપ કર્યો પણ પૂજાતો ન કરી" તેનો ઉત્તર—મુર્ખો! એટલુંતો સમજો કે તપસ્યા કરવી તેતો સ્વાધીન વાતછે અને પૂજા કરવી તેમાં જીનમંદિરનો, પૂજાની સામગ્રીનો જોગ મળવો જોઈએ. વળી દ્રૌપદી પરાધીન થયેલી તથા સંકટમાં પડેલી છતાં તે સ્થળે પૂજા કેવી રીતે કરી શકે? તે વિચારી જુઓ!

વળી જેઠો કુમતિ લખેછે કે "દ્રૌપદિએ પુર્વ જન્મમાં સાત કામ અયોગ્ય કર્યાછે માટે તેની કરેલી પૂજા પ્રમાણ નહિ" તેનો ઉત્તર—આ ઉપરથીતો ઢુંઢકો અને અક્કલહીન જેઠમલજી શ્રીમહા- વીરસ્વામીને પણ સાચા તિર્થંકર નહિ માનતા હોય; કેમકે શ્રી મહાવીરસ્વામીના જીવે પણ પૂર્વ જન્મમાં કેટલાએક અયોગ્ય કામ કર્યા છે.

૧ મરીચીના ભવમાં દિક્ષા વિરાધી તે અયોગ્ય.
૨ ત્રિદંડિઆનો નવો વેષ બનાવ્યો તે અયોગ્ય.
૩ ઉત્સુત્ર પરૂપણા કરી તે અયોગ્ય.
૪ નીયાણું કર્યું તે અયોગ્ય.

૫ કેટલા એક ભવમાં સન્યાસી થઈને મિથ્યાત્વ પરૂપણા કરી તે અયોગ્ય.

૬ કેટલાએક ભવમાં બ્રાહ્મણ થઈને યજ્ઞ કર્યા તે અયોગ્ય.

૭ તિર્થંકર થઈને બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયા તે અયોગ્ય.

ઈત્યાદિ અનેક અયોગ્ય કામ કર્યા તો શું પુર્વાદિ જન્મમાં એવા કામ કરવાથી શ્રીમન્મહાવીર ભગવંતને તિર્થંકર ન માનવા જોઈએ? માનવાજ જોઈએ. કારણ કે કર્મને વશ થયો થકો જીવ અનેક પ્રકારના નાટકનાચેછે, પણ તેથી વર્તમાનને વિષે તેના ઉત્તમપણાને કાંઈપણ બાધક થતો નથી; તેમજ દ્રૌપદિની કરેલી જીનપ્રતિમાની પૂજા શ્રાવકધર્મની રીતિ પ્રમાણેછે માટે તે પણ માનવીજ જોઈએ. ન માને તે સુત્રને વિરાધનારાછે.

વળી તે લખેછે કે "દ્રૌપદિની પૂજાને ભલામણ પણ સૂર્યાભની કરેલી જીનપ્રતિમાની પૂજાની દીધી, પણ બીજાની ન દીધી" તેનો ઉત્તર—સૂર્યાભની ભલામણ દીધી તેનું કારણ તો પ્રત્યક્ષ છે કે જીનપ્રતિમાની પૂજાનો વિસ્તાર દેવર્ધી ગણી ક્ષમા શ્રમણે રાય પશેણી સુત્રમાં સૂર્યાભને અધિકારે લખ્યોછે. તે એક જગ્યાએ લખેલો સર્વ ઠેકાણે સમજી લેવો, કેમકે જગ્યાએ જગ્યાએ વિસ્તાર લખવાથી સુત્રો ભારે થઈ જાયછે. આનંદ કામદેવાદિકની ભલામણ ન દીધી તેનું કારણ એકે તેના અધિકારમાં પૂજાનો પૂરો વિસ્તાર લખ્યો નથી તો તેની ભલામણ કેમ આપે? વળી તે ભલામણ તિર્થંકર કે ગણધરોએ દીધી નથી પરંતુ સુત્ર લખવાવાળા આચાર્યે દીધી છે. તિર્થંકર મહારાજાએ તો સર્વ ઠેકાણે એવો વિસ્તાર કહ્યો હશે પણ સુત્ર લખવાવાળાએ વિચાર કરીને સુત્રો વધી ન જાય તેટલા માટે એક જગ્યાએ અધિકાર વિસ્તારથી લખીને બીજી જગ્યાએ તેની ભલામણ દીધીછે. વળી આણંદ શ્રાવકને સુત્રમાં પુરણવાળ તપસ્વીની ભલામણ દીધીછે તેથી શું આણંદ મિથ્યા દ્રષ્ટી થઈ ગયો? એ પ્રમાણે કોઈ કહેશે નહિ. તેમજ અત્રે પણ સમજવું.

વળી તે કુમતિ લખેછે કે "દ્રૌપદિ સમકિતદ્રષ્ટી નથી તથા

શ્રાવિકા પણ નથી કેમકે તેણે શ્રાવકના વ્રત લીધા હોય તો પાંચ ભરતાર કેમ કરે ?" તેનો ઉત્તર—દ્રૌપદિ પુર્વકૃત કર્મના ઉદયથી પંચની શાક્ષીએ પાંચ ભરતારને વરીછે તેને કાંઇ પાંચ ભરતાર વરવાની ઈચ્છા નહોતી; પણ તે પ્રમાણે પાંચ ભરતારને પરણુવાથી તેના શિયળવૃતને કાંઇ પણ બાધક આવ્યો નથી અને શાસ્ત્રકારે તેને મહાસતી કહીછે. વળી ઘણા ઢુંઢકો પણ તેણીને સતી માનેછે પણ અક્કલના અંધ જેઠાનીજ મતિ વિપરીત થયેલી કે જેથી તેણે મહાસતીને માથે કલંક ચઢાવ્યુંછે, અને તેથી મહાપાપનું બંધન કર્યુંછે. કહ્યુંછે કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

શ્રી ભગવતી સુત્રમાં કહ્યુંછે કે જઘન્યથી કોઈ એક વ્રત કરે તોપણ તે શ્રાવક કહેવાયછે. વળી તેજ સુત્રમાં ઉત્તરગુણ પચ્ચખાણ પણ લખ્યાછે; તથા શ્રી દશાશ્રુતસ્કંધમાં दंसणसावए અર્થાત સમકિતધારીને પણ શ્રાવક કહ્યાછે; વળી શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રમાં દ્રૌપદિને શ્રાવિકા કહીછે; શ્રી જ્ઞાતા સુત્રમાં કહ્યુંછે કે—

तएणं सा दोवइ देवी कच्छुल नारयं असंजय अविरय अपडिहय पच्चखाय पावकम्मं तिकट्टुनो आढाइं नोपरिआणाइंणे अभुट्टेइ.

અર્થ—જેવારે નારદ આવ્યા ત્યારે દ્રૌપદિદેવી કચ્છુલનામે નવમા નારદ પ્રત્યે અસંયમી, અવીરતી, નથી હણ્યા નથી પચ્ચખ્યા પાપકર્મ જેણે, એમ જાણીને ન આદર કરે, આવ્યા જાણે પણ નહિ, અને ઉભી પણ થાય નહિ.

વિચારો કે દ્રૌપદિએ નારદ જેવાને પણ અસંજતી જાણીને વંદના નથી કરી તો તેથી નિશ્ચય થાયછે કે તે શ્રાવિકા હતી અને તેનું સમ્યક્તવ્રત આણંદ શ્રાવકના જેવું હતું. વળી અમરકંકા નગરીને વિષે પદ્મોત્તર રાજા તેનું હરણ કરી ગયોછે તે જગ્યાએ શ્રી જ્ઞાતા સુત્રમાં કહ્યુંછે કે.

तएणं सादोवइ देवी छट्ठं छट्ठेणं अणिखित्तेणं आ

यंत्रिलं परिग्गाहिएणं तवो कम्मेणं अप्पाणं भावेमा णे विहरइ.

અર્થ.—પદ્મોત્તર રાજાએ દ્રૌપદિને કન્યાના અંતે ઉરમાં મુકી છે તેવારે તે દ્રૌપદિદેવી છઠછઠને પારણે નિરંતર આંબીલ પરિગૃહીત તપ કર્મ કરીને એટલે છઠછઠને પારણે આંબીલ કરતીથકી આત્માને ભાવતીથકી વિચરેછે.

આ ઉપરથી પણ સિદ્ધ થાયછે કે આવા જીનઆણાયુક્ત તપની કરનારી દ્રૌપદિ શ્રાવિકાજ હતી.

વળી "દ્રૌપદિને પાંચ ભરતારનું નીયાણું હતું તે નીયાણુ પુરૂ થયા અગાઉ તેણે પૂજા કરીછે માટે તે મિથ્યાદ્રષ્ટીથકા પૂજા કરીછે" એમ જેઠો લખેછે તેનો ઉત્તર—શ્રી દશાશ્રુત સ્કંધમાં નવ પ્રકારના નીયાણા કહ્યાછે તે મધ્યે ધુરના સાત નિયાણા કામ ભોગના છે, તે ઉત્કૃષ્ટરસે નિયાણું કર્યું હોય તો સમકિત ન પામે, અને જો મંદરસે નિયાણું કર્યું હોય તો સુખે સમકીત પામે. જેમ કૃષ્ણવાસુદેવ નિયાણું કરીને ઉપજ્યાછે તેને પણ સમકિતની પ્રાપ્તિ થઈછે. જો કેહશો કે, "વાસુદેવની પદ્ધી પામ્યા એટલે નિયાણું પુરૂ થયું માટે વાસુદેવની પદ્ધી પામ્યા પછી સમકિત પામ્યાછે તેમ દ્રૌપદિ પણ પાંચ ભરતાર પામી એટલે નિયાણું પુરૂ થયું પછી પરણીને સમકીત પામી" તો તે અસત્યછે; કેમકે નિયાણુતો આખા ભવ સુધી પહોંચે. શ્રી દશાશ્રુત સ્કંધમાંજ નવમુ નિયાણું દિક્ષાનું કહ્યું છે તે દિક્ષા લીધી એટલે નિયાણું પુરૂ થાય. એમ હોય તો તેહીજ ભવને વિષે કેવળજ્ઞાન ઉપજવું જોઈએ, પણ નિયાણાવાળાને કેવળજ્ઞાન ઉપજવાની શાસ્ત્રકારે ના કહીછે; માટે નિયાણુભવ પુરો થાય ત્યાં સુધી પહોંચે એમ સમજવું. વળી મંદરસે નિયાણું કર્યું હોય તો સમ્યક્ત્વાદિ ગુણ સુખે પામે, એક કેવળજ્ઞાન ન પામે એમ કહ્યુંછે, તો દ્રૌપદિનું નિયાણું મંદરસેજછે માટે બાલ્યાવસ્થાને વિષે સમકિત પામી સંભવેછે.

જેમ શ્રીકૃષ્ણે પુર્વભવે નિયાણુ બાંધ્યું હતું તો વાસુદેવની પદ્વી આખા ભવ પર્યંત ભોગવ્યા વિના છુટકો નહિ પણ સમકિત ને બાધા નથી, તેમ દ્રૌપદિએ પાંચ ભરતારનું નિયાણુ કર્યું હતું તેથી પાંચ ભરતાર થયા સિવાય છુટકો નહિ પણ તે નિયાણુ સમકિતને બાધા કરતુ નથી.

આ પ્રસંગમાં જેઠા કુમતિએ નિયાણાના બે પ્રકાર ૧ દ્રવ્ય પ્રત્યય, ૨ ભાવપ્રત્યય કહ્યાછે તે દશાશ્રુત સ્કંધમાં છેજ નહિ.

વળી ચક્રવર્તિ તથા વાસુદેવને ભવપ્રત્યય નિયાણુ તે કહે છે; તેમજ જ્યાંસુધી નિયાણાનો ઉદય હોય ત્યાં સુધી સમકિત ન પામે એમ પણ કહેછે તો કૃષ્ણવાસુદેવ સમકિત કેમ પામ્યા તે વિચારી જુઓ! આ ઉપરથી સિદ્ધ થાયછે કે જેઠાનું લખવું સ્વમતિકલ્પ નાનુંછે. એવી રીતે આમ્નાય વિના અને ગુરૂગમ વિના ફક્ત સુત્રાક્ષર દેખીને અર્થ કરશો તો એહીજ દશાશ્રુત સ્કંધમાં ત્રીશ સ્થાનકે મહામોહની કર્મ બાંધે એમ કહ્યુંછે, અને તે મહામોહની કર્મની ઉત્કૃષ્ટી સ્થીતિ સિત્તેર ક્રોડાક્રોડ સાગરોપમનીછે તો પરદેશી રાજાએ ઘણા પંચેંદ્રિ જીવોની હિંસા કરીછે તે વાત શ્રી રાયપશેણી સુત્રમાં પ્રસિદ્ધછે માટે તેને અણુવ્રતની પ્રાપ્તિ થવી ન જોઈએ; એવી રીતે મહામોહની કર્મ બાંધીને તે સંસારમાં રઝળ્યો જોઈએ પણ તેતો એકાવતારીછે, તેવારે સુત્રની એ વાત કેમ મળશે! માટે સુત્ર વાંચવા અને તેનો અર્થ કરવો તે ગુરૂગમથીજ કરવો જોઈએ પણ તમારે ઢુંઢકોને તો ગુરૂગમછેજ નહિ તેથી અનેક ઠેકાણે અવળા અર્થ કરી મહાપાપ બાંધોછો. વળી સુત્રમાં દ્રૌપદિએ પૂજા કરી ત્યાં સૂર્યાભની ભલામણ દીધીછે તે લેખે પણ દ્રૌપદિ સમકિતિતો અવશ્ય ઠેરેજછે. વળી પરણવાની ધામધુમમાં મહામોહની ભીડમાં જીનપ્રતિમાની પૂજા સાંભરીછે તે પક્કી શ્રદ્ધાવંતી શ્રાવિકાનાજ લક્ષણછે તે માટે દ્રૌપદિ સુલભ બોધીજ હતી એમ સિદ્ધ થાયછે.

પછી જેઠો કુમતિ લખેછે કે "દ્રૌપદિના માતાપિતા પણ સમ્યક દ્દષ્ટી નહિ કારણ કે તેણે માંસમદિરાદિકે કરી યુક્ત આહાર બનાવ્યો" તેનો ઉત્તર —

શ્રી ઉગ્રસેન રાજાને ઘરે કૃષ્ણવાસુદેવ પ્રમુખ ઘણા રાજાઓને માટે માંસમદિરાનો આહાર બનાવવાના હતા, તેમાં પાંડવો પણ હતા, તો શું તેથી તેનું સમકિત હણાઈ જાયછે? નહી. કારણકે શ્રેણીકરાજા, કૃષ્ણ વાસુદેવ વિગેરે સમકિતી હતા પણ તેને એક પણ અણુવ્રત નહોતુ, તો તેથી તેને સમકિત વિનાના કહેવાશે? નહીં કહેવાય. માટે આ બાબતમાં સમજવાનું એટલુંજછે કે તે સમયમાં લગ્નાદિક મહોત્સવને વિષે ગોરવ પ્રમુખમાં તે વસ્તુ નીપજાવવાની ક્ષત્રિઓના કુળની રીતી તથા રિવાજ હતો માટે દ્રૌપદિના માતા પિતા સમકિત દ્રષ્ટી નહોતા એમ કહેવું તે મિથ્યાછે. વળી આ ઠેકાણે જેઠો અજ્ઞાની લખેછે કે "છ આહાર નિપજાવ્યા" તો જ્ઞાતા સુત્રમાં છ અહારનો સુત્રપાઠ નથી; તે સુત્રપાઠમાં ચાર આહાર ઉપરાંત જે કહ્યુંછે તે ચાર આહારનું વિશેષણછે, પરંતુ છ આહાર કહ્યા નથી. આ ઉપરથી એમજ સિદ્ધ થાયછે કે જેઠા રિખને સુત્રનો ઉપયોગજ નહોતો. અને તેણે જેજે બાબત લખીછે તે મતિ કલ્પનાએ લખેલીછે.

વળી તે મુઢ જેઠો લખેછે કે "દ્રૌપદિએ પ્રતિમા પૂજી તે તિર્થંકરની પ્રતિમા નહિ કારણ કે તેણે તો પ્રતિમાને વસ્ત્ર પેહેરાવ્યાંછે અને તમે હાલની જીનપ્રતિમાને વસ્ત્ર પેહેરાવતા નથી. તેનો ઉત્તર—દ્રૌપદિએ જીનપ્રતિમાની પૂજા કરી તે સમયમાં જીનપ્રતિમાને વસ્ત્ર યુગલ પેહેરાવવાનો રિવાજ હતો, તે અમે કબુલ કરીએ છીએ પરંતુ વસ્ત્ર પેહેરાવવાનો રિવાજ અન્ય દર્શનીઓમાં દિવસાનુ દિવસ વધતો જવાથી જીનપ્રતિમા પણ વસ્ત્રયુક્ત હશે તો ઓળખાશે નહી એમ સમજીને સુત્ર વિગેરેના વસ્ત્ર પેહેરાવવાનો રિવાજ ઘણા વર્ષ થયા બંધ પડેલોછે, પરંતુ હાલમાં વસ્ત્રને બદલે જીનપ્રતિમાને સોના રૂપા, હીરા, માણેક, વીગેરેની આંગીઓ પેહેરાવાયછે. વળી જામા અને કમળાના દેખાવની પણ આંગીઓ થાયછે, જે જોઈને સમકિતદ્રષ્ટી જીવો જેઓને જીનદર્શનની પ્રાપ્તી થાયછે તેઓને સાક્ષાત વસ્ત્ર પહેરાવ્યાનોજ સંભવ જણાયછે. પરંતુ મહામિથ્યાદ્રષ્ટી હુંડકો જેઓને પુર્વ કર્મના આવર્ણથી જીનદર્શન થવા મહાદુર્લભછે તેને

તે વાતની શી ખબર પડે; તેતો ખોટા કુપણુ કાઢવામાંજ સમજે. વળી હાલમાં સત્તરભેદી પૂજામાં પણ વસ્ત્રયુગળ પ્રભુની સમીપે ધરવામાં આવેછે. દરરોજ શુદ્ધ વસ્ત્રથી પ્રભુનું શરીર લુહાયછે. તે વિગેરે કાર્યોમાં જીનપ્રતિમાના ઉપભોગમાં વસ્ત્રો પણ આવેછે.

વળી આ પ્રસંગમાં તે લખેછે કે "જેવી રીતે સૂર્યાભે પૂજા કરીછે તેજ રીતે દ્રૌપદીએ કરીછે" તો એ ઉપરથી સિદ્ધ થાય છે કે જેમ સૂર્યાભે સિદ્ધાયતનમાં સાશ્વતી જીનપ્રતિમા પૂજીછે તેમ આ ઠેકાણે દ્રૌપદીની કરેલી પૂજા પણ જીનપ્રતિમાનીજછે.

વળી જેઠો કુમતિ ભદ્રા સાર્થવાહિએ કરેલી અન્યદેવની પૂજાને દ્રૌપદીની કરેલી પૂજા પ્રમાણે હોવાથી દ્રૌપદીની પૂજા પણ અન્ય દેવનીઠરાવેછે, પણ એ મુર્ખ એટલું પણ સમજ્યો નથી કે કોઈ બાબતમાં સરખી રીતની પૂજા હોય તોપણ તેમાં કાંઈ બાધક નથી. જેમ હાલ પણ અન્યદર્શનીઓ શ્રાવકની કેટલીએક રીત મુજબ પોતાના દેવની પૂજા કરેછે, તેમ આ ઠેકાણે ભદ્રા સાર્થવાહિએ પણ દ્રૌપદીની પેઠે પૂજા કરીછે તોપણ પ્રત્યક્ષ સમજાયછે કે દ્રૌપદીએ નમુથ્થુણં કહ્યુંછે માટે તેની કરેલી પૂજા જીનપ્રતિમાનીજછે અને ભદ્રા સાર્થવાહિએ નમુથ્થુણં નથી કહ્યું માટે તેની કરેલી પૂજા અન્ય દેવનીછે.

વળી દ્રૌપદીએ નમુથ્થુણં જીનપ્રતિમાની સન્મુખ કહ્યુંછે તે વાત સુત્રની અંદરછે અને જેઠો નિજાર તે વાત કબુલ કરેછે પણ તે પ્રતિમા અરિહંતની નહિ એમ પોતાનો કુમત સ્થાપન કરવા સારૂ લખેછે કે "અરિહંત શિવાય બીજાની પાસે પણ નમુથ્થુણં કહેવાયછે. ગોશાળાના શિષ્ય ગોશાળાને નમુથ્થુણં કહેતા હતા; વળી ગોશાળાના શ્રાવક ષડાવશ્યક કરતા હતા ત્યાં ગોશાળાને નમુથ્થુણં કહેતા હતા" આ સર્વે વાત તદન જુઠીછે કારણ કે નમુથ્થુણંના ગુણ કોઈ પણ અન્ય દેવમાં નથી. બીજા કોઈ દેવ પાસે નમુથ્થુણં કહેવાતું નથી તેમ છતાં જેઠાએ લખ્યુંછે તો તેણે વિતરાગની અવજ્ઞા કરીછે કારણ કે એ લખવે કરીને તેણે અન્યદેવને અને વિતરાગને સરખા ઠરાવ્યાછે. કેવી મુર્ખાઈ! અન્યદેવ અને વિતરાગ

જેની અંદર અકથ્ય ફેર તેને પોતાનો મત સ્થાપન કરવા વાસ્તે એક સરખા ઠરાવેછે અને લખેછે કે નમુથ્થુણં અરિહંત શિવાય બીજાની પાસે પણ કહેવાયછે તો આ લખાણ તદન જૈન શૈલિથી વિપરિતછે. વળી જૈન શાસ્ત્રમાં પણ અરિહંત અને અરિહંતની પ્રતિમા શિવાય બીજા કોઈની પાસે કોઈએ પણ નમુથ્થુણં કહ્યું નથી. આ બાબતમાં જેઠા કુમતિએ જે દ્રષ્ટાંતો લખ્યાછે અને જે પાઠ નાખ્યાછે તેની અંદર નમુથ્થુણં કોઈએ બીજાની પાસે કહ્યું હોય એવો પાઠ તો છેજ નહિ, પણ ભોળા લોકોને ફસાવવાને અને પોતાના કુમતનું સ્થાપન કરવાને વિના કારણ સુત્રપાઠ નાખી ચોપડી મોટી કરીછે.

આ ઉપરથી જણાયછે કે જેઠો મહામિથ્યાદ્રષ્ટી અને મૃષાવાદી હતો. કારણ કે દ્રૌપદીએ કરેલી અરિહંતની પ્રતિમાની પૂજા છુપાવવાસારૂ તેણે જેટલી જેટલી કુયુક્તિ વાપરીછે તે સઘળી અયુક્ત અને અસત્યછે.

વળી જેઠો કુમતિ જીનપ્રતિમા એટલે અવધી જીનની પ્રતિમા ઠરાવવા માટે કહેછે કે "સુત્રમાં અવધીજ્ઞાનીને પણ જીન કહ્યા છે માટે આ પ્રતિમા અવધીજીનની સંભવેછે." ઉત્તર—સૂત્રમાં અવધિ જીન કહ્યાછે તે ખરૂંછે,પણ નમુથ્થુણં કેવળીઅરિહંત કે અરિહંતની પ્રતિમા શિવાય કોઈની પાસે કહ્યાનું સુત્રમાં કોઈ જગાએ કહ્યું નથી અને દ્રૌપદીએ તો નમુથ્થુણં કહ્યુંછે, માટે તે પ્રતિમા કેવળી અરિહંતનીજ હતી અને તેનીજ પૂજા મહાસતી દ્રૌપદિ શ્રાવિકાએ કરેલીછે.

વળી તે કહેછે કે "અરિહંત જ્યારે દિક્ષા લીધીછે ત્યારે ઘર મુકયુંછે માટે તેને ઘર હોય નહિ".—એ મુઢ એટલુ પણ સમજ્યો નથી કે ભાવ તિર્થંકરને ઘર હોય નહિ, પરંતુ આતો સ્થાપના તિર્થંકરની ભક્તિ નિમિત્તે નિષ્પન્ન કરેલું ઘરછે. જેમ સુત્રોમાં સિદ્ધની પ્રતિમાનું આયતન એટલે ઘર અર્થાત્ સિદ્ધાયતન કહ્યુંછે તેમજ આ પણ જીનઘરછે. વળી સૂત્રોમાં દેવછંદો કહ્યોછે માટે આ બાબતમાં જેઠાની કરેલી તમામ કુયુક્તિઓ જુઠી ઠરેછે.

વળી આ પ્રસંગમાં જેઠમલ્લ વિજય ચોરનો અધિકાર લખીને બતાવેછે કે "વિજયચોર રાજગ્રહી નગરીમાં પેસવાના માર્ગ, નિસરવાના માર્ગ, મદ્યપાન કરવાના ઘર, વેશ્યાના ઘર, ચોરના ઠામ, બે રસ્તા, ત્રણરસ્તા તથા ચાર રસ્તા પડે તેવા માર્ગ, નાગદેવના, ભુતના તથા જક્ષના દેહેરાં એટલા ઠામ જાણેછે એવું સુત્રમાં કહ્યું છે તો રાજગ્રહીમાં તિર્થંકરના દેહેરાં હોય તો કેમ ન જાણે ?" ઉત્તર પ્રથમતો આ દ્રષ્ટાંતજ નિરૂપયોગીછે. પરંતુ મુર્ખ જેમ પોતાની મુર્ખતા જણાવ્યા વગર રેહે નહિ તેમ જેઠમલજીએ પણ આવા નિરૂપયોગી લખાણ કરી પોતાની પુર્ણ મુર્ખતા જણાવીછે; કારણ કે આ દ્રષ્ટાંત બીલકુલ તેના મતને લાગુ પડતું નથી. એક અલ્પ મતિનો માણસ પણ સમજે કે આ અધિકારમાં ચોરને રેહેવાના, સંતાવાના તથા પેસવા નિકળવાના જે જે સ્થાનકો તથા રસ્તાછે તે વિજય ચોર જાણતો હતો એમ કહ્યુંછે. ખરૂછે કે એવી રીતના સ્થાનકો જાણતો ન હોય તો ચોરી કરવી મુશ્કેલ પડે. વળી તે જાણતો હતો તેમાં શેઠ શાહુકારની હવેલીઓ રાજમંદિર, હસ્તિ શાળા, અશ્વશાળા, અને ઉપાશ્રય વિગેરે કહ્યા નથી તેમજ જીન મંદિર પણ કહ્યા નથી, કારણ કે તેવા સ્થાનકો ચોરને રહી શકવાના હોતા નથી; તેથી તે જાણવાનું તેને કાંઈ પણ પ્રયોજન ન હોતું પરંતુ તે ઉપરથી એમ ન સમજવું કે તે નગરીમાં તે સમયે જીન મંદીર ઉપાશ્રય વિગેરે નહોતા પણ એ નગરીની અંદર રેહેનારા તમામ શ્રાવકો નિરંતર જીનપ્રતિમાની પૂજા કરતા હતા તેથી જીનમંદિર ઘણાંજ હતાં એમ સિદ્ધ થાયછે.

વળી આ બાબતમાં જેઠો કુમતિ કોણીક રાજાએ ભગવંતને વંદના કરી તેની શાખ આપીને એમ ઠરાવેછે કે "તેણે દ્રૌપદિની પેઠે પૂજા કેમ ન કરી ? કારણ કે પ્રતિમાથી તો ભગવંત અધિક હતા" તેનો ઉત્તર—ભગવંત ભાવતિર્થંકર હતા માટે તેની વંદના સ્તુતિ વિગેરેજ થાયછે અને તેમની સમીપે સત્તર પ્રકારની પૂજામાંથી વાજીત્રપુજા, ગીતપુજા, તથા નૃત્યપુજા, વિગેરે પણ થાયછે, ચાંમર ઢળાયછે, વિગેરે જે પ્રકારની ભક્તિ ભાવતિર્થંકરની કરવી

ઉચિતછે તેટલી થાયછે અને જીનપ્રતિમા સ્થાપના તિર્થંકરછે માટે તેમની સત્તર પ્રકારે પુજા થાયછે.

વળી ભાવ તિર્થંકરને નમુથ્થુણં કહેવાયછે તેમાં ठाणंसंपाविउं कामे એવો પાઠછે એટલે સિદ્ધસ્થાનક પામવાના ઇચ્છાવંતછો એમ કહેવાયછે અને સ્થાપના તિર્થંકર એટલે જીનપ્રતિમા પાસે દ્રૌપદિ વિગેરેએ જયાં જયાં નમુથ્થુણં કહ્યુંછે ત્યાં ત્યાં સુત્રમાં ठाणं संपत्ताणं એટલે સિદ્ધસ્થાનક પામ્યાછો એમ જીનપ્રતિમાને સિદ્ધ ગણ્યાછે. આ અપેક્ષાએ ભાવતિર્થંકરથી પણ જીનપ્રતિમા અધિકીછે. ઢુંઢકો મહાદુર્મતી તેને ઉથાપેછે તેથી તેઓ મહામિથ્યાત્વી છે એમ સિદ્ધ થાયછે.

વળી જીન કોને કોને કહેછે તે બાબતાં જેઠમલ્લજી હેમાચાર્ય કૃત હેમીનામમાળા અનેકાર્થીની શાખ આપેછે પરંતુ જો તે ગ્રંથ તમે ઢુંઢકો માન્ય કરોછો તો તેમાંજ કહ્યુંછે કે चैत्यं जिनौकस्तद् बिंब चैत्योजिनसभातरू તે કેમ માન્ય કરતા નથી વળી બળી શબ્દનો અર્થ પણ તેજ નામમાળામાં દેવપૂજા એવો કર્યોછે તો તે પણ કેમ માન્ય કરતા નથી? માટે જો ખરેખરી રીતે માન્ય કરશો તો કોઈ શબ્દના અર્થમાં કાંઈ પણ બાધક આવશે નહિં. ઢુંઢકો ! આખો ગ્રંથ ન માનતા ફક્ત એક શબ્દ જેના ઘણા અર્થ થતા હોય તેમાંથી પોતાને મનમાનતો એકજ અર્થ ચુંટી લઈ જ્યાં ત્યાં લાગુ કરવા જાઓછો પણ એમ ફાંફાં મારે ખોટોમત સાચો થવાનો નથી.

વળી જેઠો કુમતિ અને તેના ઢુંઢકો કહેછે કે "દ્રૌપદિએ પરણુવાને અવસરે નિયાણાના તિવ્ર ઉદયથી ભરતારની વાંછનાએ વિષયાર્થી પૂજા કરીછે" તેનો ઉત્તર—રે મુઢો ! જો ભરતારની વાંછનાએ પૂજા કરી હોય તો પૂજા કરતાં રૂડો ભરતાર માગ્યો જોઈએ પણ તેણે તે માગ્યો નથી, તેણીએ તો શક્રસ્તવ ભણતા તેની અંદરના तिन्नाणं तारयाणं એટલે તમે તર્યા મને તારો ઇત્યાદિક પદે શુદ્ધ ભાવના ભાવીને મોક્ષ માગ્યુંછે; પરંતુ જેમ મિથ્યાત્વીઓ પો-

આ વર પામું તો તમારી પાસે યાગ ભોગ કરીશ વિગેરે સ્તુતિમાં કેહેછે તેમ તેણીએ કહ્યું નથી માટે ફક્ત પોતાના કુમતનું સ્થાપન કરવા એવી સમકિત દ્રષ્ટી શ્રાવિકાને માથે ખોટાઆળ ચડાવોછો તે તમારે સંસાર.વધવાનો હેતુછે. વળી એ પ્રમાણે મહાસતી દ્રૌપદિને માથે અછતાઆળ ચડાવવાથી, તથા તે સમકિતધારી શ્રાવિકાના અવર્ણવાદ બોલોછો તેથી તમે ઘણા દુઃખના ભાજન થશો; જેમ તે મહાસતી દ્રૌપદિને અતિ દુઃખ દીધું, ભરી સભા વચ્ચે નિર્લજપણે તેણીની લાજ લેવાનો મનસુબો કીધો, વિગેરે ઘણા પ્રકારનો તેણીના ઉપર જુલમ કર્યા તેથી કૌરવોનો સહકુટુંબ નાશ થયો; કીચકિચક પણ તે પ્રમાણે કર્યાથી પોતાના એકસો બંધુના મૃત્યુનો હેતુ થયો; પદ્મોત્તર રાજાએ તેણીનું કુદૃષ્ટીથી હરણ કર્યું તેથી અંતે તેને તેણીને શરણે જવું પડયું ત્યારેજ તે બંધન મુક્ત થયો તેમ તમે પણ તે મહાસતીના અવર્ણવાદ બોલવાથી આ ભવે તો જૈનબાહ્ય થયાછો એટલુંજ નહિ પણ પરભવે અનંત ભવમાં ભટકવારૂપ શિક્ષાપાત્ર થશો તેમાં કાંઇ પણ સંદેહ નથી. માટે કાંઇ સમજો, અને બાપના કુવામાં બુડી ન મરતાં કુમતને તજી સુમતને અંગીકાર કરો.

વળી "અરિહંતને સ્ત્રી સંઘટ કરતી નથી તો પ્રતિમાને સ્ત્રી સંઘટ કેમ કરે" એમ જેઠો લખેછે તેનો ઉત્તર -પ્રતિમાછે તે સ્થાપનારૂપેછે માટે તેને સ્ત્રી સંઘટમાં કાંઇ પણ દોષ નથી, કારણ કે તે કાંઇ ભાવ અરિહંત નથી પણ અરિહંતની પ્રતિમાછે. જો તે જેઠમલજી સ્થાપના અને ભાવ સરખા માનેછે તો સુત્રોમાં સોનું,રૂપુ, સ્ત્રી, નપુંસકાદિ અનેક વસ્તુઓ લખીછે અને સૂત્રમાં જે અક્ષરછે તે સર્વ સોનુ,રૂપુ,સ્ત્રી,નપુંસકાદિની સ્થાપનાછે માટે તે વાંચવાથી તો કોઇ ઢુંઢકનું શિયળ મહાવ્રત રેહેશે નહિ. વળી દેવલોકની મુર્તિઓ તથા નર્કના ચિત્રો વિગેરે ઢુંઢકોના રિખો તથા આરજાઓ પાસે રાખે છે અને ઢુંઢીઆઓને પ્રતિબોધ નિમિત્ત બતાવેછે, તે ચિત્રોમાં દેવાંગનાઓના સ્વરૂપ, શાળિભદ્રના, ધન્નાના તથા તેમની સ્ત્રીઓ વિગેરેના ચિત્રામણ પણ હોયછે, માટે જેવી રીતે તે ચિત્રોમાં સ્ત્રી તથા પુરૂષપણાની સ્થાપનાછે તેમજ જીનપ્રતિમા પણ અરિહંતની સ્થાપનાછે. સ્થાપનાને સ્ત્રીનો સંઘટ થવો ન જોઇએ એમ જો જેઠો

કુમતિ અને તેના ઢુંઢકો માનેછે તો ઉપરના કાર્યોથી ઢુંઢકના રીખો નું તથા આરજાનું શિયળવ્રત કેમ રેહેશે ? તે વિચારી જો જો !

વળી તે જેઠમલજીએ લખ્યુંછે કે "ગૌતમાદિક મુનિઓ તથા આણંદાદિક શ્રાવકો પ્રભુથી દુર બેઠા પણ પ્રભુને સ્પર્શ, કરવા ન પામ્યા." તે મુર્ખ એટલુ પણ સમજતો નહોતો કે ઘણા લોકોની સમક્ષ ધર્મદેશના શ્રવણ કરવાને બેસવું તે મર્યાદાએ બેસવું જોઇએ. પણ જેઠમલજી એટલું નથી સમજ્યો તેમાં કાંઇ તેની ભુલ નથી, કારણ કે ઢુંઢકો મર્યાદા બહારજછે; માટે એવી રીતે મર્યાદા સહિત બેસવાથી તઓ પ્રભુને સ્પર્શ કરતા નહિ અને તેને સ્પર્શ કરવાની આગ્નાજ નહોતી એમ કહી શકાયનહિ કારણ કે શ્રી ઉપાશગદશાંગમાં આણંદ શ્રાવકે ગૌતમસ્વામીના ચરણકમળ ફરસ્યાનો અધિકારછે વળી તમે ઢુંઢકો જો પુરૂષોને પણ સંઘટ કરવાનું વરજોછો તો તેનું શાસ્ત્રોક્ત કારણ બતાવો ? અને તમે જે પુરૂષોને અડાઅડ કરો છો તે ત્યજી દો.

વળી જેઠો મુઢમતિ લખેછે કે " પાંચઅભીગમનમાં સચિત વસ્તુ ત્યાગીને જવાનું લખ્યુંછે" તે વાત ખરીછે, પણ તે સચિત વસ્તુ પોતાના શરીરના ભોગની ત્યાગવી કહીછે પરંતુ પૂજાની સામગ્રી ત્યાગવી લખી નથી; કેમકે શ્રી નંદિસુત્રમાં, અનુયોગદ્વારમાં તથા ઉપાશગદશાંગમાં કહ્યુંછે કે ત્રણ લોકના વાસી જીવ મહીય पूइय અર્થાત્ ફુલોથી ભગવંતની પૂજા કરેછે.

પછી જેઠો કુમતિ લખેછે કે "અભોગી દેવની પૂજા ભોગી દેવની પેઠે કરોછો" તેનો ઉત્તર—ભગવંત અભોગી હતા પરંતુ આહાર કરતા નહોતા ? પાણી પીતા નહોતા ? બેસતા નહોતા ? વિગેરે કાર્યો કરતા હતા કે નહિ ? કરતા હતાજ. પરંતુ તેમનું તે પ્રમાણે કરવું નિર્જરાનું હેતુછે અને બીજા અજ્ઞાનીઓનું કરવું કર્મ બંધનનું હેતુછે. વળી પ્રભુ જ્યારે સાક્ષાત વિચરતા હતા ત્યારે તેમની સેવા પૂજા દેવતાઓ પ્રમુખે કરીછે તે ભોગીની પેરે કે અભોગીની પેરે તે વિચારી જુઓ! પ્રભુને ચાંમર વિંજાતા હતા, પ્રભુ

રત્ન જડીત સિંહાસન ઉપર બીરાજતા હતા, પ્રભુના સમવસરણ-માં જળ થળના ઉપજેલા ફુલની ઢીંચણ પ્રમાણ દેવતાઓ વૃષ્ટી કરતા હતા, દેવતાઓ તથા દેવાંગનાઓ ભગવંતની સમીપે અનેક પ્રકારના નાટકો તથા ગીતગાન કરતા હતા; માટે ઢુંઢકો ! વિચારો કે આ ભક્તિ ભોગી દેવની નહોતી પરંતુ વિતરાગની હતી અને તે ભક્તિના કરનારા મહાપુન્યરાશી બંધન નિમિત્તેજ એવી રીતે ભક્તિ કરતા હતા અને તેમજ આજ પણ થાયછે. ઢુંઢકો ! તમે ભોગી અભોગીની ભક્તિ જૂદી જૂદી ઠરાવોછો, પરંતુ જેવી રીતે અભોગીની ભક્તિ,વંદના,નમસ્કાર પ્રમુખે થાયછે તેવીજ રીતે ભોગી રાજાઓ વિગેરેની ભક્તિ કરવામાં આવેછે, તેને નમસ્કાર થાયછે, આવે ત્યારે ઉભા થવું પડેછે, આદર સત્કાર દેવાયછે, વિગેરે ઘણી તરેહની ભક્તિ અભોગીની પેરેજ થાયછે અને તેવીજ રીતે તમે પણ તમારા રિખોની ભક્તિ કરોછો તો તે રિખો ભોગીછે કે અ-ભોગી તે વિચારી જોજો.

વળી તે લખેછે કે જેમ "પિતાને ભુખ લાગવાથી પુત્રનું ભ-ક્ષણ કરે એ અયુક્ત કર્મછે તેમ તિર્થંકરના છોરૂ સમાન છ કાયના જીવને તિર્થંકરની ભક્તિ નિમિત્તે હણોછો તે પણ અયુક્તછે," તેનો ઉત્તર—તિર્થંકર ભગવંત સ્વમુખે એમ નથી કહેતા કે મને વંદના નમસ્કાર કરો, નવરાવો અને મારી પૂજા કરો, તેથી તેઓ તો છ કાયના રક્ષકજછે, પરંતુ ગણધર મહારાજાએ બતાવેલી શાસ્ત્રોક્ત વિધિ મુજબ શ્રાવકો તેમની ભક્તિ કરેછે, તો આજ્ઞાયુક્ત કાર્યમાં જે હિંસાછે તે સ્વરૂપે હિંસાછે પરંતુ અનુબંધે દયાછે એમ સુત્રોમાં કહ્યુંછે માટે તે કાર્ય અયુક્ત કહી શકાતુ નથી.

વળી અમે તમને પુછીએ છીએ કે તમારા રિખો ત્રિવિધે ત્રિવિધે જીવહિંસાના પચ્ચખ્ખાણ કરીને નદી ઉતરેછે, ગોચરી કરી લાવેછે, આહાર, નિહાર, વિહારાદિ કાર્યો કરેછે તેમાં પ્રાયે છ કાયની હિંસા થાયછે, તો તેઓ છ કાયના રક્ષકછે કે ભક્ષક છે ? તે વિચારી જોજો. જેઠાના લખવા પ્રમાણે અને શાસ્ત્રોક્ત રીતીએ વિચારતાં તેઓ જીનાજ્ઞાના ઉત્થાપક હોવાથી છ કાયના રક્ષક નથી

પરંતુ ભક્ષકજછે એમ સમજાયછે અને તેથી કરીને તેઓ સંસારમાં રઝળવાનાછે એમ પણ નિશ્ચય થાયછે.

પ્રશ્નને અંતે જેઠા મુઢમતિએ ઓઘનિર્યુક્તિની ટીકાનો પાઠ લખ્યોછે તે તમામ અસત્યછે તેમાંથી એક પણ વાક્ય ઓઘનિર્યુક્તિની ટીકામાં લખેલું નથી. તે તેણે કેવું લખ્યુંછે કે જેમ કોઈ સ્વેચ્છાએ લખીદે કે " જેઠમલ ઢુંઢક કોઈ નીચકુળમાં ઉત્પન્ન થયેલો હતો તેથીજ જીનપ્રતિમાનો નિંદક હતો, આવું પ્રાચીન ઢુંઢક નિર્યુક્તિમાં લખેલુંછે."

---

## ૨૦ સૂર્યાભે તથા વિજયપોળીએ જીનપ્રતિમા પૂજીછે તે વિષે.

વીશમા પ્રશ્નોત્તરમાં જેઠા મુઢમતિએ, સૂર્યાભ દેવતાએ અને વિજય પોળીઆએ કરેલી જીનપ્રતિમાની પૂજાનો નિષેધ કરવા માટે અનેક કુયુક્તિઓ કરેલીછે તે તમામ બાબતનો પ્રત્યુત્તર અનુક્રમ પ્રમાણે આ નીચે લખ્યોછે.

૧ આદ્યમાં સૂર્યાભ દેવતાએ શ્રી મહાવીર સ્વામીને આમલકલ્પા નગરીની બહાર અંબશાળ વનમાં દીઠા ત્યારે સામા જઈ નમુથ્થુણં કહ્યું તેમાં સુત્રકારે ठाण संपत्ताणं સુધી પાઠ લખ્યોછે માટે જેઠો પાછલા પદ કલ્પિત ઠરાવેછે પણ તેનું તે પ્રમાણેનું લખવું મિથ્યાછે, કારણ કે તે પદ કલ્પિત નથી, પણ શાસ્ત્રોક્તછે. આ વિષે અગીઆરમા પ્રશ્નોત્તરમાં વિશેષ રીતે લખી ગયા છીએ.

૨ ત્યાર પછી સૂર્યાભે કહ્યું કે પ્રભુને વંદના નમસ્કાર કરવાનું મહાફળ છે. આ પ્રસંગમાં જેઠા કુમતિએ જે સુત્રપાઠ નાંખ્યોછે તે અપુર્ણછે, કારણ કે તે સુત્રપાઠના પાછલા પદોમાં દેવતા સંબંધી ચૈત્યની પેરે ભગવંતની પર્યુપાસના કરીશ એમ સૂર્યાભે કહેલુંછે. સત્યા સત્ય નિર્ણય નિમિત્તે તે સુત્રપાઠ શ્રીરાયપશેણી સુત્રમાંથી અર્થ સાથે આ સ્થળે લખ્યોછે. યતઃ

तं महाफलं खलु तहारुवाणं अरहंताणं भगवंताणं नामगोयस्स विसवणयाए किमंगपुण वंदण नमंसणं पडिपुच्छण पंज्जुवासणयाए एगस्सवि आरियस्स सवणयाए किमंगपुण विउलस्स अट्ठस्स गहणयाइ तं गच्छामिणं समणभगवं महाविरं वंदामि नमंसामि सक्कारेमि सम्माणेमि कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासामि एयं मे पेच्चा हियाए सुहाए खमाए निसेस्साए अणुगामियत्ताए भविस्सइ.

અર્થ— નિશ્ચયે તેનું મહાફળછે. શેનું તે કેહેછે. કથારૂપ અરિહંત ભગવંતના નામ ગોત્ર સાંભળવાનું. પણ તેનું તો શું કેહેવું? વંદના કરીએ, નમસ્કાર કરીએ, પ્રતિપૃચ્છા કરીએ, એક પણ આર્ય વચન સાંભળીએ તો મહાફળ થાય અને વિપૂળ અર્થનું ગ્રહણ કરીએ તેના ફળનું તો શું કેહેવું. તે કારણ માટે હું જઉં, શ્રમણ ભગવંત મહાવીરને વંદના કરૂં, નમસ્કાર કરૂં, સત્કાર કરૂં, સન્માનકરૂં, કલ્યાણકારી મંગળીકની કરણહાર દેવસંબંધી ચૈત્ય જે જીનપ્રતિમા તેની પેરે શેવા કરૂં. એ મુજને પરભવે હિતકારી, સુખને અર્થે, ક્ષેમને અર્થે, નિઃશ્રેયસ જે મોક્ષ તેને અર્થે અને અનુગમન કરનાર એટલે પરંપરાએ શુભાનુબંધી થાય.

આ આળાવામાં દેવના ચૈત્યની પેરે શેવા કરૂં એમ કહ્યું તે ઉપરથી સ્થાપનાજીન અને ભાવજીન એ બંનેની પૂજા પ્રમુખના સમાન ફળ સુત્રકારે બતાવ્યાછે.

જેઠો કેહેછે કે "વાંદવા વિગેરેનો મોટો લાભ કહ્યો પણ નાટકનો મોટો લાભ સૂર્યાભે ચિંતવ્યો નહિ, માટે નાટક ભગવંતની આજ્ઞાનું કર્તવ્ય જણાતું નથી" જેઠા કુમતિનું આ લખાણ અસત્ય છે

કારણ કે નાટક કરવું એ અરિહંત ભગવંતની ભાવપૂજામાંછે અને તેનું તો શાસ્ત્રકારે અનંત ફળ કહ્યુંછે, માટે તે જીનાજ્ઞાનુંજ કર્તવ્યછે. શ્રીનંદિસુત્રમાં પણ એ પ્રમાણે કહેલુંછે અને સુર્યાભે પણ મોટો લાભ ચિંતવીનેજ પ્રભુ પાસે નાટક કર્યુંછે.

૩ ત્રીજા પ્રશ્નમાં પેચ્ચા શબ્દનો અર્થ પરભવછે એમ જેઠારિખે સિદ્ધ કર્યુંછે તે ખરૂંછે માટે તેમાં કાંઈ વિવાદ નથી.

૪ આ પ્રશ્નમાં સુર્યાભે પોતાના સેવક દેવતાને કહ્યું એ વાત જેઠાએ અપૂર્ણ લખીછે તેથી શ્રીરાયપશેણી સુત્રને આધારે અત્રે વિસ્તારથી લખીએ છીએ.

સૂર્યાભ દેવતાએ પોતાના સેવક દેવતાને બોલાવીને કહ્યું કે હે દેવાણુપ્રીય! તમે આમલકલ્પા નગરીએ અંબશાળવન વિષે જ્યાં શ્રી મહાવીર ભગવંત સમવસર્યાછે ત્યાં જાઓ, જઈને ભગવંતને વંદના નમસ્કાર કરો, તમારૂં નામ ગોત્ર કહી સંભળાવો, પછી ભગવંતની સમીપે એક યોજન પ્રમાણ જગ્યા વાયરાએ કરીને ઝાડ પાન, કાંટા, કાંકરા અને અશુચી વિગેરેથી રહીત (સાફ) કરો કરીને ગંધોદકની વૃષ્ટી કરો કે જેથી તમામ રજ શાંત થઈ જાય એટલે ઉડે નહિ, પછી જળ સ્થળને વિષે ઉપજેલા ફુલની વૃષ્ટી, ડીંટ નીચા અને પાંખડી ઉપર રહે તેમ જાનુપ્રમાણ કરો, કરીને અનેક પ્રકારની સુગંધી વસ્તુઓવડે ધુપ કરો યાવત્ દેવતાઓને અભિગમન કરવા યોગ્ય કરો.

સૂર્યાભ દેવતાનો આવો આદેશ અંગીકાર કરીને અભિયોગીક દેવતા વૈક્રીય સમુદ્ઘાત કરે, કરીને ભગવંત સમીપે આવે, આવીને વંદના નમસ્કાર કરીને કહે કે અમે સુર્યાભના સેવક છીએ અને તેના આદેશથી દેવના ચૈત્યની પેરે આપની પર્યુપાસના કરશું. આવાં વચન સાંભળીને ભગવંતે કહ્યું. યતઃ શ્રીરાયપશેણી સુત્રે

१ पोराणमेयं देवा २ जियमेयं देवा ३ कियमेयं देवा ४ कराणिज्जमेयं देवा ५ आचिन्नमेयं देवा ६ अमणुन्नायमेयं देवा

અર્થ. ચિરંતદેવતાએ એ કાર્ય કીધુંછે. હે દેવાણુપ્રીય! તમારો એ આચારછે, તમારૂ એ કર્તવ્યછે, તમારી એ કરણીછે, તમારે એ આચરવા યોગ્યછે, વળી મેં અને સર્વ તિર્થંકરોએ પણ આજ્ઞા દીધી છે.

આ પ્રમાણે ભગવંતે કહ્યા પછી તે અભિયોગીક દેવતા પ્રભુને વંદના નમસ્કાર કરીને પુર્વોક્ત સર્વ કાર્ય કરતા હવા. આ પાઠમાં જેઠો કુમતિ કહેછે કે "સૂર્યાભે દેવતાને અભિગમન કરવા યોગ્ય કરો એમ કહ્યું, પણ એમ ન કહ્યું કે ભગવંતને રહેવા યોગ્ય કરો" તેનો ઉત્તર—દેવતાને આવવા યોગ્ય કરો એમ કહ્યું તેનું કારણ એછે કે દેવતાને અભિગમન કરવાની એટલે રહેવાની જગ્યા અતિ સુંદર હોયછે, મનુષ્ય લોકમાં તેવી ભૂમિ હોતી નથી, માટે સૂર્યાભનું વચન તો જમીનના વિશેષણ રૂપેછે અને તેમાં ભગવંતનુંજ બહુમાન અને ભક્તિછે એમ સમજવું.

૯ जलय थलय એ બે શબ્દનો અર્થ જળના ઉપજેલા અને સ્થળના ઉપજેલા એવોછે તે ફેરવવા માટે જેઠો કુમતિ કહેછે કે "સૂર્યાભના શેવકે પુષ્પની વૃષ્ટી કરી ત્યાં पुप्फ वद्दलं विउव्वइ એટલે ફુલનું વાદળ વિકુર્વે એમ કહ્યુંછે માટે તે ફુલ વૈક્રીય ઠરેછે અને તેથી અચિત પણછે." તેનું આ લખાણ મિથ્યાછે, કારણ કે ફુલની વૃષ્ટી કરવા યોગ્ય વાદળ વિકુર્વ્યુંછે પણ ફુલ વિકુર્વ્યાં નથી, માટે તે ફુલ સચિતજછે. વળી તે લખેછે કે "દેવકૃત વૈક્રીય ફુલ હોય તો તે સચિત નહિ" તે પણ અસત્યછે; કારણ કે દેવકૃત વૈક્રીય વસ્તુ દેવતાના આત્મ પ્રદેશ સંયુક્ત હોયછે માટે સચિતજછે, અચિત કહેવાય નહિ. વળી ચોત્રીશ અતિશયમાં પુષ્પવૃષ્ટીનો અતિશયછે તે જેઠો કુમતિ "દેવકૃત નથી પ્રભુના પુણ્ય પ્રભાવથીછે" એમ કહેછે તે ખોટુંછે, કારણ કે (૩૪) અતિશયમાં (૪) જન્મથી (૧૧) ઘાતિકર્મ ક્ષયથી અને (૧૯) દેવકૃતછે, તેમાં પુષ્પવૃષ્ટીનો અતિશય દેવકૃતમાં કહ્યોછે. આ પ્રમાણે અતિશયની વાત શ્રી સમવાયાંગ સુત્રમાં પ્રસિદ્ધછે. કેટલાએક ઢુંઢકો આ જગ્યાએ जलय

**થલય** એ બે શબ્દનો અર્થ જળસ્થળની જેવા ફુલ કહેછે પણ તે બે શબ્દનો અર્થ સર્વ શાસ્ત્રો તથા વ્યાકરણની વ્યુત્પત્તિને અનુસારે જળ અને સ્થળના ઉત્પન્ન થયેલા એવોજ થાયછે. જેમ,

**પંકય**=પંક કહેતા જે કાદવ તેને વિષે ઉત્પન્ન થયેલું તે કમળ અને **તનય**=તન એટલે શરીર થકી ઉત્પન્ન થયેલ એટલે પુત્ર એવા અર્થ થાયછે; આવા ઘણા શબ્દો ભાષાની અંદરછે. વળી "જ" શબ્દનો અર્થ પણ ઉત્પન્ન થવું એજછે, તોપણ મુર્ખ ટુંઢકો પોતાનો કુમત સ્થાપન કરવા માટે મનમાનતી રીતે અર્થ કરેછે તે તમામ મિથ્યાછે.

૬ જેઠો કુમતિ કહેછે કે "ભગવંતના સમવસરણમાં જો સચિત ફુલ હોય તો શેઠ, સાહુકાર, રાજા, સેનાપતિ પ્રમુખને પાંચ અભીગમ સાચવવા કહ્યાછે તેમાં સચિત બહાર મુકવું કહ્યુંછે અને અચિત લઈ જવાનું કહ્યુંછે કે કેમ મળશે ?" તેનો ઉત્તર—સચિત વસ્તુ બહાર મુકવી કહીછે તે પોતાના ઉપભોગની સમજવી પણ પૂજાની સામગ્રી સમજવી નહિ. જો સચિત બહાર મુકી જવું અને અચિત લઈ જવું એમ એકાંત હોય તો રાજાના છત્ર, ચાંમર, ખડ્ગ, ઉપાનહ, અને મુગટ વિગેરે અચિતછે પણ અંદર કેમ લઈ જવાતા નથી? વળી પોતાના ઉપભોગની એટલે ખાવા પીવાની કોઈ પણ વસ્તુ અચિત હોય તો તે શું પ્રભુના સમવસરણમાં લઈ જવાશે? નહિ લઈ જવાય. માટે એમ સમજવું કે પોતાના ઉપભોગની એટલે ખાવા પીવાની વસ્તુ સચિત હોય કિંવા અચિત હોય પણ તે બહાર રાખવાની છે અને પૂજાની સામગ્રી સચિત હોય કિંવા અચિત હોય પણ લઈ જવાનીજ છે.

૭ જેઠો કુમતિ કહેછે કે "જો ફુલ સચિત હોય તો સાધુને તેનો સંઘટ થાય અને તેથી જીવ વિરાધના થાય તે કેમ બને?" તેનો ઉત્તર—જેમ એક યોજન માત્ર જે સમવસરણ ભૂમિ તેને વિષે અપરિમિત સુરા સુરાદિકનો જે સંમર્દ તે થયો છતાં પણ પરસ્પર કાંઈ બાધા થતી નથી; તેમજ જાનુપ્રમાણ નાખેલા મંદાર, મચકુંદ, કમળ, બકુલ, માલતી, મોગરા વિગેરે કુસુમ સમુહ તેઓની ઉપર

સંચાર કરનારા, રહેનારા,તથા બેસનારા,ઉઠનારા એવા મુનિ સમુહ અને જન સમુહ છતાં તે કુસુમને કાંઈ પણ બાધા થતી નથી. વધારે શું કહેવું, સુધારસ જેના અંગ ઉપર પડેલોછે તેમની પેઠે અત્યંત, અચિંતનીય, નિરૂપમ તિર્થંકરના પ્રભાવથી પ્રકાશમાન જે પ્રસાર, તેના યોગે ઉલટો ઉલ્લાસ થાયછે; એટલે તે ઉલટા પ્રફુલ્લિત થાયછે.

૮ જેઠો કુમતિ લખેછે કે "કોણીક પ્રમુખ રાજાઓ ભગવંતને વાંદવા ગયા ત્યાં માર્ગમાં રસ્તા છંટકાવ્યા, ફુલ પથરાવ્યા, નગર શણગાર્યા, વિગેરે આરંભ કર્યા તે પોતાને છંદે એટલે પોતાની મરજીથી કર્યા પણ તેમાં ભગવંતની આજ્ઞા નથી." તેનો ઉત્તર– કોણીકે જે ભગવંતની ભક્તિ નિમિત્તે પૂર્વોક્ત પ્રકારે નગર શણગાર્યુંછે તેમાં બહુમાન ભગવંતનુંજ થયેલુંછે, કારણ કે તેની તે બધી ધામધુમ ભગવંતના વંદન નિમીત્તેજ હતી અને એવી રીતે પ્રભુનું સામૈઉ કરીને તેણે ઘણું પુન્ય ઉપાર્જન કર્યુંછે, માટે એ કાર્યમાં ભગવંતની આજ્ઞાજછે એમ નિર્ણય થાયછે.

૯ જેઠો ઢુંઢક કહેછે કે "કોણીકે નગરમાં છંટકાવ કર્યા, પણ સમવસરણમાં કેમ ન કર્યા?" તેનો ઉત્તર – કોણીકે જે કર્યુંછે તે સર્વે મનુષ્યકૃતછે અને સમવસરણમાં તો દેવતાઓએ મહાસુગંધી જળ છાંટેલુંછે, સુગંધી ફુલોની વૃષ્ટી કરેલીછે, તો તે દેવકૃતની પાસે કોણીકનું કરવું શા લેખામાં ગણાય? માટે તેણે સમવસરણમાં છંટકાવ કર્યા નથી એમ સમજવું.

૧૦ जलय थलय શબ્દની પાસે इव શબ્દનું અનુસંધાન કરવા માટે જેઠા કુમતિએ બે યુક્તિઓ લખીછે પણ તે વ્યર્થછે કારણ કે એવી રીતે જો इव શબ્દ જ્યાં ત્યાં જોડીએ તો અર્થનો અનર્થ થઈ જાય અને સુત્રકારનો કહેલો ભાવાર્થ ફરી જાય, માટે એવી નવી મન કલ્પના કરવી અને શુદ્ધ અર્થનું ખંડન કરવું તે મુર્ખ શિરોમણીનું કામછે.

૧૧ જેઠો મુઢમતિ લખેછે કે "હરિકેશી મુનિને દાન દીધું ત્યાં

'પંચદિવ્ય' પ્રગટયા તેમાં દેવતાઓએ ગંધોદકની વૃષ્ટી કરી છે એમ કહ્યુંછે તો ગંધોદક વૈક્રિય વિના કેમ બને ?" તેનો ઉત્તર— ક્ષીરસમુદ્ર વિગેરે સમુદ્રોમાં, દ્રહોમાં અને કુંડોમાં ઘણી જગ્યાએ ગંધોદક એટલે સુગંધી જળછે ત્યાંથી લાવીને દેવતાઓએ વરસાવ્યુંછે તેથી તે જળ વૈક્રિય સમજવું નહિ. આ ઠેકાણે પ્રસંગે લખવું પડેછે કે તમે ઢુંઢકો પાણીને અને કુલને વૈક્રિય એટલે અચિત માનોછો તો સૂર્યાભના અભિયોગીક દેવતાએ વાયરાએ કરીને એક યોજન પ્રમાણ ભૂમિ શુદ્ધ કરી તે વાયરો અચિત હશે કે સચિત? જો સચિત કહેશો તો તેના અસંખ્યાતા જીવ હણાયા અને જો અચિત કહેશો તો પણ અચિત વાયુના ફરસવાથી સચિત વાયુકાયના અસંખ્યાતા જીવ હણાયછે. વળી એવા ઉત્કટ વાયરાએ કરીને સૂર્યાભના અભિયોગીક દેવતાએ કાંટા, કાંકરા અને ઝાડ ખીડ વિનાની સાફ જમીન કરી નાખી તેમાં પણ અસંખ્યાતા વનસ્પતિ કાયના તથા કીડી મંકોડી વિગેરે ત્રસકાયના તેમજ સુક્ષમ જીવો હણાયા અને પ્રભુએ તો તે શેવક દેવતાઓને જીનભક્તિ જાણીને નિષેધ્યા નથી. ભગવંત કેવળજ્ઞાનના ધણી એમ જાણતા હતા કે સુર્યાભના અભિયોગીક દેવતા આપ્રમાણે કરવાનાછે અને તેમાં અસંખ્યાતા જીવોની હાનિછે, પરંતુ તેને ના ન પાડી માટે એમ સમજવું કે જે કાર્ય કરવાથી મહાફળની પ્રાપ્તિ થવાનીછે તેવા સુકાર્યમાં ભગવંતની આજ્ઞાછે. આવી જગ્યાએ કુતર્કો કરવા, સુત્રપાઠ ઓળવવા અને અર્થ ફેરવવા તે મહામિથ્યાદ્રષ્ટીઓનું કામછે.

૧૨ જેઠમલજી લખેછે કે "સુર્યાભ પોતે વાંદવા આવ્યો ત્યારે ભગવંતે નાટક કરવાની આજ્ઞા દીધી નહિ કેમકે તે સાવદ્ય કરણીછે અને સાવદ્ય કરણીમાં ભગવંતની આજ્ઞા હોતી નથી." તેનો ઉત્તર—ભગવંતે નાટકની બાબતમાં સુર્યાભના પુછવાથી મૌન ધારણકર્યું તે આજ્ઞાજછે **નાનિષેધ મનુમત મિતિ ન્યાયાત्** અર્થાત જેનો નિષેધ નહિ તેની આજ્ઞાજ સમજવી. જેમ લોકીકમાં પણ કોઈ પુરૂષ કોઈ શ્રીમંત ગ્રહસ્થને જમવાનું આમંત્રણ કરવા વાસ્તે જાય અને આમંત્રણ

કરે ત્યારે તે ગ્રહસ્થ ના ન પાડે અર્થાત્ મૌન રહે તો તે આમંત્રણ માન્ય રાખ્યું ગણાયછે, તેમજ પ્રભુએ નાટક કરવાનો નિષેધ ન કર્યો, મૌન રહ્યા,તો તે પણ આગ્નાજછે. વળી નાટક કરવું તે પ્રભુની સેવા ભક્તિમાંછે, કેમકે સુર્યાભ કહ્યુંછે કે

अहणं भंते देवाणुप्पियाणं भत्तिपुव्वयं गोयमाइणं समणाणं निग्गंथाणं वत्तिस्सइ बद्धं नट्टविहिं उवदंसेमि

અર્થ. હું હે ભગવંત! દેવાણુપ્રીયની એટલે તમારી ભક્તિ પુર્વક ગૌતમાદિક શ્રમણ નિગ્રંથને બત્રીશ બદ્ધ નાટક દેખાડું ?

આ પ્રમાણેના શ્રી રાયપશેણી સુત્રના મુળપાઠમાં પ્રભુની ભક્તિ પુર્વક એમ કહ્યુંછે, માટે જણાયછે કે સુર્યાભને ભક્તિ પ્રધાનછે અને ભક્તિના ફળ શ્રી ઉત્તરાધ્યયન ઓગણત્રીશમે અધ્યયને યાવત્ મોક્ષપદ પ્રાપ્તિ સુધી કહ્યાછે. વળી નાટકને જીનરાજની ભક્તિ ચોથા ગુણઠાણાવાળા સુર્યાભ માનીછે તો તે બાબતમાં જેઠાની કુયુક્તિ શું કામ આવવાનીછે, કારણ કે ચોથા ગુણઠાણાથી માંડીને ચઉદમા ગુણઠાણાવાળા સુધીની એકજ શ્રદ્ધાછે. જ્યારે સર્વે સમકિતધારીઓની નાટકમાં ભક્તિની શ્રદ્ધાછે ત્યારે નાટકમાં ભક્તિ નહિ માનનારા ઢુંઢકો જીનમતની બહારજછે એમ ઠરેછે. વળી આ ઠેકાણે સુત્રપાઠમાં પ્રભુની ભક્તિપુર્વક એમ કહેલુંછે તે પાઠને જેઠા કુમતિએ ઓળવેલોછે અર્થાત્ જરૂર છતાં લખ્યો નથી તેથી તેનું કપટ ઉઘાડું પડેછે.

૧૩ વળી જેઠો મુઢમતિ લખેછે કે "નાટક કરવામાં પ્રભુએ ન પાડી તેનું કારણએ કે સુર્યાભની સાથે ઘણા દેવતાઓછે તેઓને પોતપોતાને ઠામે નાટક જૂદાં થાયછે તેથી સુર્યાભનું નાટક ભગવંત જો નિષેધે તો સર્વ ઠામે જૂદાં જૂદાં નાટક થાય અને તેથી હિંસા વધે." તેનો ઉત્તર—જેઠાની આ કલ્પના તદન અસત્યછે, કારણ કે જ્યારે સુર્યાભ પ્રભુની પાસે આવ્યો ત્યારે શું દેવલોકમાં બધું શુ-

ન્યકાર હતું? વળી સમવસરણમાં બારમા દેવલોક સુધીના દેવતાઓ અને ઇંદ્રોછે તેમણે શું સૂર્યાભ જેવું નાટક નહોતું દીઠું? જથી તે જોવા માટે બેસી રહે. માટે આ ઠેકાણે તો એમ સમજવાનુંછે કે ઇંદ્રાદિક દેવતાઓ બેસેછે તે ફક્ત ભગવંતની ભક્તિ નિમિત્તેજ બેસેછે. વળી સૂર્યાભ નાટારંભ બંધ કરીને આવ્યોછે એમ પણ કહ્યું નથી. માટે જેઠમલજીનું આ લખાણ ફોગટનુંછે.

આ ઉપરથી પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે જ્યારે ઢુંઢકોના રિખો વ્યાખ્યાન વાંચેછે ત્યારે વગર સમજણે હાજીહા કરનારા ઢુંઢકો તેની પાસે આવીને બેસેછે, જ્યાં સુધી તેઓ વ્યાખ્યાન વાંચશે ત્યાં સુધી તો તેઓ સર્વ બેસી રહેશે પરંતુ જ્યારે તેઓ વ્યાખ્યાન બંધ કરશે ત્યારે સ્ત્રીઓ જઈને ચુલા સળગાવશે, રાંધવા માંડશે, પાણી ભરશે અને પુરૂષો જઈને અનેક પ્રકારના છળકપટ કરશે, જુઠું બોલશે, શાક લેવા જશે, છકાયનો આરંભ કરશે, વિગેરે અનેક પ્રકારના પાપકર્મ કરશે તો તે સઘળું પાપ વ્યાખ્યાન બંધ કરનાર રિખોને માથે ઠરે કે કેમ? જેઠમલજીના કહેવા પ્રમાણે તો વ્યાખ્યાન બંધ કરનાર રિખોને માથેજ ઠરેછે.

૧૪. જેઠમલજી લખેછે કે "આણંદ કામદેવ પ્રમુખ શ્રાવકોએ ભગવંતની પાસે નાટક કેમ ન કર્યું?" તેનો ઉત્તર - તેઓનામાં સૂર્યાભ જેવી નાટક કરવાની અદ્ભુત શક્તિ નહોતી.

૧૫. જેઠો મંદમતિ લખેછે કે "રાવણે અષ્ટાપદ પર્વત ઉપર જીનપ્રતિમાની સન્મુખ નાટક કરીને તિર્થંકરગોત્ર બાંધ્યુ કહોછો, પણ શ્રીજ્ઞાતા સુત્રમાં વીશસ્થાનક આરાધતાંજ જીવ તિર્થંકરગોત્ર બાંધે છે એમ કહ્યુંછે તેમાં નાટક કરતાં તિર્થંકરગોત્ર બાંધવાનું તો નથી કહ્યું" તેનો ઉત્તર—આ લખાણ ઉપરથી એમ સમજાયછે કે જેઠા નિન્હવને જૈનધર્મની શૈલીની અને સૂત્રાર્થની બીલકુલ ગમ નહોતી, કારણ કે વીશ સ્થાનકમાં પહેલું અરિહંત પદછે અને રાવણે નાટક કર્યું તે અરિહંતની પ્રતિમા પાસેજ કર્યુંછે, તેથી તેણે અરિહંત પદ આરાધીને તિર્થંકરગોત્ર ઉપાર્જન કર્યુંછે.

૧૬. જેઠો કુમતિ લખેછે કે "સૂર્યાભના વિમાનમાં બારે બો-લના દેવતા ઉત્પન્ન થાયછે એમ સૂર્યાભે પ્રભુને કરેલા છ પ્રશ્નોથી ઠરેછે, માટે જેટલા સૂર્યાભ વિમાનમાં દેવતા થયા તેમણે સઘળાએ જીનપ્રતિમાની પૂજા કરીછે" જેઠાનું આ લખાણ સ્વકલ્પનાનું છે, કારણ કે તે કરણી સમકિતિ દેવતાનીછે મિથ્યાત્વીની નથી. શ્રી રાયપસેણી સુત્રમાં સુર્યાભના સામાનિક દેવતાએ સૂર્યાભને પુર્વ ને પશ્ચાત હિતકરણી બતાવીછે ત્યાં કહ્યુંછે કે

अन्नेसिं बहुणं वेमाणियाणं देवाणय देविणय अच्च-णिज्जाउं

એટલે બીજા બહુ વૈમાનિક દેવ દેવીઓને પૂજા કરવા યોગ્યછે માટે સમ્યક્તધારીની એ કરણીછે એમ જણાયછે; જો એમ નહોત તો सव्वेसिं वेमाणियाणं એમ પાઠ કેહત માટે વિચારી જોજો.

૧૭ જેઠો ઢુંઢક કહેછે કે "અનંતા વિજય દેવતા થયા તેમાં સમકિત દ્રષ્ટી અને મિથ્યાદ્રષ્ટી એ બંને જાતના હતા અને તમણે સ-ર્વેએ સિદ્ધાયતનમાં જીન પૂજા કરીછે, પણ પ્રતિમા પૂજ્યાથી ભવ્ય અભવ્ય સર્વે જીવ સમકિતદ્રષ્ટી થયા નહિ અને સિદ્ધિ પણ પામ્યા નહિ" તેનો ઉત્તર—પોતાનો મત સત્ય ઠરાવનારાએ સૂત્રમાં કોઈ પણ મિથ્યાદ્રષ્ટી દેવે સિદ્ધાયતન માંહેલી જીનપ્રતિમાને પૂજ્યાનો અધિકાર હોય તો તે લખીને પોતાનો પક્ષ દ્રઢ કરવો જોઇએ. જેઠા ઢુંઢકે તેવો સૂત્રપાઠ ન લખતાં મન કલ્પનાના વાક્યો લખી ચોપડી ભરીછે, પણ તેનું લખવું તમામ અસત્યછે, કારણકે કોઈ પણ સૂત્રમાં એવી મતલબનો સૂત્રપાઠ બીલકુલછે નહિ.

વળી તેણે લખ્યુંછે કે "પ્રતિમા પુજ્યાથી કોઇ અભવ્ય સ-મ્યક્દ્રષ્ટી ન થયો માટે, જીનપ્રતિમા પૂજવાથી ફાયદો નથી" તેનો ઉત્તર—અભવ્યના જીવો શુદ્ધ શ્રદ્ધાયુક્ત અંતઃકરણ વિના અનંતીવાર ગૌતમસ્વામી સદ્રશ્ય ચારિત્ર પાળેછે અને નવમા ગ્રૈવેક સુધી જાયછે, પણ સમ્યક્દ્રષ્ટી થતા નથી એવું સુત્રકારે કહેલુંછે, માટે

જેઠમલજીના લખવા પ્રમાણે તો ચારિત્ર પાળવાથી પણ કોઈ ઢૂંઢકને કાંઈ પણ ફાયદો થવાનો નથી.

૧૮ પૃષ્ટ (૧૦૨) માં જેઠા કુમતિએ સિદ્ધાયતનમાં પ્રતિમાની પુજા સર્વે દેવતાઓ કરેછે એમ ઠરાવવા માટે કેટલીએક કુયુક્તિઓ લખીછે તે સર્વે તેના અગાઉના લખાણુનેજ મળતીછે તોપણ ભોળા લોકોને ફસાવવા નિમિત્તે વારંવાર એકની એક વાત લખીને ફોગટનું લખાણુ વધાર્યુંછે.

૧૯. જેઠમલજી લખેછે કે "સર્વે જીવ વિજયપોળીઆપણે અનંતીવાર ઉપજ્યાછે તો તેમણે પ્રતિમા પુજી છતાં અનંતાભવ કેમ કરવા પડ્યા કારણ કે સમકિતવંતને અનંતા ભવ હોય નહિ એવી સુત્રશાખછે." તેનો ઉત્તર - સમકિતવંતને અનંત ભવ હોય નહિ એમ જેઠો મુઢમતિ લખેછે તે તદન જૈન શૈલીથી વિપરીત તેમજ અસત્યછે. અને એવી સુત્રશાખછે એમ લખેછે તે પણ જેમ મછીમારને માછલાં ફસાવવાને માટે જાળ હોયછે તેમ ભોળા લોકોને કુમાર્ગમાં નાખવાની જાળછે, કારણ કે સુત્રોમાં તો ચારજ્ઞાની ચઉદ પુર્વી, યથા ખ્યાત ચારિત્રી તથા અગીઆરમા ગુણઠાણા વાળાને પણ અનંતાભવ થાય એમ લખ્યુંછે તો સમકિતદ્રષ્ટીને થાય તેમાં શું નવાઈ ? વળી સમકિત પામ્યા પછી ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગળ પરાવર્તન સંસાર રહેછે તો તે અનંતો કાળ હોવાથી તેમાં અનંત ભવ થઈ શકેછે.

૨૦ જેઠો કુમતિ લખેછે કે "એકવાર રાજ્યાભિષેક કરતાં પ્રતિમા પુજેછે પણ પછી ભવપર્યંત પ્રતિમા પુજતા નથી" તેનો ઉત્તર— સુર્યાભ પુર્વ અને પછી હિતકારી શું એમ પુછ્યું તથા પુર્વ અને પછી કરવા યોગ્ય શું એમ પણ પુછ્યું, તે બંને પ્રશ્નના ઉત્તરમાં તેના સામાનિક દેવતાએ જીનપ્રતિમાની પુજા પુર્વ અને પછી હિતકારી અને કરવા યોગ્ય કહીછે, આ પાઠ શ્રી રાયપશેણી સુત્રમાં પ્રસિદ્ધછે માટે સુર્યાભ દેવતાએ જીનપ્રતિમાની પુજા નિત્ય કરણી તથા સદાહિતકારી જાણીને નિરંતર કરીછે એમ ઠરેછે.

૨૧ જેઠો લખેછે કે "સુર્યાભે ધર્મશાસ્ત્ર વાંચ્યા એમ સુત્રોમાં કહ્યુંછે તે કુળધર્મના શાસ્ત્ર સમજવા, કારણ કે જો ધર્મશાસ્ત્ર હોય તો મિથ્યાત્વી અને અભવ્ય કેમ વાંચે? કેમ સદ્દહે? અને જીનવચન સાચા કેમ જાણે?" તેનો ઉત્તર -સુર્યાભે વાંચ્યા તે પુસ્તકો ધર્મ શાસ્ત્રનાજછે એમ સુત્રકારના કહેવાથી નિર્ણય થાયછે. 'કુળ' શબ્દ જેઠો પોતાના ઘરનો નાંખેછે પણ સુત્રમાં નથી. વળી લૌકિકમાં પણ કુળાચારના પુસ્તકોને ધર્મશાસ્ત્ર કહેવાતા નથી અને તે ધર્મશાસ્ત્રવાંચવાના અધિકાર સમકિતદ્રષ્ટીનોજછે, કારણ કે સવ વાંચેછે એમ કોઈ જગ્યાએ કહ્યું નથી તો અભવ્ય અને મિથ્યાદ્રષ્ટીને વાંચવા અને સદ્દહવા એ કયાં રહ્યું? કદાચ જેઠો મનકલ્પનાથી તેઓ વાંચેછે, સદ્દહતાનથી એમ ઠરાવેશે તો ઢુંઢકો પણ જૈનશાસ્ત્ર વાંચેછે પરંતુ જીનાજ્ઞા પ્રમાણે સદ્દહતા નથી, ઉલટા વાંચ્યા પછી પોતાનો કુમત સ્થાપન કરવા માટે ભોળા લોકો પાસે વિપરીત પરૂપણા કરી તેઓને ઠગેછે, પણ તેથી જૈનશાસ્ત્રોને કુળધર્મના શાસ્ત્રો કહેવાશે નહિ.

૨૨. જેઠો મુઢમતિ કહેછે કે "સમકિતદ્રષ્ટી દેવતા સિદ્ધાંત વાંચીને અનંત સંસારી શું કામ થાય? કારણ કે તમે તો શ્રાવક સુત્ર વાંચે તો અનંત સંસારી થાય એમ કહોછો" તેનો ઉત્તર—શ્રાવકને સિદ્ધાંત વાંચવા નહિ તે વાત મનુષ્ય આશ્રીછે, દેવતા આશ્રી નથી. જો ઢુંઢકો સમકિતદ્રષ્ટી દેવતા અને મનુષ્યને શ્રાવકના ભેદમાં સરખા ગણેછે તો દેવતાઓની કરેલી જીનપૂજા કેમ માન્ય કરતા નથી?

૨૩. જેઠમલજી લખેછે કે "સુર્યાભે ધર્મ વ્યવસાય ગ્રહણ કર્યા પછી બત્રીશ વસ્તુ પુજીછે માટે જીનપ્રતિમા પૂજવા લેખે ધર્મ વ્યવસાય કહ્યોછે એમ ન સમજવું." તેનો ઉત્તર—સુર્યાભે જે ધર્મ વ્યવસાય ગ્રહણ કર્યોછે તે જીનપ્રતિમા પૂજવા નિમિત્તનાજછે. જો કે તેણે પ્રથમ જીનપ્રતિમા તથા જીનદાઢા પુજ્યા પછી બીજી વસ્તુઓ પુજીછે ખરી પણ તેણે કરીને કાંઈ બાધક નથી, કારણ

કે મનુષ્ય લોકમાં પણ જીનપ્રતિમાની પુજા કર્યા પછી એજ વ્યવસાયે કરીને બીજા શાસનના અધિષ્ટાયક સમ્યક્દ્રષ્ટી દેવદેવીની પુજા થાયછે.

૨૪. જેઠા મુઢમતિએ સિદ્ધાયતનમાં જે પ્રતિમાછે તે અરિહંતની નથી એમ ઠરાવવા માટે આઠ કુયુક્તિઓ લખીછે તેના ઉત્તર

૧. શ્રી જીવાભિગમમાં रिठ्ठ मया मंसू એટલે રિષ્ટ રતનમય દાઢી મુછ કહીછે અને શ્રી રાયપસેણીમાં નથી કહી તો તેથી પ્રતિમામાં શું વાંધો ઠરેછે? કારણ કે તે ભુલતો જેઠા કુમતિએ સુત્રકારની લખેલીછે, પણ તેનામાં એટલી વિચાર શક્તિ નહોતી કે સુત્રની રચના વિચિત્ર પ્રકારનીછે; કોઈમાં કોઈ વિશેષણ હોયછે અને કોઈમાં હોતું નથી.

૨. સિદ્ધાયતનની જીનપ્રતિમાને कणगमया चुच्चुआ એટલે કુંચનમય સ્તન કહ્યાછે. આ બાબતમાં જેઠો કુમતિ લખેછે કે “પુરૂષને સ્તન હોય નહિ. શ્રી ઉવવાઈ સુત્રમાં ભગવંતનું શરીર વખાણ્યુંછે તેમાં સ્તનયુગલ વખાણ્યા નથી” તેનો ઉત્તર—સુત્રમાં કોઈ જગ્યાએ કોઈ વાત વિસ્તારથી હોયછે અને કોઈ વાત વિસ્તારથી હોતી નથી પણ તેથી કાંઈ વાંધો પડતો નથી. જેઠાએ લખ્યુંછે કે “તિર્થંકર, ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ તથા ઉત્તમ પુરૂષ વિગેરેને સ્તન હોય નહિ” આ પ્રમાણેનું તેનુ લખવું મિથ્યાછે કારણ કે પુરૂષ માત્રને હૃદયના ભાગને વિષે સ્તનનો દેખાવ હોયછે અને તેથી પુરૂષનું અંગ શોભેછે. જો તેમ નહોય તો સાફ પાટલા જેવું હૃદય ઘણુંજ ખરાબ દેખાય, માટે જેઠા નિન્હવની આ કુયુક્તિ તર્કટીછે; પણ આ ઉપરથી એટલું તો સમજાયછે કે જેઠાની છાતી સાફ પાટલા જેવીજ હશે.

૩. “તિર્થંકરની પાસે रीसिपरिसाए અને जइपरिसाए એટલે ઋષીની પર્ષદા અને જતિની પર્ષદા હોયછે એમ સુત્રોમાં કહ્યુંછે પણ નાગ, ભુત અને જક્ષની પાર્ષદા કહી નથી અને સિદ્ધાયતન માંહેલા જીનબીંબની પાસે તો નાગ, ભુત તથા જક્ષનો

પરિવાર કહ્યોછે માટે તે પ્રતિમા અરિહંતની નહિ" એમ જેઠો મંદમતિ કેહેછે. તેનો ઉત્તર—ફકત દ્વેષ બુદ્ધિથી અને મિથ્યાત્વના ઉદયથી ખોટું લખવાને જેઠા નિન્હવે જરા પણ પાપ થવાનો ભય જાણ્યો નથી; કારણ કે સુત્રમાં તો પ્રભુની પાસે બાર પર્ષદા કહી છે. ચાર પ્રકારના દેવ તથા દેવી એ આઠ અને સાધુ, સાધવી, મનુષ્ય અને સ્ત્રીઓ એ પ્રમાણે બાર પર્ષદા કેહેવાયછે, તો સિદ્ધાયતનમાં છત્રધાર અને ચામરધાર વિગેરે પ્રતિમાઓ જક્ષની તથા નાગ દેવતા વિગેરેનીછે તેમાં શું ખોટુંછે? કારણ કે પ્રભુ સાક્ષાત વિચરતા હતા ત્યાર પણ જક્ષ દેવતા ચાંમર વિંઝતા હતા.

વળી તે લખેછે કે "અસાશ્વતી પ્રતિમાની પાસે કાઉસગ્ગિઆની પ્રતિમા હોયછે અને સાશ્વતી પાસે હોતી નથી માટે કઈ સાચી અને કઈ જુઠી?" તેનો ઉત્તર —અમારે તો બંને પ્રતિમા સાચી તેમજ વંદનીક પુજનીકછે, પણ જો ઢુંઢકો કાઉસગ્ગિઆ યુક્ત પ્રતિમા તો અરિહંતની હોય ખરી એમ કેહેછે ત્યાર માન્ય કેમ કરતા નથી? પરંતુ જ્યાં સુધી મિથ્યાત્વરૂપી કમળો તેના નેત્રમાંછે ત્યાં સુધી શુદ્ધ માર્ગની ઓળખાણ તેઓને થવાનીજ નથી.

૪. સુર્યાભે જીનપ્રતિમાને મોરપીંછથી પ્રમાર્જી તે બાબતમાં જેઠા કુમતિએ "સાધુને પાંચ પ્રકારના રજોહરણ રાખવાનું શાસ્ત્રમાં કહ્યુંછે તેમાં મોરપીંછનું રજોહરણ કહ્યું નથી" એમ લખ્યુંછે, પણ તેને આ વાત સાથે કાંઈ પણ સંબંધ નથી, કારણ કે મોરપીંછ કાંઈ પ્રભુનું ઉપગરણ નથી, તે તો જીનપ્રતિમાની ઉપરથી ઝીણા જંતુઓની રક્ષા નિમિત્ત તેમજ રજ વિગેરે પ્રમાર્જવાને અર્થે ભક્તિ કરનાર શ્રાવકે રાખવાનું છે.

૫. સુર્યાભે પ્રતિમાને વસ્ત્ર પેહેરાવ્યા તે બાબતમાં જેઠો કુમતિ લખેછે કે "ભગવંત તો અચેલછે એટલે તેને વસ્ત્ર હોય નહિ" આ લખવું તમામ મિથ્યાછે, કારણ કે સુત્રમાં તો બાવીશ તિર્થંકરને યાવત્ નિર્વાણ પામ્યા ત્યાં સુધી સચેલ કહ્યાછે અને વસ્ત્ર 'પેહેરાવવા' બાબતનો ખુલાસો દ્રૌપદિના અધિકારમાં લખાઈ ગયોછે

૬. પ્રભુને ઘરેણા હોય નહિ તે બાબતમાં "આભરણ પેહરાવ્યા તે જૂદા અને ચડાવ્યા તે જૂદા" એમ જેઠો નિહ્નવ કેહેછે, પણ તે અસત્યછે; કારણ કે સુત્રમાં आभरणा रोहणं એવો એકજ પાઠછે અને આભરણ પેહેરાવવા તે તો પ્રભુની ભક્તિ નિમિત્તજછે.

૭. સ્ત્રીના સંઘટ્ટ બાબતનો પ્રત્યુત્તર દ્રૌપદિના અધિકારમાં લખી ગયા છીયે.

૮. "સિદ્ધાયતનમાં જીનપ્રતિમા પાસે ધુપ ઉખેવ્યો અને સાક્ષાત ભગવંતની પાસે ન ઉખેવ્યો" એમ જેઠો મુઢમતિ લખેછે પરંતુ તે ખોટુંછે, કારણ કે પ્રભુની સન્મુખે પણ સુર્યાભની આજ્ઞાથી તેના અભિયોગિક દેવતાઓએ અનેક સુગંધી દ્રવ્યે કરીને યુક્ત એવો ધુપ ઉખેવ્યોછે એમ શ્રી રાયપશેણી સુત્રમાં કહ્યુંછે.

ઉપર પ્રમાણે જેઠા મુઢમતિના બતાવેલા આઠ વાંધાના નિરાકરણછે તેથી નિશ્ચય થાયછે કે સિદ્ધાયતનમાં સિદ્ધની પ્રતિમાછે અને તેથીજ ગણધર મહારાજાએ सिद्धायतन એટલે સિદ્ધનું ઘર કહ્યુંછે.

૨૫ જેઠો કુમતિ કેહેછે કે "સર્વ ભોગને વિષે સ્ત્રી પ્રધાનછે માટે સ્ત્રી કેમ પ્રભુને ચડાવતા નથી." જેઠા મંદમતિનું આ લખાણ મહા અવિવેકનુંછે, કારણ કે જીનપ્રતિમાની ભક્તિ જેવી રીતે ઉચિત હોય તેવી રીતે થાયછે, અનુચિત થતી નથી; પરંતુ સર્વ ભોગમાં સ્ત્રી પ્રધાનછે એવું જો ઢુંઢકો માનેછે તો તેના અક્કલહીન શ્રાવકો અસન, પાન, ખાદિમ, સાદિમ વિગેરે પદાર્થોથી તેમની ભક્તિ કરેછે પણ તેમાંથી કેટલા ઢુંઢકોએ પોતાની કંન્યાઓ પોતાના શિખ આગળ ધરીછે અને વહોરાવીછે તે બતાવવું જોઈએ. જેઠમલના લખવા પ્રમાણે તો એમ બનવું જોઇએ. વળી તે મુર્ખના શિરદાર જેઠાના ઉપર પ્રમાણેના લખાણથી એમ પણ નિશ્ચય થાયછે કે તે જેઠાના હૃદયમાંથી સ્ત્રીની લાલસા ગયેલી નહોતી અને તેથીજ તેણે સર્વ ભોગમાં સ્ત્રીને પ્રધાન ગણીછે. આ બાબતની સાબીતી વિષે અગાઉ ઢુંઢકની પટ્ટાવળીમાં લખાયેલછે.

૨૬. જેઠો ઢુંઢક લખેછે કે "ચૈત્ય દેવતાને પરિગ્રહમાં ગણ્યા છે તો પરિગ્રહને પુજે શું લાભ થાય"? તેનો ઉત્તર—સુત્રકારે સાધુનું શરિરછે તેપણ પરિગ્રહમાં ગણ્યુંછે તો ગણધરમહારાજાને તથા મુનિઓને વંદના નમસ્કાર કરવાથી તથા તેની શેવા ભક્તિ કરવાથી જેઠાના કેહવા પ્રમાણે તો કાંઈ પણ લાભ ન હોવો જોઈએ અને સુત્રમાં તો તેનો ઘણો લાભ બતાવ્યોછે, માટે તેનું લખવું અસત્ય છે. પરંતુ જેને અપેક્ષાનું જ્ઞાન નથી તેને જૈનશાસ્ત્ર સમજવું બહુ મુશ્કેલછે અને તેજ કારણથી ચૈત્યને દેવતાના પરિગ્રહમાં ગણ્યા છે તેની અપેક્ષા જેઠાના સમજવામાં આવેલી નથી આવી રીતે અપેક્ષા સમજ્યા વિના સુત્રપાઠના વિપરિત અર્થ કરીને ભોળા લોકોને ફસાવેછે માટેજ તેને શાસ્ત્રકારે નિન્હવ કહેલાછે.

૨૭. નમુથ્થુણંની બાબતમાં જેઠા કુમતિએ જે કુયુક્તિઓ લખીછે અને ત્રણ ભેદ બતાવ્યાછે તે તમામ ખોટાછે, કારણ કે એવી રીતે ત્રણ ભેદ કોઈ જગ્યાએ કહ્યા નથી. વળી કોઈ પણ મિથ્યાદ્રષ્ટીએ કોઈપણ અન્ય દેવની પાસે નમુથ્થુણં કહ્યું એમ પણ સુત્રમાં કેહલું નથી, કારણ કે નમુથ્થુણંમાં કહ્યા પ્રમાણે ગુણ તિર્થંકર મહારાજા શિવાય બીજામાં નથી અને દેવતા આશ્રી જોતાં નમુથ્થુણં કેહવું તે સમકિતદ્રષ્ટીનીજ કરણીછે એમ જણાયછે.

૨૮. જેઠમલજી કેહેછે કે "કોઈ દેવતાએ સાક્ષાત કેવળી ભગવંતને નમુથ્થુણં કહ્યું નથી." તે અસત્યછે. સુર્યાભ દેવતાએ વીર પ્રભુને નમુથ્થુણં કહ્યુંછે એમ શ્રીરાયપશેણી સુત્રમાં પ્રગટપણે સુત્ર પાઠછે.

૨૯. જેઠો કુમતિ જીતઆચાર ઠરાવીને દેવતાની કરણી કાઢી નાંખેછે તો રે ઢુંઢકો! શું દેવતાની કરણીથી પુન્ય પાપ બંધાતું નથી? જો કેહેશો કે બંધાયછે તો સુર્યાભે પુર્વોક્તિ રીતે શ્રી વીરભગવંતની ભક્તિ કરી તેથી તેને પુન્ય બંધાણું કે પાપ? જો કેહેશો કે કાંઈ ન બંધાય તો જીવ સમયમાત્રમાં સાતકર્મ બાંધ્યા વગર રહે નહિ એમ સુત્રમાં કહ્યુંછે તે કેમ મેળવશો? પરંતુ સમજવાનું

તા એટલુંછે કે સુર્યાભ તેમજ સર્વ દેવતા જેઓ પુર્વોક્ત પ્રકારે જીનેશ્વર ભગવંતની ભક્તિ કરેછે તેઓ મહાપુન્યની રાશી સંપાદન કરેછે, કારણ કે તિર્થંકર ભગવંતની તે કાર્યમાં આજ્ઞાછે.

૩૦. જેઠો કુમતિ "पुव्विं पच्छा નો અર્થ ઈહલોક ખાતે ઠરાવેછે અને पेच्चा કહેતા પરલોક ઠરાવે છે" પણ તે તેની મુઢતાછે, કારણ કે पुव्विं पच्छाનો અર્થ પુર્વભવ અને આવતોભવ એમ થાયછે; पेच्चा અને पच्छा શબ્દ પર્યાયછે. એ બંનેનો અર્થ એકજછે. જેઠમલે ખોટો અર્થ લખ્યોછે તેથી સમજાયછે કે તેને શબ્દના અર્થનું ભાનજ નહોતું. શ્રી આચારંગ સુત્રમાં કહ્યુંછે કે जस्स नथ्थी पुव्विं पच्छा, मज्जे तस्स कओसिया અર્થાત જેને પુર્વભવ અને પશ્ચાત એટલે આવતભવે કાંઈ નથી તેને મધ્યે પણ કયાંથી હોય? એટલે જેને પુર્વે તથા પશ્ચાતછે તેને મધ્યે પણ અવશ્યછે તેથી સુર્યાભની કરેલી જીનપુજા તેને ત્રિકાળ હિતકારીછે એવો શ્રી રાયપશેણીના સુત્રપાઠનો અર્થ થાયછે.

વળી શ્રી ઉત્તરાધ્યયન સુત્રમાં મૃગાપુત્રના સંબંધમાં કહ્યુંછે કે

अम्मत्ताय मए भोगा, भुत्ताविसफलोवमा ॥
पच्छाकडुअविवागा, अणुबंधदुहावहा ॥१॥

અર્થ—હે માતપિતા! મેં ભોગ ભોગવ્યા તે વિષફળની ઉપમાએછે અને તે ભોગ पच्छा એટલે આવતે ભવે કડવા વિપાક છે જેના અને પરંપરાએ દુઃખને આપનારા એવાછે. આ સુત્રપાઠની અંદર પણ पच्छा શબ્દનો અર્થ 'પરભવ' એવોજ થાય છે. કિં બહુના.

૩૧. જેઠો કુમતિ સુર્યાભના પાઠમાં બતાવેલા જીનપુજાના ફળની બાબતમાં निसेसाए એટલે મોક્ષને અર્થે એવો શબ્દછે તે શબ્દનો અર્થ ફેરવવા માટે ભગવતિસુત્રમાંથી બળતા ઘરમાંથી ધન કાઢવાનો તથા શાકડો ફોડીને દ્રવ્ય કાઢવાનો અધિકાર બતાવે છે

અને કહેછે કે "આ સંબંધમાં પણ निसेसाए એવું પદછે માટે એ પદનો અર્થ જો 'મોક્ષને અર્થે' એવો થાય તો ધન કાઢવાથી મોક્ષ કેમ થાય?" તેનો ઉત્તર—ધનથી સુપાત્રે દાન આપે, જીન મંદિર જીનપ્રતિમા બનાવે, સાત ક્ષેત્રને વિષે, તિર્થયાત્રામાં, દયામાં તથા દાનમાં દ્રવ્ય ખરચે તો તેથી યાવત્ મોક્ષ પ્રાપ્ત થાયછે, માટે સૂત્રમાં જ્યાં જ્યાં निसेसाए એવો શબ્દછે ત્યાં ત્યાં તે શબ્દનો અર્થ 'મોક્ષને અર્થે' એવોજ થાયછે અને તે શબ્દ જીનપ્રતિમા પુજવાના ફળમાં પણછે તો તે એક જેઠા મુઢમતિના કહેવાથી મહાબુદ્ધિમાન પુર્વાચાર્યોકૃત શાસ્ત્રાર્થ કદિ પણ ફરી શકતો નથી.

૩૨. આ પ્રશ્નને અંતે જેઠા નિન્હવે ઓઘનિર્યુકિતની ટીકાનો પાઠ લખ્યોછે પણ તે અસત્યછે, કારણ કે તેવો પાઠ ઓઘનિર્યુકિતમાં તથા તેની ટીકામાં કોઈ પણ જગ્યાએ નથી. આ લખાણ જેઠા દુર્મતિનું એવુંછે કે જેમ કોઈ પોતાની સ્વેચ્છાથી લખી દે કે મુખબંધાનો પંથ કોઈ ચમારે ચલાવેલોછે કારણ કે તેઓનો કેટલોએક આચાર વ્યવહાર ચમારોથી પણ ખરાબછે આવું કથન ઢુંઢકોની પ્રાચિન નિર્યુકિતમાં છે." તેવુંછે.

૩૩. આ પ્રશ્નોત્તરમાં આદ્યંત પર્યંત જેઠા નિન્હવે સુર્યાભ જેવા સમ્યક્દ્રષ્ટી દેવતાની તથા તેની શુભ ક્રિયાની નિંદા કરીછે, પરંતુ શ્રી ઠાણાંગસુત્રમાં પાંચમે ઠાણે કહ્યુંછે કે પાંચ પ્રકારે જીવ દુર્લભ બોધીપણું પામે એટલે જન્માંતરે ધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય.

पंचहिं ठाणेहिं जीवा दुल्लह बोहियत्ताए कम्मं पकरेंति तंजहा अरिहंताणं अवणंवयमाणे१ अरिहंत पणत्तस्स धम्मस्स अवणं वयमाणे २ आयरिय उवझायाणं अवणं वयमाणे ३ चाउवणस्स संघस्स अवणंवयमाणे ४ विवक्कतव बंभचेराणां देवाणं अवणं वयमाणे ५

ઉપરના સુત્રપાઠ માંહેલા પાંચ બોલમાંથી પાંચમા બોલમાં સમ્યક્દ્રષ્ટી દેવતાના અવર્ણવાદ બોલતાથકા દુર્લભ બોધીપણું પામે એમ કહ્યુંછે માટે ઢુંઢકો! યાદ રાખવું કે સમ્યક્દ્રષ્ટી દેવતાના અવર્ણવાદ બોલવાથી મહા નીચગતિને પાત્ર થશો અને જન્માંતરે ધર્મ પ્રાપ્તિ દુર્લભ થશે. ઇતિ.

## ૨૧ દેવતાઓ જીનેશ્વરની દાઢા પૂજેછે તે વિષે.

એકવીશમા પ્રશ્નોત્તરમાં સુર્યાભદેવતાએ તથા વિજયપોળીઆ પ્રમુખે જીનદાઢા અથવા જીનેશ્વરના અસ્થિ પુજ્યાછે તેનો નિષેધ ઠરાવવાને માટે જેઠા કુમતિએ કેટલીએક કુયુક્તિઓ લખીછે, પરંતુ તેમાંની ઘણી કુયુક્તિઓના પ્રત્યુત્તર વીશમા પ્રશ્નોત્તરમાં લખાઇ ગયાછે. બાકીની કુયુક્તિઓના ઉત્તર નીચે પ્રમાણે.

શ્રી ભગવતિ સુત્રના દશમા શતકના પાંચમા ઉદ્દેસ્સામાં કહ્યુંછે કે—

चमरेणंते भंते असुरिंदे असुरकुमारराया चमरचं चाए रायहाणिए सभाए सुहम्माए चमरंसी सिंहासणंसि तुडियणं सार्द्धिं दिव्वाइं भोगभोगाइं भुंजमाणे विहरत्तिए? णो इणट्ठे समट्ठे से केणट्ठेणं भंते एवं वुच्चइ णो पभू जाव विहरित्तए? गोयमा! चमरस्सणं असुरिंदस्स असुरकुमाररन्नो चमरचंचाए रायहाणीए सभाए सुहम्माए माणवए चेइय खंभे वइरामएसु गोलवट्ट समुगाएसु बहुइउ जिण सकहाउ सान्निखित्ताउ चिट्ठंत्ति जाउणं चमरस्स

असुरिंदस्स असुरकुमाररन्नो अन्नेसिं च बहुणं असुरकुमाराणं देवाणं देवीणय अच्चाणिज्जाउ वंदाणिज्जाउ नमंसणिज्जाउ पुयाणिज्जाउ सक्काराणिज्जाउ सम्माणणिज्जाउ कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासणिज्जाउ भवंति से तेणट्ठेणं अज्जो एवं वुच्चइ णो पभू जाव विहरित्तए. पभूणं भंते चमरे असुरिंदे असुरराया चमरचंचाए रायहाणिए सभाए सहम्माए चमरंसि सिंहासणंसि चउसट्ठिए सामाणियंसाहस्सिहिं तायत्तिसाए जाव अन्नेहिं असुरकुमारेहिं देवेहिं देवीहिय सद्धिं संपरिवुडे महया नट्ट जाव भुंजमाणे विहरित्तए १ हंता केवल परियारिटीए नो चेवणं मेहुण वत्तियाए.

અર્થ.—ગૌતમસ્વામી મહાવીરસ્વામી પ્રત્યે પ્રશ્ન કરેછે કે—"હે ભગવંત! ચમર અસુરેંદ્રનો ઇંદ્ર, અસુરકુમારનો રાજા, ચમરચંચાનામે રાજ્યધાનીને વિષે, સુધર્માનામે સભાને વિષે, ચમરનામે સિંહાસનને વિષે રહ્યો ત્રુટિત એટલે ઇંદ્રાણીનો સમુહ તેમની સાથે દવ સંબંધી ભોગ ભોગવતોથકો વિચરે"? ભગવંત કહેછે—"એ અર્થ સમર્થ નહિ એટલે ભોગ ન ભોગવે" વળી ગૌતમસ્વામી પુછેછે—"હે ભગવંત! ભોગ ભોગવતો વિચારવાને સમર્થ નહિ એમ શા કારણે કહોછો?" પ્રભુ કહેછે "હે ગૌતમ! ચમર, અસુરેંદ્ર, અસુર કુમાર રાજાની ચમરચંચા રાજ્યધાનીમાં, સુધર્માનામે સભાવિષે, માણવક નામે ચૈત્યસ્થંભને વિષે, વજ્રમયી, ઘણા ગોળ દાબડાછે; તેને

વિષે જીનેશ્વરની દાઢાઓ થાપીથકીછે; જે દાઢાઓ ચમર, અસુરેંદ્ર, અસુરકુમાર રાજાને તથા બીજા પણ દેવતાઓને ઘણા અસુર કુમાર દેવતાઓને તથા દેવીઓને અર્ચવા યોગ્યછે, વંદન કરવા યોગ્યછે, નમસ્કાર કરવા યોગ્યછે, પુજવા યોગ્યછે, સત્કાર કરવા યોગ્ય છે, સન્માન કરવા યોગ્યછે, કલ્યાણકારી, મંગળકારી, દેવસંબંધી ચૈત્યની એટલે જીન પ્રતિમાનીપેરે સેવા કરવા યોગ્યછે. હે આર્ય! તે માટે એમ કહીએ છીએ કે દેવીઓ સાથે ભોગ ભોગવવાને સમર્થ નથી." વળી ગૈતમસ્વામી પુછેછે કે "ચમર, અસુરેંદ્ર, અસુર કુમારનોરાજા ચમર ચંચા રાજ્યધાનીને વિષે, સુધર્મા સભાને વિષે, ચમર સિંહાસનને વિષે બેઠોથકો ચોસઠ હજાર સામાનિક દેવતાઓ સાથે તથા તેત્રીશ ત્રાયત્રિંશક સાથે યાવત્ બીજા પણ અસુર કુમારના દેવતા તથા દેવીઓની સાથે પરવર્યો થકો મોટા નાટક પ્રમુખ જોતો થકો વિચરે?" ભગવંત કહેછે "હા કેવળ સ્ત્રી શબ્દ નાટક પ્રમુખમાં શ્રવણાદિક પરિચારણ કરે, પણ મૈથુન સંજ્ઞાએ સુધર્મા સભામાં શબ્દાદિક પણ ન સેવે".

એવી રીતે જેમ ચમરેંદ્રને માટે કહ્યું તેમ સૌધર્મેંદ્ર સુધી એટલે ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષિ, વૈમાનિક તથા તેમના લોકપાળના આળાવાછે તે અર્થી હોય તેણે જોઇ લેવા.

ઉપર લખેલા સુત્રપાઠથી જેઠા કુમતિની કેટલીએક કુયુક્તિઓ તો નિરૂત્તર થઇ જાયછે.

જેઠો કુમતિ લખેછે કે "ભવ્ય, અભવ્ય, સમ્યકૂદ્રષ્ટી તથા મિથ્યાદ્રષ્ટી વિગેરે સર્વે દેવતા, જીનેશ્વર ભગવંતની પ્રતિમા સિદ્ધાયતનમાંછે તે તથા જીનદાઢા પુજેછે તે માટે તેને મોક્ષફળ નહિ." આ બાબતનો પ્રત્યુત્તર સુર્યાભના પ્રશ્નોત્તરમાં લખાયેલછે, પરંતુ ઢુંઢકો જે કરણી સર્વે કરેછે તેનું મોક્ષફળ સમજતા નથી તો સંયમ, શ્રાવક વ્રત, સામાયક અને પ્રતિક્રમણાદિ, ભવ્ય, અભવ્ય, સમ્યક્દ્રષ્ટી, તથા મિથ્યાદ્રષ્ટી સર્વે કરેછે માટે ઢુંઢકો મુંઢમતીઓને સાધુપણું, શ્રાવકવ્રત તથા સામાયકાદિ પણ ન કરવું જોઇએ; કારણ કે ઢુંઢકો

અક્કલહીન એટલું પણ સમજતા નથી કે જેવો જેનો ભાવછે તેવું તેને ફળછે.

વળી જેઠો ઢુંઢક લખેછે કે "જીતઆચાર જાણીનેજ દેવતાઓ દાઢા વિગેરે લેછે, ધર્મ જાણીને લેતા નથી" તેનો ઉત્તર—શ્રી જંબુદ્વીપ પન્નતી સુત્રમાં જ્યાં જીનદાઢા લેવાનો અધિકાર બતાવ્યો છે ત્યાં કહ્યુંછે કે "ચાર ઇંદ્ર ચાર દાઢા લે ત્યાર પછી કેટલાએક દેવતાઓ અંગોપાંગના અસ્થિ વિગેરે લેછે, તેમાં કોઈ જીનભક્તિ જાણીને લેછે અને કોઈ ધર્મ જાણીને લેછે," માટે જેઠાનું લખવું અસત્યછે—યત:

केइ जिणभत्तिए केइ जीयमेयं तिकट्टु केइ धम्मो त्तिकट्टु गिन्हंति.

પછી જેઠો મંદમતિ લખેછે કે "દાઢા લેવાનો અધિકાર તો ચાર ઇંદ્રોનોછે અને દાઢાની પુજા તો ઘણા દેવો કરેછે એમ કહ્યું છે માટે સાશ્વતા પુદ્ગળ દાઢાને આકારે પરિણમેછે." તેનો ઉત્તર—એક પલ્યોપમ કાળમાં અસંખ્યાતા તિર્થંકરો નિર્વાણ પામેછે તેથી સર્વ સુધર્મી સભામાં જીનદાઢા હોવાનો સંભવછે. વળી મહાવિદેહના વેહરમાન તિર્થંકરોની દાઢા સર્વ ઇંદ્રો અને વિમાન, ભુવન. નગરાધિપત્યાદિક લેછે, પરંતુ ભરતખંડની જેમ ચાર ઇંદ્રોજ લે એમ મર્યાદા નથી. વળી શ્રી જંબુદ્વિપ પન્નત્તિ સુત્રની વૃતિમાં શાંતિ ચંદ્રોપાધ્યાયજીએ जिन सकहा શબ્દે जिनास्थीनि એટલે જીનેશ્વરના અસ્થિ કહ્યાછે, તેમજ તે સુત્રમાં ચાર ઇંદ્ર શિવાય બીજા ઘણા દેવતાઓ જીનેશ્વરના દાંત, હાડ પ્રમુખ અસ્થિ લેછે એવો અધિકારછે, માટે જેઠા કુમતિની કરેલી કુયુક્તિઓ ખોટીછે. વળી અક્કલહીન જેઠો દાઢાને સાશ્વતા પુદ્ગળ ઠરાવેછે, પરંતુ સુત્રમાં તો પ્રત્યક્ષ રીતે જીનેશ્વરની દાઢા કહીછે, સાશ્વતી દાઢા તો કોઈ ઠેકાણે કહી નથી.

પછી જેઠો લખેછે કે "જો ધર્મ જાણીને લેતા હોય તો બીજા ઇંદ્રો લે અને અચ્યુતેંદ્ર કેમ ન લે"? તેનો ઉત્તર—વીરભગ-

વંત દિક્ષા પર્યાયે વિચરતા હતા તે અરસામાં તેમને અનેક પ્રકારના ઉપસર્ગ થયા ત્યારે ભગવંતની ભક્તિ જાણીને ધર્મ નિમિત્તે સૌધર્મેંદ્રે આવીને વારંવાર ઉપસર્ગનું નીવારણ કર્યું તેમ અચ્યુતેંદ્રે કેમ ન કર્યું ? શું તેઓ જીનેશ્વરની ભક્તિમાં ધર્મ સમજતા નહોતા ? સમજતા હતા તો પણ પુર્વોક્ત કાર્ય સોધર્મેંદ્રેજ કરેલુંછે, તેમજ ભરત ક્ષેત્રના તિર્થંકરની દાઢા ચાર ઇંદ્રો લેછે અને વિહરમાન તિર્થંકરોની સર્વે લેછે, માટે તેમાં કાંઇ પણ બાધક નથી.

વળી જેઠાએ લખ્યુંછે કે "દાઢા સર્વે કાળ રહે નહિ માટે સાશ્વતા પુદગળ સમજવા"—આ પ્રમાણે અસત્ય લખાણ લખતાં તેને કાંઇ પણ વિચાર થયો નથી તે તેની મુઢતાની નિશાનીછે; કારણ કે દાઢા સર્વે કાળ રહેછે એમ અમે કહેતા નથી, પરંતુ વારંવાર તિર્થંકરોના નિર્વાણ સમયે દાઢા તથા અસ્થિ દેવતાઓ લેછે તેથી તેમને દાઢાની પુજામાં બીલકુલ વિરહ પડતો નથી.

જેઠો કુમતિ કહેછે કે "જમાલી તથા મેઘકુમારની માતાએ તેમના કેશ મોહની કર્મના ઉદયે લીધાછે તેમ દાઢા લેવામાં મોહની કર્મનો ઉદયછે." તેનો ઉત્તર—પ્રભુની દાઢા દેવતાઓ લેછે ને ધર્મ બુદ્ધિથી લેછે, તેમાં તેને કાંઇ મોહની કર્મનો ઉદય નથી. જમાલી વિગેરેના કેશની લેનાર તો તેમની માતાઓ હતી તેથી તેમને તો મોહ પણ હોય, પરંતુ ઇંદ્ર વિગેરે દેવતાઓ દાઢા પ્રમુખ લેછે તે કાંઇ ભગવંતના સગા સંબંધી નહોતા કે જમાલી વિગેરેની માતાની પ્રમાણે મોહની કર્મના ઉદયથી દાઢા લે; તેઓ તો પ્રભુના સેવક છે અને ધર્મબુદ્ધિથીજ પ્રભુની દાઢા વિગેરે લેછે એવું સ્પષ્ટ સમજાયછે.

જેઠો લખેછે કે "દેવતાઓ દાઢા વિગેરે જો ધર્મબુદ્ધિથી લેતા હોય તો શ્રાવક રક્ષા પણ કેમ ન લે ?" તેનો ઉત્તર—જે વખતે તિર્થંકર નિર્વાણ પામેછે તે સમયે નિર્વાણ મહોત્સવ કરવા સારૂ અગણિત દેવતાઓ આવેછે અને અગ્નિદાહ કર્યા પછી તેઓ દાઢા વિગેરે તમામ લઇ જાયછે, કાંઇ પણ બાકી રહેતું નથી; તો એટલા બધા દેવતાઓની અંદર મનુષ્ય શી ગણત્રીમાં કે તેઓની વચ્ચે જઇને રક્ષા વિગેરે કાંઇ પણ લઇ શકે !

જેઠો કુમતિ "કુળ ધર્મ જાણીને દાઢા પૂજેછે" એમ કહેછે તે પણ અસત્યછે કારણકે સુત્રોમાં કોઈ જગ્યાએ કુળ ધર્મ કહ્યો નથી.

જેઠો લૌકિક જીતવ્યવહારની કરણી ઠરાવેછે પરંતુ આ કરણી તો લોકોત્તર માર્ગનીછે.

"જીનદાઢાની આશાતના ન કરવા માટે ઇંદ્રો વિગેરે સુધર્મી સભામાં ભોગ ભોગવતા નથી તથા મૈથુન સંજ્ઞાએ સ્ત્રીના શબ્દનું પણ સેવન કરતા નથી" એવું પુર્વોક્ત સુત્રપાઠમાં કહ્યા છતાં જેઠો અક્કલ વિનાના બેવકુફ માણસની જેમ કેટલીએક કુયુક્તિઓ લખેછે તે મિથ્યાછે.

આ પ્રસંગમાં તેણે કૃષ્ણની સભાની વાત લખીછે કે "કૃષ્ણને પણ સુધર્મી સભાછે તો તેમાં શું ભોગ નહિ ભોગવતા હોય?" તેનો ઉત્તર—સુત્રોમાં એમ નથી કહ્યું કે કૃષ્ણની સભામાં વિષયનું સેવન થતું નથી. આ પ્રમાણે લખવામાં જેઠાની ધારણા એવી જણાયછે કે આવી કુયુક્તિઓ લખીને દાઢાની મહત્વતા ઘટાડું, પરંતુ પુર્વોક્તપાઠમાં સિદ્ધાંતકારે પ્રત્યક્ષરીતે કહ્યુંછે કે દાઢાની આશાતના ટાળવા નિમિત્તેજ દેવતાઓ સુધર્મી સભામાં ભોગ ભોગવતા નથી.

તામલી તાપસ ઇશાનેંદ્ર થઇને પહેલવહેલો જીનપ્રતિમા પુજતાં સમકિત પામ્યોછે તે બાબતમાં જેઠો કુમતિ તેણે કરેલી પુજા મિથ્યાદ્રષ્ટી પણામાં ઠરાવેછે તે ખોટુંછે; કારણકે તેણે ઇંદ્ર પણે ઉત્પન્ન થઇ જીનપ્રતિમાની પુજા કરીને તરતજ ભગવંત સમીપે જઇને પ્રશ્ન કર્યા અને ભગવંતે આરાધક કહ્યો તો તે પુર્વભવે તો તાપસ હતો માટે આ ભવમાં ઉત્પન્ન થઇને તરત કરેલી જીનપ્રતિમાની પુજાના કારણથીજ આરાધક કહ્યોછે એમ સમજવું.

અભવ્ય કુળકમાં કહ્યુંછે કે અભવ્યનો જીવ ઇંદ્ર ન થાય તે બાબતમાં જેઠો નિન્હવ કહેછે કે "ઇંદ્ર કરતા નવગ્રૈવેકવાળા અધિક રિદ્ધિમાનછે, અહમિંદ્રછે અને ત્યાં સુધી તો અભવ્ય જાયછે ત્યારે ઇંદ્ર ન થાય તેનું શું કારણ?" તેનો ઉત્તર—કોઈ સાહુકાર ઘણો

દ્રવ્યવાન એટલે ગામના રાજાથી પણ દ્રવ્યે અધિક હોય, રાજાના ભંડારમાં દશલાખ રૂપીઆ હોય અને સાહુકાર પાસે દસક્રોડ હોય પરંતુ તેથી કાંઈ સાહુકાર રાજા કેહેવાશે નહિ, કારણ કે રાજાની પદ્દિ દુર્લભછે અને જેટલું માન રાજાને મળેછે તેટલું તે ગ્રહસ્થને મળતું નથી; આ ઉપરથી, અભવ્યનો જીવ ઇંદ્ર ન થાય અને ગ્રૈવેકમાં દેવતા થાય તેમાં કાંઈ બાધક નથી એમ સ્પષ્ટ સમજાયછે. જેમ દેવતા ચવીને એકેંદ્રિ થાયછે પણ વિગલેંદ્રિ થતા નથી (જોકે વિગલેંદ્રિ એકેંદ્રિથી અધિકછે,) વળી એકેંદ્રિમાંથી નીકળી એકાવતારી થઈ મોક્ષે જાયછે પરંતુ વિગલેંદ્રિ જેની પુન્યાઈ એકેંદ્રિથી અધિક ગણાયછે તેમાંથી નીકળી કોઈ જીવ એકા વતારી થતો નથી માટે જેવી જેની સ્થિતિ બંધાયેલીછે તે પ્રમાણે તેની ગત્યાગતિ થાયછે.

“અભવ્યકુળકમાં ઇંદ્રનો સામાનિક દેવતા અભવ્ય ન થાય એમ કહ્યુંછે તો સંગમો અભવ્યનો જીવ ઇંદ્રનો સામાનિક કેમ થયો ?” એમ જેઠો કુમતિ લખેછે તેનો ઉત્તર—જૈનશાસ્ત્રની રચના વિચિત્ર પ્રકારનીછે. શ્રી ભગવતી સુત્રમાં શતક પહેલે ઉદેશે બીજે વિરાધિત સંજમી ઉત્કૃષ્ટા સુધર્મ દેવલોકે જાય એમ કહ્યુંછે અને જ્ઞાતા સુત્રમાં અધ્યયન સોળમે સુકમાલિકા વિરાધીત સંજમી ઇશાન દેવલોકે ગઈ એમ કહ્યુંછે; વળી શ્રી ઉવ્વાઈ સુત્રમાં તાપસ ઉત્કૃષ્ટા જ્યોતિષિ સુધી જાયછે એમ કહ્યુંછે અને ભગવતિ સુત્રમાં તામલી તાપસ ઈશાનેંદ્ર થયો એમ કહ્યુંછે, ઈત્યાદિક ઘણી ચરચાછે પણ આસ્થલે ગ્રંથ વધી જવાના હેતુથી લખી નથી.

જ્યારે સુત્રમાં આ પ્રમાણે હોયછે ત્યારે ગ્રંથોમાં હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

સુર્યાભે પ્રભુને છ બોલ પુછ્યા તે ઉપરથી બારે બોલવાળા સુર્યાભ વિમાને જાયછે એમ જેઠાએ ઠરાવ્યુંછે, પરંતુ તે અસત્યછે કારણ કે છદ્મસ્થ જીવ અજ્ઞાનતાને લીધે અથવા શંકાથી ગમે તેવું પ્રશ્ન કરે તો તેમાં કાંઇ નવાઈ નથી. વળી “દેવતા સંબંધી બાર બોલની પૃચ્છા સુત્રમાંછે પણ મનુષ્ય સંબંધી નથી માટે બારે બોલના દેવ-

તા થાયછે." એમ જેઠાએ ઠરાવ્યુંછે તો મનુષ્ય સંબંધી બારે બોલની પૃચ્છા નથી તેથી તેના લખવા પ્રમાણે શું મનુષ્ય બારે બોલના નથી થતા? થાયછે; પરંતુ જેઠા નિન્હવે ફક્ત જીનપ્રતિમાનું ઉત્થાપન કરવાને તથા અલ્પમતિ જીવોને પોતાના ફંદમાં ફસાવવા નિમિત્તેજ આવી અસત્ય કુયુક્તિઓ કરીછે.

વળી દેવતાની કરણીને જીતઆચાર ઠરાવીને જેઠો કુમતિ તે કરણીને ગણત્રીમાંથી કાઢી નાંખે છે એટલે તેનું કાંઈ પણ ફળ નથી એમ ઠરાવે છે પરંતુ એ મુર્ખમાં એટલી પણ સમજ નહોતી કે ઇંદ્ર વિગેરે સમ્યકદૃષ્ટી દેવતાઓનો આચાર વ્યવહાર કેવો છે. તેઓ પ્રભુના પાંચ કલ્યાણકે મહોત્સવ કરેછે, જીનપ્રતિમા જીનદાઢાની પુજા કરેછે, નંદિશ્વરે અઠાઈ મહોત્સવ કરેછે, મુનિમહારાજોને વંદણ કરવા આવેછે, વિગેરે તમામ સમ્યકદૃષ્ટીની કરણી કરે છે પરંતુ કોઈ જગ્યાએ અન્ય હરિહરાદિક દેવોને તથા મિથ્યાત્વીઓને નમસ્કાર કરવા ગયા, પુજવા ગયા, તેમના ગુરૂને વંદન કર્યું, તેમનો મહોત્સવ કર્યો વિગેરે કાંઈ કહ્યું નથી, માટે તેમણે કરેલી તમામ કરણી સમકિતદૃષ્ટીની છે અને મહા પુન્ય પ્રાપ્તિનું કારણ છે. વળી જીતઆચારથી પુન્ય બંધાતું નથી એમ પણ ક્યાં કહ્યુંછે?

જેઠો નિન્હવ કેવળ કલ્યાણકનો મહોત્સવ જીતઆચારમાં લખતો નથી એ ઉપરથી તેમાંતો પુન્યબંધ છે એમ તે સમજે છે પરંતુ જંબુદ્વિપપન્નતી સુત્રમાં તો પાંચે કલ્યાણકનો મહોત્સવ કરવાને માટે ધર્મ અને જીનભક્તિ જાણીને આવેછે એમ કહ્યુંછે, માટે જેઠાએ જેમ પોતાને ગમતું આવે તેમ લખ્યું છે તે સર્વ મિથ્યા છે. યદુક્તં જંબુદ્વિપપન્નતી સુત્રે ત્રીજે અધિકારે—

अप्पेगइआ वंदणवत्तियं एवं पूयणवत्तियं सक्कारे सम्माण दंसण कोउहल्ल अप्पे सक्कस्स वयणुयत्तमाणा अप्पे अणमण मणुयत्तमाणा अप्पे जितमेतं एवमादि.

અર્થ—કેટલાએક દેવતા વાંદવા નિમિત્તે, તેમજ પુજા નિમિત્તે, સત્કારનિમિત્તે, સન્માનનિમિત્તે, કુતુહળનિમિત્તે, કેટલાએક શક્રેંદ્રના કહેવાથી, કોઈ કોઈ પરસ્પર એક બીજાના કહેવાથી અને કેટલા એક અમારૂં એ ઉચીત કામ છે એમ જાણીને આવે.

જેઠો લખેછે કે "શ્રીઅષ્ટાપદજી ઉપર રિષભદેવ નિર્વાણ પામ્યા ત્યારે ઇંદ્રે એક સ્થુભ કરાવ્યો છે" તે અસત્ય છે કારણ કે શ્રી જંબુદ્વિપપન્નતી સુત્રમાં અરિહંતનો, ગણધરનો અને શેષ અણગારનો એમ ત્રણ સ્થુભ ઇંદ્રે કરાવ્યા એમ કહ્યું છે. યતઃ

तएणं सक्के देविंदे देवराया बहवे भवणवइ जाव वेमाणिए देवे जहारियं एवं वयासी खिप्पामेव भो देवाणुप्पिया सव्व रयणमए महालए तउ चेइ यथुभे करेह एगं भगवउ तिथ्थयरस्स चियगाए एगं गणहर चियगाए एगं अवसेसाणं अणगारा णं चियगाए.

અર્થ. તે વાર પછી તે શક્રેંદ્ર, દેવતાનો રાજા ઘણા ભુવનપતિ યાવત વૈમાનિક દેવતાઓ પ્રત્યે યથાયોગ્ય એમ કહે કે શીઘ્રપણે અહો દેવાનુપ્રીય! સર્વ રત્નમય અત્યંત વિસ્તીર્ણ એવા ત્રણ ચૈત્ય સ્થુભ એક ભગવંત તિર્થંકરની ચયને વિષે, એક ગણધરની ચયને વિષે અને એક અવશેષ સાધુની ચયને વિષે, કરો.

જેઠો નિન્હવ "શ્રાવકે ચૈત્ય કરાવ્યા નથી" એમ લખેછે પણ શ્રાવકોએ ચૈત્ય કરાવ્યાનો અધિકાર સુત્રોમાં ઘણી જગ્યાએછે, જે વિષે અમે પુર્વે લખી ગયા છીએ અને આગળ લખીશું.

જેઠો લખેછે કે "સાક્ષાત ભગવંતને કોઇએ નમુથ્થુણં કહ્યું નથી" પરંતુ સુર્યાભે સાક્ષાત ભગવંતને નમુથ્થુણં કહ્યાનો પ્રત્યક્ષ પાઠ શ્રી રાયપશેણી સુત્રમાંછે માટે તેનું તે લખવું કેવળ અસત્યછે.

શ્રી ભગવતિસુત્રમાં દેવતાઓને નોધમ્મિઆ કહ્યાછે એમ જેઠો લખેછે પરંતુ તે સ્થળે દેવતાઓને ચારિત્રની અપેક્ષાએ નોધમ્મિઆ કહેલાછે. જેમ તેજ સુત્રના લદ્ધિ ઉદ્દેસામાં સમકિતદ્દષ્ટીને ચારિત્રની અપેક્ષાએ બાલ કહ્યાછે તેમ તે સ્થળે દેવતાઓને ચારિત્રની આપેક્ષાએ નોધમ્મિઆ કહ્યાછે, પરંતુ તેથી શ્રુત અને સમકિતની અપેક્ષાએ દેવતાઓને નોધમ્મિઆ સમજવા નહિ, કારણ કે સમકિતની અપેક્ષાએ તો દેવતાઓને સંવરી કહ્યાછે. શ્રી ઠાણાંગસુત્રમાં સમ્યક્તને સંવર ધર્મરૂપ કહ્યુંછે અને જીનપ્રતિમાનું પુજન કરવું તે સમકિતની કરણીછે. ઢુંઢકો ! જો જેઠાના લખવા પ્રમાણે દેવતાને નોધમ્મિઆ ગણીને તેની કરણી અધર્મમાં કહેશો તો કોઈ દેવતા તિર્થંકરને, સાધુને અને શ્રાવકને ઉપસર્ગ કરે અને કોઈ તેઓની શેવા કરે, તે બંનેને એક સરખા ફળ થાય કે જાદાજાદા ?—જાદા જાદાજ થાય; વળી કોઈ શિષ્ય કાળ કરીને દેવતા થયો હોય તે પોતાના ગુરૂને ચારિત્રથી પડીવાઈ દેખીને તેને ઉપદેશ કરીને શુદ્ધ રસ્તે લાવે તો તે દેવતાને ધર્મી કહેશો કે અધર્મી !—ધર્મી.—

આ ઉપરથી એમ પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે. ઢુંઢકોના ગુરૂકાળ કરીને તેમને મતે દેવતા તો થવાજ ન જોઇએ કારણ કે દેવતામાં સમકિતિ તથા મિથ્યાત્વી એવી બે જાતછે તેમાં જો સમકિતી થાય તો સુર્યાભ વગેરેની પેઠે જીનપ્રતિમા જીનદાઢા પુજે અને મિથ્યાત્વી કેહતા તો તેમની જીભ ચાલે નહિ, મનુષ્ય પણ થાય નહિ | કારણ કે ઢુંઢકો તેમને ચારિત્રીઆ માનેછે અને ચારિત્રવંત કાળ કરીને મનુષ્ય થાય નહિ, સિદ્ધિ પણ પંચમકાળમાં વરે નહિ, ત્યારે ઉપર કેહલી ત્રણ ગતિ શિવાય ફકત નારકી અને તિર્યંચ એ બે ગતિ રહી તેમાંથી તેઓને કઇ ગતિ ગમતી હશે વારૂ ?

શ્રી ઠાણાંગ સુત્રના દસમા ઠાણામાં દસ પ્રકારના ધર્મ કહ્યા છે. જેઠો લખેછે કે એ દસ પ્રકારના ધર્મમાંથી દેવતાઓને કયો ધર્મ છે ? તેનો ઉત્તર—સમકિતદ્દષ્ટી દેવતાઓને શ્રુતધર્મ ભગવંતની આજ્ઞા પ્રમાણેછે.

વળી સુર્યાભે ધર્મ વ્યવસાય લઇને પ્રથમ જીનદાઢા તથા જીન પ્રતિમા પુજીછે. જો કે ત્યાર પછી બીજી વસ્તુની પુજા કરીછે પ- રંતુ ત્યાં પ્રણામ કર્યા નથી, નમુથ્થુણં કહ્યું નથી, માટે તેણે જીન- પ્રતિમા તથા જીનદાઢાની પુજા કરીછે તે સમદ્રષ્ટીપણાનીજ સમજવી

શ્રી ઠાણાંગસુત્રના પાંચમા ઠાણામાં સમદ્રષ્ટી દેવતાના ગુણ ગ્રામ કરે તો સુલભબોધી થાય એમ કહ્યું છે. યતઃ

पंचहिं ठाणेहिं जीवा सुलहबोहित्ताए कम्मं पकरेति तंजहा अरिहंताणं वणं वयमाणे जाव विवक्कतवबंभचेराणं देवाणं वणं वयमाणे.

વિચારો કે જેના ગુણ ગ્રામ કરવાથી જીવ સુલભબોધી થાય છે તેઓએ કરેલી પુજા વિગેરે ધર્મકરણીનું મોક્ષફળ કેમ ન હોય? અર્થાત્ હોયજ. ઇતિ.



## ૨૨. ચિત્રામણની પુતળી ન જોવી કહીછે તે વિષે.

શ્રી દસવૈકાલિક સુત્રના આઠમા અધ્યયનમાં કહ્યું છે કે ભીંત ઉપર સ્ત્રીની મુર્તિ ચિત્રેલી હોય તે સાધુએ જોવી નહીં, કારણ કે તેને દેખવાથી વિકાર ઉત્પન્ન થાયછે. યતઃ

चित्तभित्तंनाणिझाए, नारेवासुअलंकियं ॥
भखरंपित्रदट्टुणं, दिट्टिपडिसमाहरे ॥१॥

અર્થ—ચિત્રામણની ભીંત પ્રત્યે ન જોઇએ તેને વિષે સ્ત્રી પ્રતિતે અલંકૃત હોય તે વિકાર ઉપજાવાનું હેતુ છે માટે જેમ સુર્ય સામુ જોઇને દ્રષ્ટી સંહરી લઇએ તેની પેરેજ ચિત્રામણ દેખીને દ્રષ્ટી સંહરી લેવી. જેવી રીતે ચીત્રામણની પુતળી જોવાથી વિકાર ઉત્પ- ન્ન થાયછે તેવીજ રીતે જીનપ્રતિમાના દર્શન કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન

થાયછે, કેમકે જીનબીંબ નિર્વિકારનું હેતુ છે. આ બાબતમાં જેઠો ઢુંઢક શ્રી પ્રશ્નવ્યાકરણનો પાઠ નાંખીને તેના અર્થમાં લખે છે કે "જીનમુર્તિ પણ જોવી કહી નથી" પરંતુ એ પ્રમાણેનું તેનું લખાણ મિથ્યા છે, કારણ કે શ્રી પ્રશ્નવ્યાકરણમાં જીનપ્રતિમા જોવાનો નિષેધ નથી પરંતુ જે મુર્તિને દેખવાથી વિકાર ઉત્પન્ન થાયછે તેને જોવાનો નિષેધ છે.

આ સુત્રાર્થમાં જેઠો કુમતિ ચૈત્ય શબ્દનો અર્થ જીનપ્રતિમા કેહેછે અને અગાઉતો તેણે લખ્યું છે કે "ચૈત્ય શબ્દનો અર્થ જીન પ્રતિમા થતોજ નથી પરંતુ સાધુ અથવા જ્ઞાન એવો અર્થ થાય છે". ઢુંઢકો ! વિચારો કે ચૈત્ય શબ્દનો અર્થ જો સાધુ કેહેશો તો તમારા કહેવા પ્રમાણે સાધુની સન્મુખ જોવું નહીં અને જ્ઞાન કહેશો તો જ્ઞાન એટલે પુસ્તકની અથવા જ્ઞાનીની સન્મુખ જોવું નહીં એમ ઠરશે.

વળી પુર્વોક્ત પાઠમાં ઘર, તોરણ, સ્ત્રી પ્રમુખને જોવાની ના કહીછે તો ઢુંઢકો ગોચરી કરવા જાયછે ત્યાં ઘર, તોરણ, સ્ત્રી વિગેરે સર્વે હોયછે તેને ન જોવા માટે જેમ મોઢે પાટો બાંધેછે તેમ આંખે પાટો કેમ બાંધતા નથી !

જેઠાએ પ્રત્યેકબુધ વિગેરેની હકીકત લખીછે તેનો પ્રત્યુત્તર (૧૩) મા પ્રશ્નોત્તરમાં લખાઈ ગયો છે.

જેઠો કુમતિ કેહેછે કે "જીનપ્રતિમાને દેખીને કોઈ પ્રતિબોધ પામ્યું નથી" તેનો ઉત્તર—શ્રી રિષભદેવની પ્રતિમા દેખીને આર્દ્રકુમાર પ્રતિબોધ પામ્યા છે અને શ્રી દસવૈકાલિક સુત્રના કર્તા શ્રી સીઝંભવસુરિ શાંતિનાથની પ્રતિમાને દેખીને પ્રતિબોધ પામ્યા છે. કહ્યું છે કેઃ—

सिज्झंभव गहणर जिणपडिमा दंसणेण पडिबुद्धो-

જો ઢુંઢકો એમ કહેશે કે "આ પાઠ તો નિર્યુક્તિનોછે અને નિર્યુક્તિ અમે માનતા નથી" તેને કહેવાનું કે શ્રી સમવાયાંગ, શ્રી ભગવતી, શ્રી નંદી તથા શ્રી અનુયોગદ્વાર સુત્રના મુળપાઠમાં નિ-

મુક્તિ માનવી કહીછે અને તમે નથી માનતા તેનું શું કારણ? જ્યારે જૈનમતના શાસ્ત્રને નથી માનતા ત્યારે નીચ લોકોના પંથને માનો. કારણ કે કેટલોએક તમારો આચાર વ્યવહાર તેની સાથે મળતો આવશે.

## ૨૩ જીનમંદિર કરવાથી તથા જીનપ્રતિમા ભરાવવાથી બારમે દેવલોક જાય તે વિષે.

શ્રી મહાનિસીથ સુત્રમાં કહ્યુંછે કે જીનમંદિર કરાવવાથી સમદ્રષ્ટી શ્રાવક યાવત્ બારમા દેવલોક સુધી જાય. યતઃ

काउंपिजिणायणेहिं, मंडिआमव्वमेयाणिवट्टे ॥
दाणाइचउक्केणं, सट्टोगच्छिज्जअच्चुयंजाव ॥१॥

આ વાત અસત્ય ઠરાવવાને વાસ્તે જેઠા નિઢવે લખ્યુંછે કે "દેહેરાં પ્રતિમા કરે મંદબુધિયા દક્ષિણદિશીના નારકી થાય." તેનું આ લખાણ મહા અસત્યછે. જૈનમતના કોઈ પણ શાસ્ત્રમાં એમ લખ્યું નથી તે છતાં જેઠા કુમતિએ ઉત્સુત્ર લખતા કાંઈ પણ વિચાર કર્યો નથી. જો જેઠો ઢુંઢક વર્તમાન સમયમાં હોત તો પંડીતોની સભામાં તેની સાથે ચરચા કરીને તેનું વદન કાળું કરાવીને તેના મુખમાં જરૂર સાકર દેત, કારણકે જુઠું લખવાવાળાને એવોજ દંડ હોવો જોઈએ.

વળી જેઠો લખેછે કે "શ્રેણીક રાજાને મહાવીરસ્વામીએ કહ્યું કે કાળક સુરીઓ ભેંસા ન મારે, કપીલા દાસી દાન આપે, પુણીઆ શ્રાવકનું સામાયક વેચાતુ લે અથવા તું નવકારશી માત્ર પચ્ચખાણ કરે, તો તું નર્કે ન જાય. આ ચાર વાત કહી પરંતુ જીનપુજા કરે તો નર્કે ન જાય એમ ન બતાવ્યું" તેનો ઉત્તર—ઢુંઢકો જેટલા જૈનશાસ્ત્ર માનેછે તેમાં આ વાત મુદ્દલછેજ નહિ તો પણ અમે તે બાબતનો સંપુર્ણ ખુલ્લાસો છઠા પ્રશ્નોત્તરમાં લખી ગયા છીએ.

વળી જેઠા કુમતિએ શ્રી પ્રશ્ન વ્યાકરણનો પાઠ લખ્યોછે તેથી તો જેટલા ઢુંઢક, ઢુંઢણીઓ તથા તેના શેવકોછે તે સર્વે નર્કેજજશે એમ ઠરેછે, કારણ કે શ્રી પ્રશ્ન વ્યાકરણના પુર્વોક્ત પાઠમાં લખ્યું છે કે ઘર, હાટ, હવેલી પ્રમુખ બનાવે તે મંદબુદ્ધિયા અને મરીને નારકી થાય અને ઢુંઢકો એવા ઘણા કામ કરેછે. વળી ઢુંઢક અને ઢુંઢણીઓ ધર્મને વાસ્તે વિહાર કરેછે ત્યારે રસ્તામાં નદી ઉતરેછે તેમાં ત્રસ સ્થાવરની હિંસા કરેછે, પડિકમણામાં વાયુકાયહણેછે, નાકના તથા ગુદાના પવનથી વાયુકાય મારેછે, સદા મુખ બાંધી રાખવાથી અસંખ્યાતા સંમુછિમ મનુષ્ય હણેછે, વરસતા વરસાદના સચિત પાણીમાં લઘુનિતી તથા સ્થંડિલ પરઠવેછે તેથી પણ અસંખ્યાતા અપકાયને હણેછે, વિગેરે સેંકડો પ્રકારે હિંસા કરેછે તેથી તેઓ મંદબુદ્ધિયાજછે અને જેઠાના લખવા પ્રમાણે સર્વે મરીને નર્કેમાંજ જવાનાછે. આ અપેક્ષાએ તો જેઠા ઢુંઢકનું લખાણ કદાપી સત્ય ઠરે ખરૂ, કારણ કે ઢુંઢકમત પ્રત્યક્ષ રીતે દુર્ગતિનું કારણછે એમ જણાયછે.

વળી જેઠા કુમતિએ આ પ્રશ્નોત્તરમાં "દક્ષિણ દિશીના નારકી થાય" એમ લખ્યુંછે પરંતુ સુત્રપાઠમાં દક્ષિણ દિશાનું નામ પણ નથી તો તેણે તવું ક્યાંથી લખ્યુંછે? પણ એમ જણાયછે કે કદાચ પોતાના ઉત્સુત્ર ભાષણથી પોતાની તેવી ગતી થવાનો સંભવ તેને જણાયો હશે અને તેથીજ તેવું લખ્યું હશે!

વળી શુદ્ધમાર્ગ ગવેષક આત્માર્થી જીવોને સમજવાનું એટલુંજ કે શ્રી પ્રશ્નવ્યાકરણ સુત્રનો પુર્વોક્તપાઠ મિથ્યાદ્રષ્ટી તથા અનાર્યોને માટેછે, કારણ કે તે પાઠને લગતા તે કાર્યના અધિકારી માછી, ધિવર, કોળી, ભીલ્લ, તસ્કર વિગેરેનેજ સુત્રપાઠે કહ્યાછે[1] વળી વિચારો કે એમ નહોય તો કોઈપણ જીવ નર્ક વિના અન્યગતીમાં જાયજ નહિ, કારણ કે ઘણું કરીને ગૃહસ્થાવાસવાળા સર્વે જીવોને ઘર દુકાન વિગેરે કરવું પડેછે. શ્રી ઉપાગદશાંગ સુત્રમાં આણંદ વિગેરે શ્રાવકોને ઘર, હાટ, ખેતર, ગાડાં, વહાણ, ગાયોના ગો-

૧ આ સુત્રપાઠ ઘણા વિસ્તાર સાથે હોવાથી અત્રે લખ્યો નથી.

કુળ, કુંભારની ભાઠીઓ વિગેરે આરંભનો અધિકાર વર્ણવ્યો છે તો પણ તેઓ કાળ કરીને દેવલોકે ગયાછે, માટે રે મુર્ખ ઢુંઢકો! જીનમંદિર કરાવવાથી નર્કે જાય એવું કહોછો તે તમારી દુષ્ટ બુદ્ધિનો પ્રભાવછે અને તેથીજ સુત્રકારનો ગંભીર આશય ગુરૂવિનાના તમે સમજી શકતા નથી.

જેઠાએ લખ્યુંછે કે "જૈનધર્મી આરંભમાં ધર્મ જાણેછે" તેનો ઉત્તર—જૈનધર્મી આરંભને ધર્મ માનતા નથી પરંતુ જીનાજ્ઞા તથા જીનભક્તિમાં ધર્મ અને તેથી મહાપુન્યપ્રાપ્તિ યાવત્ મોક્ષફળ શ્રી રાયપશેણી સુત્રમાં કહ્યુંછે તે પ્રમાણે માનેછે.

જેઠો દેહેરાં પ્રતિમા કરાવવાની બાબત આ પ્રશ્નોત્તરમાં લખેછે પરંતુ તેનો પ્રત્યુત્તર અગાઉ બે ત્રણ વખત લખાયેલછે.

જેઠા કુમતિએ "દેવકુળ" શબ્દનો અર્થ સિદ્ધાયતન ઠરાવ્યોછે પરંતુ દેવકુળ શબ્દ અન્યતિર્થી દેવના મંદિર સંબંધે વપરાયછે. જીન મંદિરને બદલે દેવકુળ શબ્દ લૌકીકમાં પણ વપરાતો નથી તેમ સુત્રકારે પણ કોઈ સ્થળે કહ્યો નથી. સુત્રોમાં જીનમંદિરને બદલે સિદ્ધાયતન, જીનઘર, અથવા ચૈત્ય કેહેલાછે તો પણ જેઠા કુમતિએ ખોટી ખોટી કુયુક્તિઓ અને સ્વમતિ કલ્પનાથી જેમ મનમાં આવ્યું તેમ લખ્યુંછે તે તેનાં મિથ્યાત્વોદયનો પ્રભાવછે.

સિદ્ધાયતન શબ્દ સિદ્ધની પ્રતિમાના ઘર આશ્રીછે અને જીનઘર શબ્દ અરિહંતના મંદિરઆશ્રી દ્રૌપદિના આળાવામાં કહ્યોછે માટે એ બંન્ને શબ્દમાં કાંઈ પણ પ્રતિકુળ ભાવ નથી, ભાવાર્થે તો બંન્ને એકજ અર્થ બતાવેછે. ઈતિ.

---

## ૨૪ સાધુ જીનપ્રતિમાની વૈયાવચ્ચ કરે તે વિષે.

શ્રી પ્રશ્ન વ્યાકરણ સુત્રના ત્રીજા સંવરદ્વારમાં સાધુ પંદર બોલની વૈયાવચ્ચ કરે એમ કહ્યુંછે તેમાં પંદરમો બોલ "જીનપ્રતિમા" એવોછે તે છતાં 'જેઠા નિન્હવે' ચઉદ બોલ ઠરાવીને પંદરમા બોલનો અર્થ વિપરીત કર્યોછે, તેથી તે સુત્રપાઠ અર્થ સાથે અત્રે લખ્યોછે. યતઃ

अह केरिसए पुणाइ आरहए वयमिणं जेसे उवही भत्त पाणे संगह दाण कुसले अचंतबाल १ दुब्बल २ गिलाण ३ वुड्ढ ४ खवगे ५ पवत्त ६ आयरिय ७ उवज्झाए ८ सेहे ९ साहम्मिए १० तवसी ११ कुल १२ गण १३ संघ १४ चेइयट्ठे १५ निज्जरट्ठी वेयावच्चे अणिस्सियं दस विहं बहुविहं पकरेइ.

અર્થ—શિષ્ય પુછેછે "હે ભગવન્ કેવો સાધુ ત્રીજું વ્રત આરાધે?" ગુરૂ કહેછે "જે સાધુ વસ્ત્ર તથા ભાત પાણી યથોક્ત વિધિએ લેવું તથા યથોક્ત વિધિએ આચાર્યાદિકને આપવું તેને વિષે કુશળ હોય તે સાધુ ત્રીજું વ્રત આરાધે. ૧ અત્યંતબાળ, ૨ શક્તિહીન, ૩ રોગાદિકે કરી યુક્ત, ૪ વૃધ સ્થીવર, ૫ માસક્ષપણ આદિનો કરણહાર, ૬ પ્રવર્તક, ૭ આચાર્ય, ૮ ઉપાધ્યાય, ૯ નવદિક્ષિત શિષ્ય, ૧૦ સાધર્મીક, ૧૧ તપસી, ૧૨ કુળ તે ચાંદ્રાદિક, ૧૩ ગણ તે કુળનો સમુદાય કોટિકાદિક, ૧૪ સંઘ તે કુળગણનો સમુદાય ચતુર્વિધસંઘ, ૧૫ ચૈત્ય કહેતાં જીનપ્રતિમા, એટલાનો જે અર્થ તેને વિષે નિર્જરાનો અર્થી સાધુ કર્મક્ષય વાંછતો થકો જશ માનાદિકની અપેક્ષા વિના દસ પ્રકારે તથા બહુ વિધિથી વૈયાવચ્ચ કરે તે સાધુ ત્રીજું વ્રત આરાધે."

આ બાબતમાં જેઠો નિન્હવ ભાત પાણી તથા ઉપધી દેવી તેનેજ વૈયાવચ્ચ કહેછે પણ તે અસત્ય છે, કારણ કે બાળ, દુર્બળ, વૃધ અને તપસ્વીને વિષે તો ભક્ત પાનનો વૈયાવચ્ચ સંભવે પણ કુળ, ગણ અને ચતુર્વિધસંઘ તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, તથા ચૈત્ય જે અરિહંતની પ્રતિમા એટલાને ભાત પાણી દેવાથીજ વૈયાવચ્ચ નથી પરંતુ વૈયાવચ્ચના અનેરા ઘણા પ્રકાર છે,

જેમ કુળ, ગણ, સંઘ તથા અરિહંતની પ્રતિમા એટલાનો કોઈ અવર્ણવાદ બોલે, હીલણા તથા વિરાધના કરે તેને ઉપદેશાદિક દઈને તેની વિરાધના ટાળે અને તેના પ્રત્યનીકને અનેક પ્રકારે નિવારે તે પણ તેની વૈયાવચ્ચ કહેવાય છે તેમ વૈયાવચ્ચના બીજા ઘણા પ્રકાર છે.

શ્રી ઉત્તરાધ્યયન સુત્રમાં હરીકેશી મુનિના અધ્યયનમાં લખ્યું છે કે जखाहु वेयावडियं करेति એટલે શ્રી હરીકેશી મુનીની વૈયાવચ્ચ કરનાર જક્ષે મુનિને ઉપસર્ગ કરનાર બ્રાહ્મણોના પુત્રોને જ્યારે હણ્યા અને બ્રાહ્મણો હરિકેશી મુનિની સમીપે આવીને ક્ષમા માંગવા લાગ્યા ત્યારે શ્રી હરિકેશી મુનિએ કહ્યું કે "મેં કાંઈ કર્યું નથી પરંતુ જક્ષ મારી વૈયાવચ્ચ કરેછે તેથી તમારા પુત્રો હણાયા છે." જુઓ કે જક્ષે હરિકેશી મુનિની વૈયાવચ્ચ શી રીતે કરીછે? ઢુંઢકો! જો અન્નપાનથીજ વૈયાવચ્ચ થાયછે એમ કહેશો તો દેવપિંડતો સર્વથા સાધુને અકલ્પનીક છે અને આ ઠેકાણે તો પ્રત્યક્ષ રીતે હરિકેશી મુનિના પ્રત્યનીક જે બ્રાહ્મણના પુત્રો તેને જક્ષે હણ્યા તે બાબતમાં હરિકેશી મુનીએ કહ્યુંછે કે મારી વૈયાવચ્ચ કરનાર જક્ષે કર્યુંછે તો જક્ષે બ્રાહ્મણના પુત્રોની હિંસા કરી અને મુનિએતો વૈયાવચ્ચ કહી; વળી મુનિનું વચન અસત્ય હોય નહિ અને સુત્રકાર પણ અસત્ય લખે નહિ, માટે અન્નપાન ઉપધી પ્રમુખ દેવું તેજ વૈયાવચ્ચ એમ એકાંત કહોછો તે ખોટું છે.

જેઠાએ પુર્વોક્ત પાઠમાં પ્રત્યક્ષ પંદર બોલછે અને પંદરે બોલની સાથે લગાડવાનો અર્થ શબ્દ પંદરમા બોલને છેડેછે તે છતાં ચઉદ બોલ ઠરાવ્યાછે અને चेइयट्ठे એટલે જ્ઞાનને અર્થે વૈયાવચ્ચ કરે એમ લખ્યુંછે તે બંને અસત્યછે, કારણ કે જ્ઞાનનું નામ ચૈત્ય કોઈ પણ સુત્રમાં તથા કોઈપણ કોષમાં નથી. વળી સુત્રમાં જ્યાં જ્યાં જ્ઞાનનો અધિકારછે ત્યાં ત્યાં नाण શબ્દ વાપર્યોછે પણ चेइअ શબ્દ વાપર્યો નથી માટે જેઠાનો કરેલો અર્થ ખોટોછે. વળી ધરમશીનામે ઢુંઢક પ્રશ્નવ્યાકરણના ટબામાં તે ચૈત્ય શબ્દનો અર્થ સાધુ લખેછે તેથી જણાયછે કે એ મુઢમતિ ઢુંઢકોને પોતપોતામાં પણ

મળ આથી, પરંતુ તેમાં કાંઇ નવાઈ જેવું નથી કારણ કે મિથ્યાદ્રષ્ટી નું તેજ લક્ષણછે.

વળી चेइयट्ठे અને निजरट्ठी એ બંને શબ્દનો એક સરખો એટલે જ્ઞાનને અર્થે અને નિર્જરાને અર્થે એવો અર્થ જેઠા નિજાવે લખ્યોછે, પરંતુ સુત્રાક્ષર જોતાં જાણશે કે તે બંને શબ્દને લગતી માત્રા જુદી જુદીછે. એકને છેડે अट्ठे એટલે 'અર્થે' છે તે ચતુર્થિના અર્થને વિષે નિપાતછે તથી તેનો અત્યંતબાળને અર્થે, દુર્બળને અર્થે, ગ્લાનને અર્થે યાવત્ જીનપ્રતિમાને અર્થે એમ અર્થ થાયછે; બીજા પદને છેડે अट्ठी એટલે અર્થી તે પ્રથમા વિભક્તિછે એટલે તેનો અર્થ 'નિર્જરાનોઅર્થી' જે સાધુ તે વૈયાવચ્ચ કરે એમ થાય છે; પરંતુ જેઠાએ ખરો અર્થ ન લખતાં બંને શબ્દનો એક સરખો અર્થ લખ્યોછે એ ઉપરથી એમ સમજાયછે કે જેઠા નિજાને વ્યાકરણનું બીલકુલ જ્ઞાન નહોતું. વળી સુત્રપાઠ જેવી રીતેછે તેવી રીતે તેણે નથી દીઠો તેથી એમ જણાયછે કે તેના ચક્ષુને પણ કાંઇક આવર્ણ હતું.

શ્રી ઠાણાંગ સુત્ર તથા વ્યવહાર સુત્ર વિગેરે સુત્રોમાં દશ પ્રકારની વૈયાવચ્ચ કહીછે તેનો સમાવેશ પુર્વોક્ત પંદર ભેદમાં થયેલોછે, માટે તે દશ ભેદની બાબતમાં જેઠા નિજાની લખેલી કુયુક્તિ ખોટીછે.

આ પ્રશ્નને અંતે જેઠા નિજાવે લખ્યુંછે કે "ઉપધિ અને ભાતપાણીથીજ વૈયાવચ્ચ કરવી." આ સમજણ જેઠા ઢુંઢકની અક્કલ વગરનીછે, કારણ કે જો તે ત્રણભેદથીજ વૈયાવચ્ચ કરવાની હોય તો ચતુર્વિધસંઘની વૈયાવચ્ચ કરવાનું પણ પુર્વોક્ત પાઠમાં કહેલુંછે સંઘમાં તો શ્રાવક અને શ્રાવિકા પણ આવ્યા તો તેની વૈયાવચ્ચ સાધુ શી રીતે કરે ? જો આહાર તથા ઉપધીથી કરે એમ ઢુંઢકો કહેછે તો શું સાધુ પોતે વહોરી લાવીને શ્રાવક શ્રાવિકાને આપશે ?—નહિં, કારણ કે તેમ કરવાનો તેનો આચાર નથી; વળી શ્રાવક શ્રાવિકા તો દેનારછે, તેને લેવાનો પણ આચાર નથી; માટે ઢુંઢકો જવાબ આપો કે ત્રીજું વ્રત આરાધવાને ઉત્સાહવાળા સાધુ

એ ચતુર્વિધસંઘની વૈયાવચ્ચ કેવી રીતે કરવી ?

છેવટે લખવાનું કે વૈયાવચ્ચના અનેક પ્રકારછે, તેથી જેનો જેવો સંભવ તેવી તેની વૈયાવચ્ચ જાણવી. આ ઉપરથી જીનપ્રતિમાની સાધુ વૈયાવચ્ચ કરે તે વાત સંપુર્ણ રીતે સિદ્ધ થાયછે. ઢુંઢકો તે પ્રમાણે કબુલ નથી કરતા તેથી તેઓને નીવડ મિથ્યાત્વનો ઉદય જાણાયછે. ઈતિ.

## ૨૫ શ્રીનંદીસુત્રમાં સર્વ સુત્રોનો નોંધ છે તે વિગેરે.

આધમાં શ્રી નંદિસુત્રમાં સર્વ સુત્રોનાં નામ કહ્યાં છે તેનો નોંધ

૧૨. બાર અંગના નામ.

૧ આચારાંગ. ૨ સુયગડાંગ. ૩ ઠાણાંગ. ૪ સમવાયાંગ.
૫ ભગવતિ. ૬ જ્ઞાતા. ૭ ઉપાશગદશાંગ. ૮ અંતગડ.
૯ અનુત્તરોવાઈ. ૧૦ પ્રશ્નવ્યાકરણ ૧૧ વિપાક. ૧૨ દ્રષ્ટીવાદ.

૧ આવશ્યકસુત્ર.

૨૯ ઉત્કાળીક સુત્રનાં નામ.

૧ દશવૈકાલિક. ૨ કપ્પિઆકપ્પિઅ. ૩ ચુલ્લ કપ્પિઅ.
૪ મહાકલ્પ. ૫ ઉવ્વાઈ. ૬ રાયપસેણી.
૭ જીવાભીગમ. ૮ પન્નવણા. ૯ મહાપન્નવણા.
૧૦ પમ્માયપમ્માય. ૧૧ નંદિસુત્ર. ૧૨ અનુયોગદ્વાર.
૧૩ દેવેંદ્રસ્તવ. ૧૪ તંદુળવિયાળી. ૧૫ ચંદ્રવિજય.
૧૬ સુર્યપન્નતી. ૧૭ પોરશીમંડળ. ૧૮ મંડળપ્રવેશ.
૧૯ વિજ્જાચારણવિનિચ્છય. ૨૦ ગણિવિજ્જા.
૨૧ ઝાણવિભત્તિ. ૨૨ મરણવિભત્તિ. ૨૩ આયવિસોહી.
૨૪ વિયરાય. ૨૫ સંલેહણા. ૨૬ વિહારકલ્પ.
૨૭ ચરણવિહિ. ૨૮ આઉરપચ્ચખાણ. ૨૯ મહાપચ્ચખાણ.

એવમાઈ શબ્દથી સુચવેલા શ્રી ચઉસરણ સુત્ર તથા શ્રી ભક્તપરિજ્ઞા સુત્ર વિગેરે ચઉદ હજારમાંથી કેટલાંએક ઉત્કાળીકસુત્ર સમજવાં.

### ૩૧ કાળીક સુત્રનાં નામ.

| | | |
|---|---|---|
| ૧ ઉત્તરાધ્યયન. | ૨ દશાશ્રુતસ્કંધ. | ૩ કલ્પસુત્ર. |
| ૪ વ્યવહાર સુત્ર. | ૫ નિસીથ. | ૬ મહાનિસીથ. |
| ૭ રિષીભાષીત. | ૮ જંબુદ્વિપપન્નતી. | ૯ દ્વિપસાગરપન્નતી. |
| ૧૦ ચંદપન્નત્તી. | ૧૧ ખુડિઆવિમાણપવીભત્તિ. | |
| ૧૨ મહલિઆવિમાણપવીભત્તિ. | | ૧૩ અંગચુલિઆ. |
| ૧૪ વગ્ગચુલિઆ. | ૧૫ વિવાહચુલિઆ. | ૧૬ અરૂણોવવાઈ. |
| ૧૭ વરૂણોવવાઈ | ૧૮ ગરૂડોવવાઈ. | ૧૯ ધરણોવવાઈ. |
| ૨૦ વેસમણોવવાઈ. | ૨૧ વેલંધરોવવાઈ. | ૨૨ દેવેંદ્રોવવાઈ. |
| ૨૩ ઉઠ્ઠાણસુત્ર. | ૨૪ સમુઠ્ઠાણસુત્ર | ૨૫ નાગપરિઆવલિઆ. |
| ૨૬ નિર્યાવલી. | ૨૭ કપ્પિઆ. | ૨૮ કપ્પવડંસિઆ. |
| ૨૯ પુપ્ફિઆ. | ૩૦ પુપ્ફચુલિઆ. | ૩૧ વન્હીદસા. |

એવમાઈ શબ્દથી શ્રી જ્યોતિષકરંડ સુત્ર વિગેરે ચઉદહજાર સુત્રમાંથી કેટલાંએક કાળિક સુત્ર સમજવાં.

કુલ તોંતેર નામ લખીને એવમાઈ શબ્દથી એ આદિ લઇને ચઉદ હજાર પ્રકીરણ સુત્ર કહ્યાં છે તેમાંથી જે વ્યવછેદ ગયા છે તે ભરતક્ષેત્રમાં છે નહિં અને બાકીના જે છે તે સર્વે આગમ નામથી ઓળખાય છે. તેમાંથી કેટલાંએક પાટણ, ખંભાત, જેસલમેર વિગેરે નગરોના પ્રાચિન ભંડારોમાં તાડપત્રો ઉપર લખેલા વિદ્યમાન છે. જેઠો મુઢમતિ લખેછે કે "બત્રીસ ઉપરાંત સર્વ સુત્ર વિછેદ ગયાં છે અને હાલ છે તે નવાં બનાવેલાં છે" તે અસત્ય છે. જો બીજાં સુત્ર નવાં બનાવ્યાં કહેશે તો બત્રીસ સુત્ર પણ નવાં બનાવેલાં સિદ્ધ થશે, કારણ કે બત્રીસ સુત્ર તેને તેજ રહ્યાં અને બીજાં નવાં બનાવ્યાં એ બાબતનું પુરવાર કારણ છે નહિ, તેણે તેમ બતાવ્યું નથી અને તેવું છે પણ નહિ માટે તેનું તે લખવું અસત્ય છે. બત્રીસ ઉપરાંત પીસ્તાળીસ સુત્રોમાંનાં તેર સુત્રમાંથી આઠ સુત્રોનાં નામ પુર્વોક્ત નંદિસુત્રના પાઠમાં છે તે છતાં જેઠો નિભાગ્ય તે સુત્રો આચાર્યનાં બનાવેલાં કહેછે તે અસત્ય છે. વળી શ્રી મહાનિસીથ સુત્ર આઠ આચાર્યે મળીને બાંધ્યું એમ કહેછે તે પણ અસત્ય છે, કારણ કે

આઠ આચાર્યોએ એકઠા થઈને તે સુત્ર લખ્યું છે પરંતુ નવું રચ્યું નથી. પીસ્તાળીસ માંહેલાં પાંચ સુત્રોનાં નામ પુર્વોક્ત પાઠમાં નથી પણ તે આદિ શબ્દથી જાણવાના છે, માટે તેમાં કાંઈ પણ બાધક નથી.

વળી કેટલાએક સુત્રો, જેમાંના કોઈ કોઈ ઢુંઢકો માનતા નથી તથા કોઈ કોઈ માનેછે તેમાં પણ આચાર્યોના નામછે તે "સુત્રકર્તાના નામછે" એમ જેઠો મુઢમતિ ઠરાવેછે પરંતુ તે અસત્ય છે, કારણ કે તે નામ બનાવનારાના નથી; કદિ કોઈ સુત્રમાં નામ હશે તો તે વીરભદ્રવત્ મહાવીરસ્વામીના શિષ્યના હશે; જેમકે, શ્રી નિસીથ લઘુમાં વિશાખાગણિનું નામછે અને શ્રીપન્નવણા સુત્રમાં શ્યામાચાર્યનું નામછે.

જેઠો કુમતિ લખેછે કે "નંદિસુત્ર ચોથાઆરાનું બનેલુંછે" પરંતુ તે અસત્યછે, કારણ કે શ્રીનંદિસુત્ર તો દેવર્ધિગણિક્ષમાશ્રમણે બનાવેલુંછે અને તેના મૂળપાઠમાં શ્રીવજ્રસ્વામી, થુળિભદ્ર, ચાણાક્યાદિક પાંચમા આરામાં થયેલા પુરૂષોનાં નામછે.

દ્વાદશાંગી ગણધર મહારાજાએ રચેલી, તે રચના અતિ કઠિન જણાયાથી ભવ્ય જીવને બોધ પ્રાપ્તિ નિમિત્ત શ્રી આર્યરક્ષિતસુરી તથા સ્કંદિલાચાર્યે હાલ પ્રવર્તનમાંછે તે પ્રમાણે સુગમ રચના યુક્ત ગુંથન કર્યું, એ પ્રમાણે શ્રી આવશ્યક તથા નંદિસુત્રમાં કહ્યું છે, માટે તમામ સુત્રો પુર્વની દ્વાદશાંગીના આધારથી આચાર્યોએ ગુંથેલાછે એમ સમજવું.

ઢુંઢકો મુઢમતિ મિથ્યાત્વના ઉદયથી ફક્ત બત્રીસ સુત્રો માનીને બીજા સુત્રો ગણધર કૃત નથી એમ ઠરાવી તેને નિષેધેછે, પરંતુ તેઓને તે પ્રમાણે નિષેધ કરવાનું મૂળ કારણ તો એછે કે બીજા સુત્રોમાં કેટલીએક જગ્યાએ જીનપ્રતિમા સંબંધી એવા એવા પ્રત્યક્ષ પાઠછે કે જેથી ઢુંઢકમતનું જડમૂળથી નિકંદન થઈ જાય. એ બાબતના દ્રષ્ટાંત તરીકે શ્રીમહાકલ્પ સુત્રમાંથી સુત્રપાઠ લખ્યોછે.યતઃ

सेभयवं तहारूवं समणंवा माहणंवा चेइयघरे गछेज्जा? हंता गोयमा दिनेदिने गछेज्जा.से भयवं जथ्थ दिने

न गच्छेज्जा तउ किं पायच्छित्तं हवेज्जा? गोयमा पमाय पडुच्च तहारूवं समणंवा माहणंवा जो जिणघरं न गच्छेज्जा अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा. से भयवं समणोवासगस्स पोसहसालाए पोसहिए पोसहबंभयारी किं जिणहरं गच्छेज्जा? हंता गोयमा गच्छेज्जा. से भयवं केणट्ठेणं गच्छेज्जा? गोयमा! नाणदंसणट्ठयाए गच्छेज्जा. जे केइ पोसहसालाए पोसहबंभयारी जो जिणहरे न गच्छेज्जा तउ पायच्छित्तं हवेज्जा? गोयमा! जहा साहु तहा भाणियव्वं छट्ठं अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा.

અર્થ.—"અથ હે ભગવન્ તથા રૂપના શ્રમણ અથવા માહણ તે તપસ્વી ચૈત્યઘર એટલે જીનમંદિરમાં જાય?" ભગવંત કહેછે "હે ગૌતમ! દિને દિને એટલે નિત્ય પ્રત્યે જાય." ગૌતમસ્વામી પુછેછે "હે ભગવન્! જે દિવસે ન જાય તેવારે શું પ્રાયશ્ચિત પ્રત્યે પામે?" ભગવંત કહેછે "હે ગૌતમ! પ્રમાદ કરીને તથા રૂપના સાધુ અથવા તપસ્વી જો જીનગૃહમાં ન જાય તો દુવાલસ એટલે પાંચ ઉપવાસના પ્રાયશ્ચિત પ્રત્યે પામે." ગૌતમ પુછેછે "હે ભગવન્! શ્રમણોપાસક જે શ્રાવક તે પોષધશાળામાં પોસહને વિષે રહ્યો થકો પોષધ બ્રહ્મચારી શું જીનમંદિરમાં જાય?" ભગવંત કહેછે "હા ગૌતમ! જાય" ગૌતમસ્વામી પુછેછે "હે ભગવન્! શા કારણે જાય?" ભગવંત કહેછે "જ્ઞાન દર્શનને અર્થે જાય." ગૌતમ પુછેછે "જે કોઈ પોષધશાળાને વિષે રહેલો પોષધબ્રહ્મચારી એવો શ્રાવક જીનમંદિરમાં ન જાય તો શું પ્રાયશ્ચિત પ્રત્યે પામે?" ભગવંત કહેછે "હે ગૌતમ! જેમ સાધુને પ્રયશ્ચિત તેમ શ્રાવકને

પ્રાયશ્ચિત જાણવું અથવા છઠ એટલે બે ઉપવાસથી દુવાલસ એટલે પાંચ ઉપવાસ સુધીના પ્રાયશ્ચિત પ્રત્યે પામે."

પુર્વોક્ત સુત્રપાઠ શ્રી મહાકલ્પ સુત્રમાં છે અને તે મહાકલ્પ સૂત્રનું નામ પૂર્વે કહેલા નંદિસુત્રના પાઠમાં છે. જેઠા નિજાવે તે પાઠ જીતકલ્પ સુત્રનો ઠરાવીને લખ્યો છે પરંતુ તેનું તે પ્રમાણેનું લખવું મિથ્યા છે, કારણ કે જીતકલ્પ સુત્રમાં તેવો પાઠ નથી.

જેઠો લખેછે કે "શ્રાવક પ્રમાદે કરીને ભગવંત તથા સાધુને વાંદી ન શકે તો તેનો પશ્ચાતાપ કરે પણ તેને પ્રાયશ્ચિત હોય નહિં" તેનો ઉત્તર પોસહ લીધેલા શ્રાવકની ક્રિયા પ્રાયે સાધુ સદસ છે તેથી જેમ સાધુને પ્રાયશ્ચિત હોય તેમ શ્રાવકને પણ હોય છે.

જેઠો ઢુંઢક લખેછે કે "વૃહતકલ્પ, વ્યવહાર, નિસીથ તથા આચારાંગમાં પ્રાયશ્ચિતને અધિકારે દેહેરે ન ગયાનું પ્રાયશ્ચિત કહ્યું નથી" તેનો ઉત્તર—કોઈ અધિકાર એક સુત્રમાં હોયછે અને કોઈ અધિકાર બીજા સુત્રમાં હોયછે, સર્વે અધિકાર એક સુત્રમાં હોતા નથી. જેમ શ્રી નિસીથ, મહાનિસીથ, વૃહતકલ્પ, વ્યવહાર તથા જીતકલ્પ વિગેરે સુત્રોમાં પ્રાયશ્ચિતનો અધિકાર છે તેમ શ્રી મહાકલ્પ સુત્રમાં પણ પ્રાયશ્ચિતનો અધિકાર છે. સઘળાં સુત્રોમાં સરખો અધિકાર નથી, તેમજ એક સુત્રમાં સઘળો અધિકાર નથી. સર્વે સુત્રોમાં જુદો જુદો અધિકાર છે, માટે દેહેરે ન જવાના પ્રાયશ્ચિતનો અધિકાર શ્રીમહાકલ્પ સુત્રમાંજ છે અને બીજામાં નથી. તો તેથી કાંઈ જેઠાની કરેલી કુયુક્તિ સાચી ઠરી શકવાની નથી.

શ્રી હરિભદ્રસુરિ જે કે જીનસાશનને દિપાવનાર, મહાધુરંધર પંડિત, ચઉદસો ચુંમાળીસ ગ્રંથના કર્તા હતા તેમની જેઠા નિજાવે ફોગટની નિંદા કરી છે તે તેની મુર્ખતાની નિશાની છે.

શ્રી અભવ્યકુળકમાં અભવ્યજીવ જે જે સ્થાનકે ન ઉપજે તે બતાવ્યું છે તે બાબતમાં જેઠો નિજાવ લખેછે કે ભવ્ય અભવ્ય સર્વે જીવો સઘળે ઠેકાણે ઉપજી ચુક્યા એમ સુત્રમાં કહ્યું છે માટે અભવ્ય કુળક સુત્રથી વિરૂધ છે જેઠા ઢુંઢકનું આ લખાણ મહા મિથ્યાદ્રષ્ટીપણાનું છે. જો કે શાસ્ત્રોમાં આ પ્રમાણે કહ્યું છે ખરૂં યતઃ

नसाजाइ नसाजोनि, नतंठाणं नतंकुलं ॥
नजाया नमुवा जथ्थ, सव्वे जीवा अणंतसो॥१॥

અર્થ—એવી કોઈ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવું કોઈ સ્થાનક નથી, એવું કોઈ કુળ નથી કે જ્યાં સર્વ જીવો નથી જન્મ્યા અને નથી મર્યા.

શાસ્ત્રોમાં ઉપર પ્રમાણે કહ્યું છે, પરંતુ તે સામાન્ય વચન છે. વિચારો કે મરૂદેવી માતાએ કેટલા દંડક ભોગવ્યા છે? તે તો નિગોદમાંથી નીકળી પ્રત્યેકમાં આવી મનુષ્યજન્મ પામીને મોક્ષે ગયા છે અને શાસ્ત્રકાર તો સર્વ જીવો સર્વ સ્થાનકે સર્વ જાતિપણે અનંતીવાર ઉપજ્યા કહેછે. જો જેઠો ઢુંઢક આ પાઠ એકાંતથી માને છે તો કોઈ જીવ સર્વાર્થસિદ્ધવિમાન સુધી તમામ જાતિ કુળ ભોગવ્યા શિવાય મોક્ષે ન જવા જોઈએ અને સુત્રોમાંતો એવા ઘણા જીવોનો અધિકાર છે કે જેઓ અનુત્તરવિમાનમાં ગયા શિવાય સિદ્ધિપદ પામેલા છે, પરંતુ ઢુંઢકો જેવા અજ્ઞાની જીવ સુત્રકારની શૈલી ગુરૂગમ વિના કેમ જાણે? સુત્રની શૈલી અને અપેક્ષા સમજવી તે તો ગુરૂગમમાંજ રહેલું છે, માટે અલભ્યકુળકમાં સુત્ર સાથે સરખાવતાં કાંઈ પણ વિરોધ નથી અને તેથી તે માન્ય કરવા યોગ્ય છે.

જે જે ગ્રંથો અદ્યાપિ પર્યંત પુર્વ શાસ્ત્રાનુસાર બનેલાછે તે સત્યછે, કારણ કે જૈનમતના પ્રમાણિક આચાર્યોએ કોઈ પણ ગ્રંથ પુર્વ ગ્રંથોની છાયા શિવાય બનાવ્યો નથી, માટે જેમને પુર્વાચાર્યોના વચનમાં શંકા હોય તેઓએ વર્તમાન સમયના જૈનમુનિઓને પુછી લેવું જેઓ તેનું યથામતિ નિરાકરણ કરશે, કારણ કે જેઓ પંડિત અને ગુરૂગમથી જાણનારાછે તેજ સુત્રની શૈલી અને અપેક્ષા બરાબર સમજે છે.

જેઠો મંદમતિ લખેછે કે "કોઈ પણ વખત ઉપયોગ ચુક્યા ન હોય તેના કરેલા શાસ્ત્રો પ્રમાણછે," આ ઉપરથી તેના કહેવા પ્રમાણે તો ગણધર મહારાજાના પણ વચનો સત્ય નહિ ઠરે, કારણ

કે શ્રી ગૌતમસ્વામી આનંદ શ્રાવકની પાસે ઉપયોગ ચુક્યા તો સુધર્માસ્વામી કેમ નહિ ચુક્યા હોય?

વળી જેઠાના લખવા પ્રમાણે જ્યારે દેવર્ધિગણિક્ષમાશ્રમણના લખેલા શાસ્ત્રોની પણ પ્રતિતિ કરવી ન જોઈએ એમ ઠરેછે ત્યારે જેઠા નિન્હવની જેવા મુખબંધા મુર્ખ નિરક્ષરોના કહેવાની પ્રતિત્તિ કેમ કરવી જોઈએ? માટે તે જેઠાનું લખવું હૃદયશુન્ય, વિવેકહીન, અણસમજુ પુરૂષો તો કબુલ કરશે પણ વિવેકી અને સમજુ પુરૂષો કદિ પણ માન્ય કરશે નહિ.

જેઠો નિન્હવ લખેછે કે "પૂર્વધર ધર્મઘોષમુનિ. અવધિજ્ઞાની સુમંગળસાધુ, ચારજ્ઞાની કેશીકુમાર તથા ગૌતમસ્વામી વિગેરે શ્રુતકેવળી પણ ભૂલ્યા છે." જેમણે તિર્થંકરની આજ્ઞાથી કામ કર્યા તેની ભુલ અક્કલહીન જેઠો બતાવેછે ત્યારે તો તિર્થંકરકેવળી પણ ભૂલ્યા એમ ઠરશે કારણ કે મૃગાલોઢીઆને જોવા માટે ગૌતમસ્વામીએ ભગવંતની આજ્ઞા માગી અને પ્રભુએ આજ્ઞા આપી, તે પ્રમાણે કરવામાં જેઠો ગૌતમસ્વામીની ભૂલ થઈ એમ બતાવેછે, તો આખા જગતમાં મુઢ અને મિથ્યાદ્રષ્ટી જેઠોજ એક સત્યવાદી બની ગયો જણાય છે; પરંતુ તેનું લખાણ જોતાંજ તે મહા દુર્ભવી, બહુળ સંસારી તથા અસત્યવાદી હતો એમ સિદ્ધ થાયછે, કારણ કે પોતાના કુમતનું સ્થાપન કરવા તેણે તિર્થંકર અને ગણધર માહારાજાની પણ ભૂલ બતાવી છે, માટે એવા મિથ્યાદ્રષ્ટીનું એક પણ વચન સાચું માનવું તે નર્ક ગતિનું કારણ છે.

શ્રી દશવૈકાળિક સૂત્રની ગાથા લખીને તેનો જે ભાવાર્થ જેઠા નિન્હવે લખ્યો છે તે અસત્ય છે, કારણ કે તે ગાથામાં એમ કહ્યું છે કે જો દ્રષ્ટીવાદનો ભણેલ સાધુ કોઈ પાઠ ભૂલી જાય તો પણ બીજા સાધુ તેની હાંસી ન કરે. આ વચન તે ઉપદેશ વચન છે, પરંતુ તેથી તે ગાથાનો ભાવાર્થ એમ ન સમજવો કે દ્રષ્ટીવાદનો પાઠ ભૂલી જાયછે. આ બાબતમાં હીણપુણ્યી જેઠાને સત્યાર્થનો ભાસજ થયેલો નથી.

વિના પાઠની ટીકા છે તે બાબતમાં જેઠો નિન્હવ જે જે

કુયુક્તિ લખેછે તે ખોટી છે, કારણ કે તે ટીકામાં સૂત્રપાઠની સુચનાનોજ અધિકાર છે. અરિહંતે પ્રથમ અર્થ પરૂપ્યો, તે ઉપરથી ગણધરે સૂત્ર રચ્યાં, તેમાં ગુપ્તપણે રાખેલા આશયને જાણનારા પૂર્વાચાર્યો જેઓ મહાબુદ્ધિમાન્ હતા તેમણે તેમાંથી કેટલોએક આશય ભવ્ય જીવોના ઉપગારને અર્થે પંચાંગી કરીને પ્રગટપણે દર્શાવ્યો છે; પરંતુ કુંભાર ઝવાહિરની કિંમત ક્યાંથી જાણે, ઝવાહિરની કિમત તો ઝવેરી જાણે.

મૂળપાઠના અક્ષરાર્થથી પાઠની સુચનાનો અર્થ અનંત ગુણો છે અને ટીકાકારોએ જે અર્થ કર્યાછે તે નિર્યુક્તિ, ચુર્ણિ, ભાષ્ય અને ગુરૂ મહારાજાએ બતાવેલા અર્થાનુસારે લખેલોછે. વળી પ્રાચિન ટીકાને અનુસારેજછે, તેથી તે સર્વે સત્યછે. ચુર્ણી, ભાષ્ય અને નિર્યુક્તિ ચઉદ પુર્વી અને દશ પુર્વીઓની કરેલીછે તેથી તે સર્વે માન્ય કરવા યોગ્યછે; આ બાબત પહેલા પ્રશ્નોત્તરમાં ઘણા દ્રષ્ટાંતો સાથે લખી ગયા છીએ.

જેઠો મુઢમતિ નિર્યુક્તિ, ભાષ્ય, ચુર્ણી, ટીકા, ગ્રંથો તથા પ્રકરણો વિગેરેને સત્ર વિરૂધ ઠરાવેછે તે તેની મુઢતાની નિશાનીછે. આ બાબતમાં તેણે પંચાશી પ્રશ્ન લખ્યાછે તેનો ઉત્તર અનુક્રમ સાથે નીચે મુજબ.

૧ શ્રી ઠાણાંગસૂત્રમાં સનતકુમાર ચક્રી અંત ક્રિયા કરીને મોક્ષે ગયા એમ લખ્યુંછે અને તેની ટીકામાં ત્રીજે દેવલોકે ગયા એવું લખ્યુંછે તેનો ઉત્તર—ઠાણાંગ સૂત્રમાં સનતકુમાર મોક્ષે ગયા છે એમ કહ્યું નથી પરંતુ તેમાં તેનું દ્રષ્ટાંત દીધુંછે કે જીવ ભારે કર્મના ઉદયથી પરીસહ વેદના ભોગવીને દીર્ઘાયુ પાળીને સિદ્ધ થાય, જેમ સનતકુમાર. આ ઠેકાણે કર્મ, પરિસહ, વેદના અને આયુનાં દ્રષ્ટાંતમાં સનતકુમારનું ગ્રહણ કર્યુંછે કારણ કે દ્રષ્ટાંત એક દેશી પણ હોયછે, તેથી સનતકુમાર ત્રીજે દેવલોકે ગયા એમ ટીકાકારે કહ્યું છે તે સત્યછે.

૨ ભગવતીસૂત્રમાં પાંચસેં ધનુષ્યથી વધારે અવગાહના વાળા સિદ્ધ ન થાય એમ કહ્યું અને આવશ્યક નિર્યુક્તિમાં મરૂદેવી(પરપ)

ધનુષ્યની અવગાહનાવાળા સિદ્ધયા એમ કહ્યુંછે તેનો ઉત્તર—આવશ્યક નિર્યુક્તિમાં મરૂદેવી માતાની (૫૨૫) ધનુષ્યની અવગાહના કહી નથી માટે તે પ્રશ્ન અસત્યછે.

૩ સમવાયાંગ સૂત્રમાં રિષભદેવ તથા બાહુબળનું સરખું આયુષ્ય કહ્યુંછે અને આવશ્યક નિર્યુક્તિમાં શ્રી અષ્ટાપદ પર્વત ઉપર રિષભદેવની સાથે એકજ સમયે બાહુબળ પણ સિદ્ધયા એમ કહ્યુંછે તેનો ઉત્તર—બાહુબળનું આયુષ્ય છલાખ પુરવ ટુટયુંછે. તે પ્રમાણે આયુષ્ય ઓછુ થયું તે અચ્છેરૂંછે. પંચ વસ્તુ શાસ્ત્રમાં લખ્યુંછે કે દશ અચ્છેરાતો ઉપલક્ષણ માત્રછે, પરંતુ અચ્છેરા ઘણાછે.

૪ જ્ઞાતા સૂત્રમાં મલ્લીનાથ સ્વામીના ચારિત્ર અને કેવળ કલ્યાણક પોષ શુદિ ૧૧ના કહ્યા અને આવશ્યક નિર્યુક્તિમાં માગશર શુદિ ૧૧ કહ્યાછે તે મતાંતરછે.

૫ વૃહતકલ્પ સૂત્રમાં, સાધુ કાળ કરે તો તેને વાંસની ઝોળી કરીને સાધુવનમાં પરઠી આવે એમ કહ્યુંછે અને આવશ્યક નિર્યુક્તિમાં સાધુ પંચકમાં કાળ કરે તો પાંચ ડાભના પુતળા કરીને એકઠાં બાળવા એમ કહ્યુંછે તેનો ઉત્તર—આવશ્યક નિર્યુક્તિમાં આ પાઠ મુદ્દલ નથી, જેઠા મુઢમતિએ અસત્ય લખ્યુંછે. વૃહતકલ્પ સુત્રમાં પુર્વોક્ત વિધિ કહ્યા છતાં ઢુંઢકો તેના શિષ્યોને માંડવી કરીને લાકડા સાથે બાળી દેછે તે કયા શાસ્ત્રથી? અમારા શ્રાવકો એ પ્રમાણે કેરછે તતો પૂર્વાચાર્યો કૃત ગ્રંથોને અનુસારે કેરછે.

૬ ભગવતી સૂત્રમાં એક પુરૂષને ઉત્કૃષ્ટા પૃથક લાખ પુત્રો હોય એમ કહ્યું અને ગ્રંથોમાં ભરતને સવાક્રોડ પુત્ર કહ્યા તનો ઉત્તર—ભગવતી સૂત્રમાં પૃથક લાખ પુત્ર કહ્યા તે એક સ્ત્રીની અપેક્ષાએછે. ભરત ચક્રવર્તિને ઘણી સ્ત્રીઓ હતી તથી તેને સવાક્રોડ પુત્રો હતા તે વાત સત્યછે.

૭ ભગવતી સૂત્રમાં ભગવંતનો અપરાધી અને ભગવંતના બે શિષ્યને બાળનારો એવો જે ગોશાળો તેને ભગવંતે કાંઈ કર્યું નહિ એમ કહ્યું છે અને સંઘાચારની ટીકામાં પુલાકલબ્ધિવાળો ચક્રવર્તિની સેના ચૂરે એમ કહ્યું છે. તેનો ઉત્તર—પુલાકલબ્ધિવાળા

ચક્રવર્તિની સેનાને ચૂર્ણ કરી નાંખે એવા શક્તિમાન છે તે સત્ય છે. ભગવંતે ગોશાળાને કાંઈ કર્યું નહિ એમ જેઠો કેહેછે, પણ ભગવંત તો કેવળજ્ઞાની હતા, તે જેમ ભાવીભાવ દેખે તેમ વર્તે.

૮ સૂત્રમાં નારકી તથા દેવતાને અસંઘયણી કહ્યા છે અને બીજા પ્રકરણોમાં સંઘયણ માનેછે. તેનો ઉત્તર—દેવતામાં જે સંઘયણ કહ્યું છે તે શક્તિરૂપ છે, હાડરૂપ નથી; અને અસંઘયણી કહ્યા છે તે હાડની અપેક્ષાએ છે. વળી શ્રી ઉવવાઈ સૂત્રમાં દેવતાને સંઘયણી કહ્યાછે, પરંતુ જેઠા કુમતિના હૃદયની આંખ ફુટી ગયેલી તેથી તેના દેખવામાં એ બાબત આવી નહિં હોય.

૯ શ્રી પન્નવણાસૂત્રમાં સ્થાવરને એક મિથ્યાત્વ ગુણઠાણું કહ્યુંછે અને કર્મગ્રંથમાં બે ગુણઠાણા કહ્યાં છે તેનો ઉત્તર—કર્મગ્રંથમાં બીજું ગુણઠાણું કહ્યુંછે તે કદાચીત હોયછે ખરૂં અને પન્નવણાજીમાં એકજ ગુણઠાણું કહ્યુંછે તે બહુળતાની અપેક્ષાએ છે.

૧૦ શ્રી દશવૈકાલિકસૂત્રમાં સાધુને રાત્રીભોજન કરવાની ના કહીછે અને શ્રીવૃહત્કલ્પની ટીકામાં સાધુને રાત્રીભોજન કરવું કહ્યું તેનો ઉત્તર—વૃહતકલ્પના મૂળપાઠમાં પણ તે વાત છે પરંતુ તેની અપેક્ષા ગુરૂગમમાં રેહેલી છે.

૧૧ શ્રી ઠાણાંગસૂત્રમાં શીયળ રાખવા વાસ્તે સાધુએ આપઘાત કરીને મરવું એમ કહ્યુંછે, અને શ્રી વૃહત્કલ્પની ચુરણીમાં સાધુને કુશીળ સેવવું કહ્યુંછે એમ જેઠો લખેછે તેનો ઉત્તર—જૈનમતના કોઈ પણ સૂત્રમાં તથા કોઈ પણ શાસ્ત્રોમાં કુશીળ સેવવું એમ કહ્યું નથી પરંતુ જેઠાઢુંઢકે અસત્ય લખ્યું છે, તે ઉપરથી એમ જણાય છે કે તે પોતાની વીતકવાત લખી ગયો હશે.

૧૨ શ્રી ભગવતિસૂત્રમાં છઠ્ઠોઆરો બેસતાં વૈતાઢ્ય પર્વત વરજીને સર્વ પર્વત વિચ્છેદ જશે એમ કહ્યું અને ગ્રંથોમાં શત્રુંજય પર્વત શાશ્વતો કહ્યો તેનો ઉત્તર સાતમા પ્રશ્નોત્તરમાં લખી ગયા છીએ.

૧૩ શ્રી ભગવતિસૂત્રમાં કૃત્રીમ વસ્તુની સ્થીતિ સંખ્યાતા કાળની કહીછે, અને ગ્રંથોમાં સંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમા અસં-

ખ્યાતા કાળની છે એમ કહ્યું તેનો ઉત્તર પણ સાતમા પ્રશ્નોત્તરમાં અગાઉ લખી ગયા છીએ.

૧૪ શ્રી જ્ઞાતાસૂત્રમાં શ્રી શત્રુંજય પર્વત ઉપર પાંચ પાંડવે સંથારો કર્યો એમ કહ્યું અને ગ્રંથોમાં પાંડવો વીશક્રોડી મુનિ સાથે સિધ્યા એમ કહ્યું તેનો ઉત્તર—શ્રી જ્ઞાતાસૂત્રમાં ફક્ત પાંડવોનીજ વિવક્ષા છે, અન્ય મૂનિની નથી માટે ત્યાં પરિવાર કહ્યો નથી.

૧૫ શ્રી ભગવતિસૂત્રમાં મહાવીરસ્વામીને સાતસે કેવળીની સંપદા કહી અને ગ્રંથોમાં પંદરસે તાપસ કેવળી વધાર્યા તેનો ઉત્તર અગાઉ દશમા પ્રશ્નોત્તરમાં લખી ગયા છીએ.

૧૬ શ્રીઠાણુંગસૂત્રમાં માનુષોત્તર પર્વત ચારકૂટ ઇંદ્રિના આવાસના કહ્યા અને જૈનધર્મી સિદ્ધાયતનકૂટ છે એમ કહેછે પણ તે તો સૂત્રમાં કહેલાં નથી એવું લખ્યું તેનો ઉત્તર—ઠાણુંગસૂત્રમાં ચોથા ઠાણામાં ચાર બોલની વક્તવ્યતા છે તેથી ત્યાં ચારજ કૂટ કહ્યા છે, પરંતુ સિદ્ધાયતન કૂટ શ્રી દ્વીપસાગરપન્નતિ સૂત્રમાં કહ્યા છે. આ બાબત પંદરમા પ્રશ્નોત્તરમાં વિશેષે જણાવી ગયા છીએ.

૧૭ સૂત્રમાં સાધુ સાધ્વીને મૂલ્યે આણેલો આહાર ન કલ્પે એમ કહ્યું અને પ્રકરણોમાં સાત ક્ષેત્રે ધન કઢાવોછો તેમાં સાધુ સાધ્વીને અર્થે પણ ધન કઢાવોછો એમ લખ્યું તેનો ઉત્તર—જૈનમતના કોઈ પણ શાસ્ત્રમાં ઉત્સર્ગે નથી લખ્યું કે સાધુને અર્થે કિંમત ખરચી લીધેલ આહારાદિક શ્રાવક દે અને સાધુ લે, જેઠાએ તે બાબત તદ્દન ખોટી લખીછે. વળી આ બાબત વિષે અઢારમા પ્રશ્નોત્તરમાં લખાયેલું છે.

૧૮ સૂત્રમાં રૂચકદ્વીપ પંદરમો કહ્યો અને પ્રકરણે તેરમો કહ્યો એમ જેઠાએ લખ્યું છે પણ શ્રી અનુયોગદ્વારમાં રૂચકદ્વીપ અગીયારમો અને જીવાભીગમ સૂત્રમાં પંદરમો લખ્યો છે તેનું કેમ?

૧૯ સૂત્રમાં છપ્પનઅંતરદ્વીપ જળથી અંતરિક્ષ કહ્યા અને પ્રકરણમાં ચાર દાઢા ઉપર કહ્યા તેનો ઉત્તર—જેઠાએ પ્રકરણમાં ચાર દાઢા ઉપર છે એમ કહ્યું છે એવું લખ્યું તે ખોટું છે, પરંતુ આઠ દાઢા ઉપર છે એમ પ્રકરણમાં કહ્યું છે અને તે વાત સત્ય છે.

કારણ કે સૂત્રમાં દાઢા ઉપર નથી એમ કહેલું નથી.

૨૦ શ્રી પન્નવણાસૂત્રમાં છદમસ્થ આહારકની બે સમયની સ્થિતિ કહી અને પ્રકરણે ત્રણ સમય આહારક કહ્યાછે તેનો ઉત્તર—શ્રીભગવતિસૂત્રમાં પણ ત્રણસમયની આહારકની સ્થિતિ કહીછે.

વળી શ્રી ભગવતિસૂત્રમાં ચાર સમયની વિગ્રહ ગતિ કહી અને પ્રકરણે પાંચ સમયની ઉત્કૃષ્ટી વિગ્રહ ગતિ કહી તેનો ઉત્તર—બહુળતાએ ચાર સમયની વિગ્રહગતિ હોયછે તેથી સૂત્રમાં એમ કહ્યું છે પરંતુ કોઈ વખત પાંચ સમયની પણ વિગહગતિ હોય છે તેથી પ્રકરણે પાંચ સમયની ઉત્કૃષ્ટી કહીછે.

૨૧ શ્રી સમવાયાંગસૂત્રમાં આચારાંગનું મહાપરિજ્ઞા અધ્યયન નવમું કહ્યું અને પ્રકરણે સાતમું કહ્યું એમ જેઠાએ લખ્યું, પરંતુ શ્રી સમવાયાંગજીમાં વિજયમુહૂર્ત બારમું કહ્યું છે અને જંબુદીપપન્નતિમાં સતરમું કહ્યું છે તેનું કેમ?

૨૨. શ્રી સમવાયાંગસૂત્રે ચોપનને સમવાયે ચોપન ઉત્તમ પુરૂષ કહ્યા અને પ્રકરણે ત્રેસઠ કહ્યા એમ જેઠો લખેછે, પરંતુ સમવાયાંગજીમાં મલ્લીનાથજીને સત્તાવનસેં મનપર્યવજ્ઞાની કહ્યા અને જ્ઞાતાજીમાં આઠસેં કહ્યાછે તે તો સૂત્રોમાં પરસ્પર વિરોધ છે તેનું કેમ?

૨૩. શ્રી પન્નવણાસૂત્રમાં સંમુર્છિમ મનુષ્યને સર્વ પર્યાપ્તિએ અપર્યાપ્તો કહ્યોછે અને પ્રકરણમાં ત્રણ સાડીત્રણ પર્યાપ્તિ કહીછે તેનો ઉત્તર—શ્રી પન્નવણાસૂત્રના પાઠનો અર્થ જેઠા મુઢમતિને ન આવડવાથી વિરોધ જણાવ્યો છે પરંતુ ખરો અર્થ વિચારતાં તે વાતમાં બીલકુલ વિરોધ નથી.

૨૪ શ્રી ભગવતિસૂત્રમાં જીવને સર્વ પ્રદેશે કર્મપ્રદેશ અનંતા કહ્યા છે અને પ્રકરણે આઠ રૂચકપ્રદેશ ઉઘાડા કહ્યાછે તેનો ઉત્તર—ભગવતિસૂત્રમાં કહ્યુંછે કે કંપમાનપ્રદેશ કર્મ બાંધેછે અને અકંપમાન પ્રદેશ કર્મ બાંધતા નથી, માટે આઠ રૂચકપ્રદેશ અકંપમાન છે અને તેથી તે ઉઘાડા છે.

૨૫ શ્રી ઉત્તરાધ્યયનમાં તાપ અને ઉદ્યોત વિગેરેના વિશા

પુદ્ગળ હાથમાં ન આવે તેવા કહ્યા છે અને પ્રકરણમાં ગૌતમસ્વામી સૂર્યકિરણ અવલંબીને અષ્ટાપદ ચડયા એમ કહ્યુંછે તે બાબતનો ખુલાસો દશમા પ્રશ્નોત્તરમાં વિગતવાર લખાયેલ છે.

૨૬. શ્રી ઠાણાંગસૂત્રમાં બત્રીશ અસઝઝાઈ કહીછે અને પ્રકરણમાં આશો તથા ચઈતરમાસની ઓળીના દિવસ પણ અસઝ્ઝાઈના કહ્યાછે તેનો ઉત્તર—શ્રી ઠાણાંગસૂત્રમાં એમ નથી કહ્યું કે બત્રીશજ અસઝ્ઝાઈ છે અને બીજી નથી માટે પ્રકરણમાં કહેલી વાત પણ સત્ય છે.

૨૭ શ્રી અનુયોગદ્વારમાં ઉત્સેધાંગુળથી પ્રમાણાંગુળ હજાર ગુણી કહીછે તે પ્રમાણે ચાર હજાર ગાઉનું પ્રમાણ યોજન થાય છે અને પ્રકરણમાં સોળસે ગાઉનું યોજન કહ્યુંછે તેનો ઉતર—શ્રી અનુયોગદ્વારમાં પ્રમાણાંગુળની શુચિ હજારગુણી કહીછે અને અંગુળતો ચારસેંગુણી છે, પરંતુ ગુરૂગમ વિના મુઢમતિઓને તે વાતની ખબર કેમ પડે?

૨૮. શ્રી ભગવતિ સૂત્રમાં મહાવીરસ્વામીને દશ સ્વપ્ના છદ્મસ્થપણામાં છેલ્લી રાત્રે લાધ્યા એમ કહ્યું અને શ્રી આવશ્યક સૂત્રમાં પ્રથમ ચોમાસે દીઠા એમ કહ્યુંછે તેનો ઉત્તર—શ્રી ભગવતિ સૂત્રમાં કહ્યું તેનો ભાવાર્થ એવોછે કે છદ્મસ્થપણામાં છેલ્લી રાત્રે એટલે જે દિવસની રાત્રીએ દીઠા તે રાત્રીના છેલ્લા ભાગમાં દીઠા એમ સમજવું માટે શ્રી આવશ્યક સૂત્રમાં પ્રથમ ચોમાસે દીઠા એમ કહ્યું તે સત્યછે, તોપણ તેમાં મતાંતરછે.

૨૯–૩૦–૩૧. શ્રી ઉત્તરાધ્યયનમાં કહ્યું કે સંજમ આદરતાં સમયમાત્ર પ્રમાદ ન કરવો અને ગણિવિજ્ય પયન્નામાં કહ્યું કે ત્રણ નક્ષત્રમાં દિક્ષા ન લેવી, ચાર નક્ષત્રે લોચ વર્જવો, પાંચ નક્ષત્રે ગુરૂની પૂજા કરવી તેનું કેમ? એવું લખ્યું તેનો ઉત્તર—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં જે વાત કહીછે તે સામાન્ય અને અપેક્ષાયુક્તછે, પરંતુ અપેક્ષાથી અજાણ જેઠાને તે વાત સમજાણી નથી અને ગણિવિજ્ય પયન્નાની વાત પણ સત્યછે. જેઠાનો હેતુ ગણિવિજ્ય પયન્નાની વાત ઉત્થાપન કરવામાં જીનપ્રતિમાનું ઉત્થાપન કરવાનોછે

કારણકે તે જેઠાએજ ગણિવિજય પયન્નાની જે ગાથા લખીછે તેમાં
"धणिट्ठाहि सयभिषा साई, सव्वणोय पुणव्वसु।
एएसु गुरु सुसुषा, चेइआणंच पुयणं ॥१॥

અર્થ—ધનિષ્ટા, સતૂભિષા, સ્વાંતિ, શ્રવણ અને પુનર્વસુ એ પાંચ નક્ષત્રે ગુરૂમહારાજાની સુશ્રુષા એટલે સેવાભક્તિ કરવી અને જીનપ્રતિમાનું પૂજન કરવું." આ પ્રમાણે કહેલું છે.

આ ઉપરથી એમ ન સમજવું કે બીજા નક્ષત્રોમાં ગુરૂભક્તિ અને દેવપૂજા ન કરવી, પરંતુ પૂર્વોક્ત પાંચ નક્ષત્રમાં વિશેષ રીતે કરવી જેથી ઘણા ફળની પ્રાપ્તિ થાય. જેમ શ્રી ઠાણાંગસૂત્રના દશમા ઠાણામાં કહ્યુંછે કે દશ નક્ષત્રે જ્ઞાન ભણેતો વૃદ્ધિ થાય તેમ આ ઠેકાણે પણ સમજવું. માટે જેઠા કુમતિની આ બાબતમાં કરેલી કુયુક્તિ ખોટીછે. જીનવાણી સ્યાદ્વાદછે, એકાંત નથી. જેઓ એકાંત જાણેછે તેઓને શાસ્ત્રકારે મિથ્યાત્વી કહ્યાછે.

૩૨–૩૩. શ્રી જંબુદ્વીપ પન્નત્તિમાં પાંચમેઆરે છ સંઘયણ અને છ સંસ્થાન કહ્યા અને શ્રી તંદુળવિયાળી પયન્નામાં સાંપ્રતકાળે છેવઠું સંઘયણ અને હુંડક સંસ્થાન વર્તેછે એમ કહ્યું તેનો ઉત્તર—શ્રી જંબુદ્વીપ પન્નત્તિમાં પાંચમેઆરે મુક્તિ કહીછે, તોપણ સાંપ્રતકાળે જેમ કોઈ કેવળજ્ઞાન પામતુ નથી તેમ પાંચમા આરાના પ્રારંભમાં છ સંઘયણ અને છ સંસ્થાન હતા પરંતુ હાલમાં એક છેવઠું સંઘયણ અને હુંડક સંસ્થાન વર્તેછે. જો છએ સંઘયણ અને છએ સંસ્થાન હાલછે એમ કહેશો તો જંબુદ્વીપ પન્નત્તિમાં કહ્યા પ્રમાણે હાલ મુક્તિ પણ પ્રાપ્ત થવી જોઈએ; તે બાબતમાં જો અપેક્ષા માનશો તો બીજી બાબતમાં અપેક્ષા માનતા નથી અને મિથ્યાત્વ પ્રરૂપણા કરોછો તેનું શું કારણ?

૩૪. શ્રી ભગવતિ સૂત્રમાં આરાધનાને અધિકારે ઉત્કૃષ્ટા પંદર ભવ કહ્યા અને ચંદ્રવિજયપયન્નામાં ત્રણ ભવ કહ્યા તેનો ઉત્તર—ચંદ્રવિજય પયન્નામાં જે આરાધના લખીછે તેના તો ત્રણ ભવજછે અને જે પંદર ભવછે તે અન્ય આરાધનાનાછે.

૩૫. સૂત્રમાં જીવ ચક્રવર્તિપણુ ઉત્કૃષ્ટુ બે વાર પામે એમ કહ્યું અને શ્રી મહાપચ્ચખ્ખાણ પયન્નામાં અનંતીવાર ચક્રવર્તિ થાય એમ કહ્યું તેનો ઉત્તર—શ્રી મહાપચ્ચખ્ખાણ પયન્નામાં તો એમ કહ્યુંછે કે જીવ ઇંદ્રપણું પામ્યો, ચક્રવર્તિપણુ પામ્યો અને ઉત્તમ ભોગ અનંતીવાર પામ્યો તોપણ તૃપ્ત થયો નહિં, પરંતુ તે પાઠમાં ચક્રવર્તિપણુ અનંતીવાર પામ્યો એમ કહ્યું નથી; આ ઉપરથી જેઠા કુમતિને શાસ્ત્રાર્થનો બોધજ નહોતો એમ જણાયછે.

૩૬ શ્રી ભગવતિસૂત્રમાં કહ્યું કે કેવળીને હસવું, રમવું, ઉંઘવું, નાચવું, વિગેરે મોહનીકર્મનો ઉદય ન હોય અને પ્રકરણમાં કપીલકેવળીએ ભીલ (ચોર) આગળ નાટક કર્યુ એમ કહ્યું તેનો ઉત્તર—કપીલકેવળીએ ધ્રુપદછંદ વિગેરે કહીને ચોરને પ્રતિબોધ્યા છે અને તાળસંયુક્ત છંદ કહ્યા તેનું નામ નાટક છે; પરંતુ કપીલ કેવળી કાંઈ નાચ્યા નથી.

૩૭. શ્રી દશવૈકાલિકસૂત્રમાં સાધુને વેશ્યાને પાડે જવું નિષેધ્યું અને પ્રકરણમાં થુળિભદ્રે વેશ્યાને ઘરે ચોમાસુ કર્યું એમ કહ્યું તેનો ઉત્તર—થુળિભદ્રના ગુરૂ ચઉદપૂર્વિ હતા તેથી થુળિભદ્ર આગમવ્યવહારી ગુરૂની આજ્ઞા લઈને વેશ્યાને ઘરે ચોમાસું રહ્યા હતા; અને દશવૈકાળિકસૂત્ર તો સૂત્રવ્યવહારીને વાસ્તે છે, માટે પૂર્વોક્ત વાતમાં કાંઈ પણ વિરોધ નથી.

૩૮. શ્રી આચારાંગસૂત્રમાં શ્રી મહાવીરસ્વામી પોતાને ગર્ભથી સંહરતા જાણે એમ કહ્યું અને શ્રી કલ્પસૂત્રમાં ન જાણે એમ કહ્યું તેનો ઉત્તર—જેઠો મુઢમતિ કલ્પસૂત્રનો વિરોધ બતાવેછે પરંતુ શ્રી કલ્પસૂત્રતો શ્રી દશાશ્રુતસ્કંધનું આઠમું અધ્યયન છે, માટે દશાશ્રુતસ્કંધ જો ઢુંઢકો માન્ય કરેછે તો તેને કલ્પસૂત્ર પણ માન્ય કરવું જોઈએ, તોપણ કલ્પસૂત્રમાં કહેલા વચનના સત્યપણાને વાસ્તે જાણવું જોઈએ કે કલ્પસૂત્રમાં પ્રભુ ન જાણે એમ કહ્યું છે તે હરિણગમેષી દેવતાની કુશળતા જણાવવાને અને પ્રભુને કોઈ પણ પ્રકારની બાધા થઈ નથી માટે કહેલું છે; જેમ કોઈ પુરૂષના પગમાં કાંટો ભાગ્યો હોય તેને કોઈ નિપુણ પુરૂષ ચતુરાઈથી કાઢી

નાંખે ત્યારે જેને કાંટો ભાગ્યો હતો તે બોલે કે ભાઈ તમે મારા પગમાંથી કાંટો એવી રીતે કાઢયો કે મને ખબરજ પડી નથી, આ પ્રમાણે ટીકાકારોએ ખુલાસો કર્યા છતાં અક્કલહીન ઢુંઢકો સમજતા નથી તે તેઓની ભૂલ છે.

૩૯. સૂત્રમાં માંસનો આહાર ત્યાગવો કહ્યો છે અને ભગવતિની ટીકામાં માંસઅર્થ કરોછો એવું લખ્યું તેનો ઉત્તર—શ્રી ભગવતિસૂત્રની ટીકામાં જે અર્થ કર્યો છે તે માંસનો નથી, પરંતુ કદાચ જેઠો અભક્ષ વસ્તુ ખાતો હોય અને તેથી એવું લખ્યું હોય એમ બને ખરૂં, કારણ કે જૈનમતના કોઈ પણ શાસ્ત્રમાં માંસ ખાવાની આજ્ઞા નથી.

૪૦ શ્રી આચારાંગસૂત્રમાં मंसखलंवा અને मच्छखलंवा એ શબ્દનો "માંસ" અર્થ કરોછો એમ જેઠાએ લખ્યું તેનો ઉત્તર—જૈનમતના સાધુ કોઈ પણ સ્થળે માંસ ભક્ષણ કરવાનો અર્થ કરતા નથી તે છતાં જેઠાએ એ પ્રમાણે લખ્યું છે તેથી તે તેની મનકલ્પનાથી લખ્યું છે એમ જણાય છે.

૪૧ સૂત્રમાં જેમ માંસનો નિષેધ છે તેમ મદિરાનો પણ નિષેધ છે અને શ્રી જ્ઞાતાસૂત્રમાં શેલગરાજર્ષિએ મદ્યપાન કર્યું એમ અર્થ કરોછો એવું જેઠાએ લખ્યું તેનો ઉત્તર—જૈનમતના મુનિઓ પૂર્વોક્ત રીતે અર્થ કરેછે તે સત્યજ છે, કારણ કે શેલગ રાજર્ષિએ ત્રણ વખત મદ્યપાન કર્યાનો અધિકાર સૂત્રપાઠ છે તો તે અર્થમાં કાંઈ પણ બાધક નથી. સૂત્રકારે પણ તે વખતે શેલગરાજર્ષિને પાસથ્થા, ઉસન્ના અને સંસક્તા કહીને બોલાવ્યા છે, માટે ખરા અર્થને ખોટો અર્થ કેહવો તે મહામિથ્યાત્વીનું લક્ષણ છે.

૪૨. શ્રી ભગવતિસૂત્રમાં કહ્યું છે કે મનુષ્યનો જન્મ એક સાથે એક યોનિથી ઉત્કૃષ્ટા પૃથક[૧]જીવનો થાય અને પ્રકરણમાં સગરચક્રવર્તિના સાઠહજાર પુત્ર એક સાથે જન્મ્યા કહ્યાછે તેનો ઉત્તર—શ્રી ભગવતિસૂત્રમાં જે કથન છે તે સ્વભાવિક છે અને સગર ચક્રવર્તિના પુત્રો જે એકસાથે જન્મેલા છે તે દેવકૃત કાર્ય છે.

---

૧ બેથી નવની શાસ્ત્રકારે પૃથક સંજ્ઞા કહીછે.

૪૩. સૂત્રમાં કહ્યુંછે કે શાશ્વતી પૃથ્વીનું દળ ઉતરે નહિ અને પ્રકરણમાં કહ્યું કે સગરચક્રવર્તિના પુત્રોએ શાશ્વતુ દળ તોડયું તેનો ઉત્તર—સગરચક્રવતિના પુત્રો શ્રી અષ્ટાપદપર્વતે યાત્રા નિમિત્તે ગયેલા, તેઓએ તિર્થરક્ષણ નિમિત્તે ફરતી ખાઈ ખોદાવવાનું ધાર્યું, તેથી તેમના પિતા સગરચક્રવર્તિએ આપેલા દંડરત્નથી ખાઈ ખોદી અને શાશ્વતુ દળ તોડયું, પરંતુ દંડરત્નના અધિષ્ટાયક એકહજાર દેવતા છે. વળી દેવશકિત અગાધ છે. પ્રકરણમાં કહેલી વાત સત્ય છે.

૪૪. સુત્રમાં તિર્થંકરની તેત્રીશ આશાતના ટાળવી કહી અને પ્રકરણમાં પ્રતિમાની ચોરાશી આશાતના કહીછે તેનો ઉત્તર તિર્થંકરની તેત્રીશ આશાતના જૈનમતના કોઈપણ શાસ્ત્રમાં કહી નથી. જૈનશાસ્ત્રોમાં તો તિર્થંકરની ચોરાશી આશાતના કહીછે તેજ પ્રમાણે જીનપ્રતિમાની પણ ચોરાશી આશાતનાછે.

૪૫. ઉપવાસમાં પાણીવિના બીજું દ્રવ્ય ખાવું નિષેધ્યુંછે, અને પ્રકરણમાં અણાહારી વસ્તુ ખાવી કહી તેનો ઉત્તર—જેઠો મુઢમતિ આહારઅણાહારનું સ્વરૂપજ જાણતો હોય એમ જણાતું નથી કારણ કે ઉપવાસમાં તો આહારનો ત્યાગછે, અણાહારનો ત્યાગ નથી. વળી અણાહારી વસ્તુ કઈ કઈછે, કેવી રીતે વાપરવાનીછે, શા કારણે વાપરવાનીછે તેની પણ જેઠાને ખબર નહોતી એમ જણાયછે. ઢુંઢકો ઉપવાસમાં પાણી શિવાય બીજું દ્રવ્ય ખાવાની મના સમજેછે તો તેના રિખો ઘણા ઉપવાસ કર્યાનું ખોટું ડોળ બતાવીને દહીંના ગોરસ તથા છાશ વિગેરે અસનાહારનું ભક્ષણ કરેછે તે કયા શાસ્ત્રથી?

૪૬. સિદ્ધાંતમાં ભગવંતને સયંસ બુદ્ધાણં કહ્યા અને કલ્પ સત્રમાં નિશાળે ભણવા મૂક્યા એમ કહ્યું. એવો વિરોધ જેઠો કુમતિ બતાવેછે તેનો ઉત્તર—ભગવંત તો સયંસબુદ્ધાણં એટલે સ્વયં બુદ્ધજછે, તેઓ કોઈની પાસે ભણ્યા નથી પરંતુ પ્રભુના માતા પિતાએ મોહે કરીને નિશાળે મૂક્યા ત્યારે પણ ઉલટા નિશાળના મેહેતાજીના સંશય ભાંગીને તેને ભણાવી આવ્યાછે. એમ શાસ્ત્રોમાં

પ્રત્યક્ષ કહેલુંછે તે છતાં જેઠા કુમતિએ આવા ખોટા વિરોધ લખીને પોતાની મૂર્ખતા દરાવીછે.

૪૭. સૂત્રમાં હાડની અસઝાઇ કહીછે. અને પ્રકરણમાં હાડના સ્થાપનાચાર્ય સ્થાપવા કહ્યા તેનો ઉત્તર—અસઝાઇ પંચેંદ્રીના હાડનીછે, બીજાની નથી. જેમ શંખ હાડકું છતાં વાજીત્રોમાં મુખ્ય ગણાયછે અને સૂત્રમાં ઘણે સ્થળે તે વાતછે. વળી જો ઢુંઢકો આમ હાડની અસઝાઇ ગણેછે તો તેમના ઢુંઢકોની સ્ત્રીઓ હાથમાં બલોયા પહેરીને તેમના રિખોની પાસે કથાવાર્તા સાંભળવા આવે છે તે બલોયા પણ હાથીના હાડકાનાજ હોયછે માટે ઢુંઢકોના રિખોએ તો તેમના ઢુંઢકોની સ્ત્રીઓના હાથમાંથી અસઝાઇ ટાળવાની ખાતર બલોયા દુર કરાવ્યા પછીજ પોતાની પાસે આવવા દેવી જોઇએ.

૪૮. શ્રી પન્નવણાજીમાં આઠસેં યોજનની પોલાણમાં વાણવ્યંતર રહેછે એમ કહ્યું અને પ્રકરણમાં એશી યોજનની પોલાણ બીજી કહી તેનો ઉત્તર—શ્રી પન્નવણા સૂત્રમાં સમુચ્ચયે વ્યંતરનું સ્થાન બતાવેલુંછે અને ગ્રંથોમાં વિશેષ રીતે ખુલાસો કરેલોછે.

૪૯. જૈનમાર્ગી જીવ નર્કે જવાના નામથી પણ બીહેછે એમ સૂત્રમાં કહ્યુંછે અને પ્રકરણમાં કોણીકરાજા સમ્યક્દ્રષ્ટીએ સાતમી નર્કે જવા વાસ્તે મહા પાપના કાર્યો કર્યા એમ કહ્યું તેનો ઉત્તર—જૈનમાર્ગી જીવ નર્કે જવાના નામથી પણ બીહેછે એ વાત સામાન્યછે, એકાંત નથી. વળી કોણીકે ભગવંતને પ્રશ્ન કરવાથી ભગવંતે તેને છઠી નર્કે જઇશ એમ કહ્યું ત્યારે છઠી નરકે તો ચક્રવર્તિનું સ્ત્રીરત્ન જાયછે એમ સમજી છઠીએ જવું તે કરતાં સાતમીએ જવું પોતાના મનમાં સારૂં જાણીને તેણે ઘણા આરંભના કાર્યો કર્યાછે. વળી ઢુંઢકો પણ જૈન માર્ગી નામ ધરાવીને અરિહંતનાં કહેલાં વચનો ઉથ્થાપેછે, જિનપ્રતિમા નિંદેછે, સૂત્ર વિરાધેછે અને ભગવંતે તો એક વચન ઉત્થાપનારને પણ અનંત સંસારી કહ્યાછે તે વાત ઢુંઢકો જાણતા છતાં પૂર્વોક્ત સ્વરૂપે વર્તેછે અને તેઓ નર્કે જવાથી પણ બીતા નથી, નિગોદમાં જવાથી પણ બીતા નથી કારણ કે

શાસ્ત્રાનુસારે જોતાં તેઓની પ્રાયે નર્ક શિવાય બીજી ગતિ જણાતી નથી.

૫૦ કુર્માપુત્ર કેવળજ્ઞાન પામ્યા પછી છ માસ ઘરમાં રહ્યા કહ્યાછે તેનો ઉત્તર— જો ગૃહસ્થાવાસમાં કોઇ જીવને કેવળજ્ઞાન ઉપજે તો તેને દેવતા સાધુનો વેષ આપેછે અને ત્યાર પછી તે વિચરેછે તથા દેશના દેછે. પરંતુ કુર્માપુત્રને છ માસ સુધી દેવતાએ સાધુનો વેષ આપ્યો નથી; વળી કેવળજ્ઞાની જેમ ભાવી બનવાનું દેખે તેમ કરેછે. પણ આ વાતમાં જેઠા કુમતિના હૃદયમાં શું શુળ ઉત્પન્ન થયું હશે તે કાંઈ સમજાતું નથી.

૫૧ સુત્રમાં સર્વદાનમાં સાધુને દાન દેવું તે ઉત્તમ કહ્યું છે. અને પ્રકરણમાં વિજયશેઠ તથા વિજયારાણીને જમાડયે ૮૪૦૦૦ સાધુને દાન દેવા જેટલું ફળ કહ્યું તેનો ઉત્તર—વિજયશેઠ અને વિજયારાણી ગૃહસ્થાવાસમાં હતાં, તેમની યૌવનાવસ્થા હતી, તરતનાં લગ્ન થયેલાં હતાં, અને કામ ભોગતો તેમણે દષ્ટીએ પણ દીઠો નહોતો; એવાં દંપતિએ મન વચન કાયા ત્રિકરણશુદ્ધ એક સય્યામાં સયન કર્યા છતાં અખંડ ધારાએ શિયળવ્રત પાળેલું છે તેથી શિયળના મહિમા નિમિત્તે પૂર્વોક્ત પ્રકારે કથન કરેલું છે. અને તેઓની પેઠે શિયળ પાળવું તે અતિ દુષ્કર કૃત્ય છે.

૫૨ ભરતેશ્વરે રિષભદેવના અને ૯૯ ભાઇના મળી સો થુભ કરાવ્યા એમ પ્રકરણમાં કહ્યુંછે અને સૂત્રમાં તે વાત નથી એમ જેઠમલજી જણાવેછે તેનો ઉત્તર—ભરતેશ્વરે થુભ કરાવ્યાનો અધિકાર આવશ્યકજીમાંછે. યતઃ

थुभसयभाउगाणं, चउव्विसंचेवजिणघरेकासी;
सव्वजिणाणंपडिमा, वन्नपमाणेहिंनियएहिं ॥८९॥

આ પ્રમાણે શ્રી શત્રુંજય મહાત્મ્યમાં પણ કહેલુંછે.

૫૩ પાંડવોએ શ્રી શત્રુંજય ઉપર સંથારા કર્યાછે એમ સૂત્રમાં કહ્યુંછે પણ પાંડવોએ ઉદ્ધાર કર્યાની વાત સૂત્રમાં નથી એવો વિરોધ જેઠો કુમતિ બતાવેછે તેનો ઉત્તર—સૂત્રમાં પાંડવોએ

સંથારો કર્યાનો અધિકારછે અને ઉદ્ધાર કર્યાનો નથી તેથી એમ સમજવું કે તેટલી વાત સૂત્રકારે ઓછી વર્ણવેલીછે. પરંતુ તેણે ઉદ્ધાર કર્યો નથી એવું સૂત્રકારે કહેલું નથી માટે તેમણે ઉદ્ધાર કર્યાનું શ્રી શત્રુંજય મહાત્મ્યાદિ ગ્રંથોમાં કહેલુંછે તે સત્યજછે.

૫૪ પાંચમ મૂકીને ચોથની સંવત્સરી કરોછો એમ જેઠાએ લખ્યુંછે તેનો ઉત્તર—અમે ચોથની સંવત્સરી કરીએ છીએ તે પૂર્વાચાર્યોની તેમજ યુગ પ્રધાનની પરંપરાએ કરીએ છીએ, નિશિથ ચૂર્ણીમાં ચોથની સંવત્સરી કરવી કહીછે. વળી પાંચમની સંવત્સરી કરવી એવું સૂત્રમાં કોઈ પણ સ્થાનક કહેલું નથી; સુત્રમાં તો અશાડ ચોમાસાના પ્રારંભથી એક મહીનો ને વિશ દિવસે સંવત્સરી કરવી અને એક મહીનોને વિશ દિવસની અંદર સંવત્સરી પડિકમવી કલ્પેછે, પણ ઉપરાંત કલ્પતી નથી, અંદર પડિકમનાર આરાધક છે, ઉપરાંત પડિકમનાર વિરાધકછે. એમ કહ્યુંછે તો વિચારો કે જૈની ટીપણાં વિછેદ ગયેલાંછે જેથી પાંચમની સાંજે સંવત્સરી પ્રતિક્રમણ કરતી વખતે પાંચમછે કે છઠ થઈ ગયેલીછે તેની યથાસ્થિત ખબર પડતી નથી; અને જો છઠમાં પ્રતિક્રમણ કરીએ તો પૂર્વોક્ત જીનાજ્ઞાનો લોપ થાયછે, માટે તે કાર્યમાં બાધકનો સંભવછે. પરંતુ ચોથની સાંજે પ્રતિક્રમણ કરતાં પાંચમ થઈ જાય તો કોઈ પણ પ્રકારનો બાધક નથી તેથી પૂર્વાચાર્યોએ પૂર્વોક્ત ચોથની સંવત્સરી કરવાની શુદ્ધ રિતીનું પ્રવર્ત્તન કરેલુંછે તે સત્યજછે. પરંતુ ઢુંઢકો ચોથની સાંજે પાંચમ થતી હોય તો તે દીવસે એટલે ચોથે સંવચ્છરી કરેછે તે નથી તો કોઈ સૂત્રપાઠથી કરતા અને નથી યુગ પ્રધાનની આજ્ઞાથી કરતા પણ ફક્ત સ્વમતિ કલ્પનાથી કરેછે.

૫૫ સૂત્રમાં ચોવીશે તિર્થંકર વંદનીક કહ્યાછે અને વિવેક વિલાસમાં કહ્યુંછે કે ઘર દેરાસરમાં એકવીશ તિર્થંકરની પ્રતિમા સ્થાપવી તેનો ઉત્તર—જૈનધર્મીઓને તો ચોવીશે તિર્થંકર એક સરખાછે. તેમજ ચોવીશ તિર્થંકરને વંદન પૂજન કરવાથી યાવત્ મોક્ષફળની પ્રાપ્તિછે. પરંતુ ઘર દેરાસરમાં એકવીશ તિર્થંકરની પ્રતિમા સ્થાપવી એમ વિવેકવિલાસ ગ્રંથમાં કહ્યુંછે તે અપેક્ષા વચન

છે જેમ સર્વશાસ્ત્રો એક સરખાંછે પરંતુ કેટલાએક પહેલા પહોરમાં ભણાયછે, બીજા પહોરમાં ભણાતાં નથી. તેમ એ પણ સમજવું. વળી ઘર દેરાસરને મોટું દેરાસર કેવું કરવું, કેટલા પ્રમાણના ઉંચા જીનબિંબ સ્થાપવા, કેવા વર્ણના સ્થાપવા, કેવી રીતે પ્રતિષ્ટા કરવી, કયા કયા તિર્થંકરની પ્રતિમા બેસારવી વિગેરે જે અધિકારછે તે જીનાગ્નામાં વર્તેછે તેને અને જીનપ્રતિમાના ગુણ ગ્રાહકોછે તેને સમજવાનોછે, ઢુંઢકો સરખા મિથ્યાદ્રષ્ટી, જીનાગ્નાથી પરાઙ્મુખ અને જીનપ્રતિમાના નિંદકોને સમજવાનો નથી.

૫૬. શ્રી આચારંગ સૂત્રના મૂળપાઠમાં પાંચ મહાવ્રતની પચવિશભાવના કહી અને તેની ટીકામાં પાંચભાવના સમકિતની વધારે કહી તેનો ઉત્તર—આચારંગ મૂળસુત્રમાં ચારિત્રની પચવિશ ભાવના કહીછે અને નિર્યુક્તિમાં પાંચભાવના સમકિતની વધારે કહીછે તે ખરીછે. અને નિર્યુક્તિ માનવાનું નંદીસુત્રના મૂળપાઠમાં કેહેલુંછે વળી સમ્યક્ત સર્વ વ્રતનું મૂળછે. જેમ મૂળ વિના વૃક્ષ રહી શકતું નથી તેમ સમકિત વિના વ્રત રહી શકતા નથી. ઢુંઢકો વ્રતની પચવીશ ભાવના માન્ય કરે છે અને સમકિતની પાંચ ભાવના માન્ય કરતા નથી તે ઉપરથી એમ નિર્ણય થાયછે કે તેઓને સમકિતની પ્રાપ્તિજ નથી.

૫૭. કર્મ ગ્રંથમાં નવમા ગુણઠાણા સુધી મોહની કર્મની પ્રકૃતિનો જે ઉદય લખ્યોછે તે સુત્ર સાથે મળતો આવતો નથી એવું જેઠાએ લખ્યું તેનો ઉત્તર—કર્મ ગ્રંથમાં જણાવેલી વાત બરોબરછે જેઠમલજીએ તે વાત સુત્રની સાથે મળતી આવતી નથી એમ લખ્યુંછે પરંતુ બત્રીશ સુત્રમાં કોઈ પણ ઠેકાણે ચૌદે ગુણઠાણા ઉપર કોઈ પણ કર્મની પ્રકૃતિનો બંધ, ઉદય, ઉદીરણા, કે સત્તા વીગેરે ગુણઠાણાના નામ લહીને કેહેલજ નથી. માટે જેઠા નિન્હવે આ બાબતમાં ફોગટનું ડોળાણ કરેલુંછે તે મિથ્યાછે.

૫૮. શ્રી આચારંગની ચૂર્ણીમાં 'કાંગુરનીકાંબ ફેરવી' એમ લખેલુંછે એવું જેઠો નિન્હવ બતાવેછે પણ તે ખોટુંછે કારણ કે તેવું લખાણ આચારંગની ચૂર્ણીમાં નથી.

૫૯ થી ૭૯ પર્યંત એકવિશ બોલ જેઠા નિજાવે નિશીથ ચુર્ણીના ઠરાવીને લખ્યાછે તે સર્વે બોલ નિશીથ ચૂર્ણીમાં તેના લખવા પ્રમાણેછે નહી તેથી તેનું લખવું તમામ મિથ્યાછે.

૮૦. શ્રી આવશ્યક સુત્રની ભાષમાં શ્રી મહાવીર સ્વામીના સત્તાવીશ ભવ કહ્યા તેમાં મનુષ્યમાંથી કાળ કરીને ચક્રવર્તિ થયા એમ કહ્યુંછે તેનો ઉત્તર — મનુષ્ય કાળ કરીને ચક્રવર્તિ ન થાય એવી શાસ્ત્રોક્ત વાત છતાં પ્રભુ થયાછે તેથી એમ સમજવું કે જીનવાણી અનેકાંતછે માટે જીનમાર્ગમાં એકાંત ખેંચવી તે મિથ્યાદષ્ટીનું કાર્યછે. વળી ઢુંઢકોના માનેલા બત્રીશ સૂત્રોમાં તો વીર ભગવંતના સત્તાવિશ ભવ કોઈ જગ્યાએ વર્ણવેલા નથી તો જેઠાને આ વાત લખવાનું શું પ્રયોજન હશે તે કાંઈ સમજાતું નથી.

૮૧. સિદ્ધાંતમાં અરિષ્ટ નેમીને અઢાર ગણધર કહ્યા અને ભાષમાં અગીઆર કહ્યાછે તે મતાંતરછે.

૮૨. સુત્રમાં પાર્શ્વનાથને ૨૮ ગણધરકહ્યા અને નિર્યુક્તિમાં ૧૦ કહ્યાછે એવું જેઠો લખેછે પરંતુ કોઈ પણ સૂત્ર કે નિર્યુક્તિ વિગેરેમાં પાર્શ્વનાથને ૨૮ ગણધર કહેલા નથી; માટે જેઠા નિજાવે ગપ્પ હાંક્યો હોય તેમ જણાયછે.

૮૩. સાધુ ગૃહસ્થપણામાં રહેલા તિર્થંકરને વાંદે તે સુત્ર વિરૂદ્ધછે એમ જેઠો નિજાવ લખેછે તેનો ઉત્તર—તિર્થંકર ગૃહસ્થપણામાં હોય ત્યાં સુધી સાધુ તેમની ભેળા થતાજ નથી એવીજ સ્થિતીછે. પરંતુ સાધુ દ્રવ્ય તિર્થંકરને વંદના કરે તે તો સત્યછે. જેમ શ્રી પાર્શ્વનાથના સાધુ ચોવિસથ્થો કહેતી વખત શ્રી મહાવીર જીનને દ્રવ્ય નિક્ષેપે વંદના કરતા હતા. વળી હાલ પણ લોગસ્સ કહેતી વખતે તેજ પ્રમાણે દ્રવ્ય જીન વંદાયછે.

૮૪—૮૫ મા પ્રશ્નમાં જેઠો લખેછે કે "શ્રી સંથારપયન્નામાં તથા ચંદા વિજય પયન્નામાં અવંતિ સુકમાળનું નામછે અને અવંતિ સુકમાળ તો પાંચમાઆરામાં થયાછે માટે તે પયન્ના ચોથાઆરાના ગુંથેલા નહીં" તેનો ઉત્તર—શ્રી ઠાણાંગ તથા નંદી સૂત્રમાં પણ પાંચમાઆરાના જીવોનું કથનછે તો તે સૂત્રો પણ ચોથાઆરાના બનેલા ન માનવા જોઈએ.

ઉપર પ્રમાણે જેઠાનિજાવના લખેલા (૮૫) પ્રશ્નોના ઉત્તર અમોએ સાસ્ત્રાનુસારે યથાસ્થિત લખેલાછે. અને તેથી સર્વ સૂત્રો, પંચાંગી, ગ્રંથો, પ્રકરણો વિગેરે માન્ય કરવા યોગ્યછે એમ સિદ્ધ થાયછે. કારણ કે સમદૃષ્ટીએ જોતાં તેમાં પરસ્પર કાંઇ પણ વિરોધ નથી પરંતુ જો જેઠા નિજાવ વિગેરે ઢુંઢકો શાસ્ત્રોમાં અંદર અંદર અપેક્ષાયુક્ત વિરોધ હોવાથી માનવા લાયક ગણતા નથી તો તમના માનેલા બત્રીશ સૂત્રો જે કે ગણધર મહારાજાએ સ્વયમેવ ગુંથેલાછે એવું તઓ કેહછે તેમાં પણ પરસ્પર કેટલાક વિરોધછે જમાંના કેટલાક પ્રશ્ન તરિકે આ ઠેકાણે લખેલાછે.

૧ શ્રી સમવાયાંગે મલ્લિનાથજીને (૫૯૦૦) અવધિજ્ઞાની કહ્યા અને શ્રી જ્ઞાતા સૂત્રમાં (૨૦૦૦) કહ્યા તે કેમ ?

૨ શ્રી જ્ઞાતાજીમાં અધ્યયન પાંચમે કૃષ્ણને ૩૨૦૦૦ સ્ત્રીઓ કહી અને અંતગડ દશાંગમાં પ્રથમ અધ્યયને ૧૬૦૦૦ કહી ત કેમ ?

૩ શ્રીરાયપસેણીમાં કેશીકુમારને ચાર જ્ઞાન કહ્યા અને ઉત્તરાધ્યયનમાં અવધિજ્ઞાની કહ્યા તે કેમ ?

૪ શ્રી ભગવતિસૂત્રમાં શ્રાવક હોય તે ત્રીવિધ ત્રીવિધ કર્માદાનના પચ્ચખ્ખાણ કરે એમ કહ્યું અને ઉપાશગદશાંગમાં આણંદશ્રાવકે હળ મોકળા રાખ્યા તે કેમ ?

૫ તથા કુંભાર શ્રાવકે નિભાડા મોકળા રાખ્યા તે કેમ ?

૬ શ્રીપન્નવણા સૂત્રમાં વેદની કર્મની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્તની કહી અને ઉત્તરાધ્યયનમાં અંતર મુહુર્ત્તની કહી ત કેમ ?

૭ શ્રી ઉત્તરાધ્યયનમાં 'લસણ' અનંતકાય કહ્યું અને શ્રી પન્નવણાજીમાં પ્રત્યેક કહ્યું તે કેમ ?

૮ શ્રી પન્નવણા સૂત્રમાં ચાર ભાષા બોલના આરાધક કહ્યો અને દશવૈકાળીકજીમાં બે ભાષા બોલવી કહી તે કેમ ?

૯ શ્રી ઉત્તરાધ્યયનમાં રોગ ઉત્પન્ન થયે સાધુ ઔષધ ન કરે એમ કહ્યું અને ભગવતિમાં પ્રભુએ બિજોરાપાક ઔષધ નિમિત્તે લીધો કહ્યું તે કેમ ?

૧૦ શ્રી પન્નવણાજીમાં અઢારમા કાયસ્થિતીપદે સ્ત્રી વેદ-

ની કાયસ્થિતિ પાંચ પ્રકારે કહી તો સર્વજ્ઞમતમાં પાંચ વાત શી?

૧૧ શ્રીઠાણાંગ સૂત્રમાં સાધુએ રાજપિંડ ન લેવો એમ કહ્યું અને અંતગડ સૂત્રમાં ગૌતમસ્વામીએ શ્રી દેવીને ઘરે આહાર લીધો એમ કહ્યું તે કેમ?

૧૨ શ્રીઠાણાંગ સૂત્રમાં પાંચ મહાનદી ઉતરવાની ના કહી અને બીજા લગતા સૂત્રમાં હા કહી તે કેમ?

૧૩ શ્રી દશવૈકાળિક તથા આચારંગ સૂત્રમાં સાધુ ત્રીવિધે ત્રીવિધે પ્રાણાતિપાતનું પચ્ચખાણ કરે એમ કહ્યું અને સમવાયાંગ તથા દસાશ્રુતસ્કંધમાં નદી ઉતરવી કહી તેનું કેમ?

૧૪ શ્રી દશવૈકાળીકમાં સાધુને લુણ પ્રમુખ અનાચિર્ણ કહ્યું અને આચારંગમા દ્વિતિયશ્રુતસ્કંધના અધ્યયન પહેલે ઉદ્દેસે દશમે સાધુએ લુણ વહોર્યું હોય તો પોતે વાવરે, અથવા સાંભોગીકને વહેંચી આપે એમ કહ્યું તે કેમ?

૧૫ શ્રી ભગવતિ સૂત્રમાં નિંબતીખો કહ્યો અને ઉત્તરાધ્યયને કડવો કહ્યો તે કેમ?

૧૬ શ્રી જ્ઞાતાજીમાં મલ્લિનાથજીએ (૩૦૮) ની સાથે દિક્ષા લીધી એમ કહ્યું અને શ્રીઠાણાંગજીમાં છ પુરૂષ સાથે દિક્ષા લીધી એમ કહ્યું તે કેમ?

૧૭ શ્રીઠાણાંગજીમાં મલ્લિનાથજીની સાથે છ મિત્રોએ દિક્ષા લીધી એમ કહ્યું અને જ્ઞાતાજીમાં કેવળજ્ઞાન ઉપજ્યા પછી છ મિત્રોએ દીક્ષા લીધી એમ કહ્યું તેનું કેમ?

૧૮ શ્રી સુયગડાંગસૂત્રમાં કહ્યું કે સાધુ આધાકર્મી આહાર લેતાં કર્મે લેપાય પણ ખરો અને ન લેપાય પણ ખરો. આ પ્રમાણે એક ગાથામાં બે વાત એક બીજાની પ્રતિપક્ષી છે તે કેમ?

ઉપર પ્રમાણે સૂત્રોની અંદર પણ ઘણા વિરોધ છે તે ગ્રંથ વધી જવાના ભયથી અહીંઆં લખ્યા નથી તોપણ જેઓને વિશેષ જોવાની ઈચ્છા હોય તેમણે શ્રીમદ્યશોવિજયજી કૃત વિરસ્તુતી રૂપ હુંડીના સ્તવનનો ટબો સંવેગી પંડીત શ્રી પદ્મવિજયજીએ પુરેલો છે તે જોવો. જો ઢુંઢકો બત્રીસ સૂત્ર પરસ્પર અવિરોધી જાણીને

આન્ય કરેછે અને બીજાં સૂત્રો તથા ગ્રંથો વિરોધી જાણીને નિષેધે છે તો ઉપર જણાવેલા વિરોધ જે કે બત્રીશ સૂત્રના મૂળપાઠની અંદરજ છે તે નિર્યુક્તિ તથા ટિકાની મેળવણી શિવાય મેળવી આપવા જોઈએ. જો કે અમોને તો નિશ્ચયજ છે કે ઢુંઢકો જેઓ જિનાજ્ઞાથી પરાઙ્મુખ છે તેઓ મેળવી શકવાના નથી કેમકે તેમાં કોઈ પાઠાંતર, કોઈ અપેક્ષા, કોઈ ઉત્સર્ગ, કોઈ અપવાદ, કોઈ નય, કોઈ વિધિવાદ અને કોઈ ચરિતાનુવાદ વિગેરે સૂત્રોના ગંભીર આશય છે તેને સમુદ્ર સરખી બુદ્ધિના ધણી ટીકાકાર પ્રમુખ જાણે અને તેઓ તમામ વિરોધનું નિરાકરણ કરી શકે. પરંતુ ઢુંઢકોએ તો ફક્ત જિનપ્રતિમાના દ્વેષથી સર્વ શાસ્ત્રો ઉત્થાપ્યાં છે તેઓ તેનું નિરાકરણ કરવાને શક્તિવાન નથી. અલંવિસ્તરેણ.



## ૨૬ સૂત્રોમાં શ્રાવકોએ જિનપુજા કરી કહીછે તે વિષે.

છવીસમા પ્રશ્નોત્તરમાં જેઠો નિહ્નવ લખેછે કે "સૂત્રમાં કોઈ શ્રાવકે પૂજા કરી કહી નથી" તેનો ઉત્તર—જેઠમલજીએ નેત્ર ઉઘાડીને જોયું હોત તો જણાત કે સૂત્રમાં તો સ્થાનકે સ્થાનકે પૂજાનો અને જિનપ્રતિમાનો અધિકાર છે. જેમાંથી કેટલાએક અધિકારની નોંધ દ્રષ્ટાંત તરિકે, તેમજ ભવ્ય જીવના ઉપગાર નિમિત્ત અત્રે લખેલી છે. અને તે અધિકારોના સૂત્રપાઠ અગાઉ લખવામાં આવી ગયેલા હોવાથી અહીંઆં લખ્યા નથી.

૧ શ્રી આચારાંગસૂત્રમાં સિદ્ધાર્થરાજાને શ્રી પાર્શ્વનાથના સંતાનીઆ શ્રાવક કહેલા છે, તેમણે જિનપૂજાને વાસ્તે લાખ રૂપીઆ દીધા તથા અનેક જિનપ્રતિમાની પૂજા કરીછે એમ કહ્યું છે. આ અધિકારમાં સૂત્રની અંદર जायेअ એવો શબ્દ છે. તે શબ્દનો ગુજરાતિ ભાષામાં યાગશબ્દ થાયછે અને યાગશબ્દ દેવ પૂજા વાચી છે. વળી તેઓ શ્રાવક હોવાથી તેમને અન્ય યાગનો

સંભવ હોયજ નહી તેથી તેમણે જિનપૂજા કરીછે એ નિઃસંશય વાતછે.

૨ શ્રીસુયગડાંગસૂત્રમાં જિનપ્રતિમા દેખી આર્દ્રકુમાર પ્રતિબોધ પામ્યા અને દીક્ષા ન લીધી ત્યાં સુધી તેની પૂજા કરી એમ કહેલું છે.

૩ શ્રી સમવાયાંગસૂત્રમાં સમવસરણના અધિકારને માટે કલ્પસૂત્રની ભળામણ છે તે પ્રમાણે શ્રી વૃહતકલ્પની ભાષમાં સમવસરણનો અધિકાર વિસ્તારથી છે તેમાં લખ્યું છે કે સમવસરણમાં પૂર્વ સન્મુખ ભાવ અરિહંત બીરાજે છે અને ત્રણ દિશાએ તેમના પ્રતિબિંબ એટલે સ્થાપના અરિહંત બીરાજે છે.

૪ શ્રી ઠાણાંગસૂત્રમાં સ્થાપના સત્ય કહીછે.

૫ શ્રી ભગવતિસૂત્રમાં તુંગિયાનગરીના શ્રાવકોએ જિનપ્રતિમા પૂજ્યાનો અધિકાર છે.

૬ શ્રી જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીએ જિનપ્રતિમાની સત્તરભેદી પૂજા કર્યાનો અધિકાર છે તે પૂર્વે લખાયેલ છે.

૭ શ્રી ઉપાશગદશાંગસૂત્રમાં આણંદાદી દશ શ્રાવકોએ જિનપ્રતિમા વાંદી પૂજી છે એવો અધિકાર છે, અને તે પણ પૂર્વે લખાયેલ છે.

૮ શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં સાધુ જીનપ્રતિમાની વૈયાવચ્ચ કરે એમ કહ્યુંછે.

૯ શ્રી ઉવવાઈ સૂત્રમાં ઘણા જીનમંદિરનો અધિકારછે.

૧૦ તેજ સૂત્રમાં અંબડ શ્રાવકે જીનપ્રતિમા વાંધા પૂજ્યાનો અધિકારછે.

૧૧ શ્રીરાયપશેણી સૂત્રમાં સૂર્યાભ દેવતાએ જીનપ્રતિમા પૂજી કહીછે.

૧૨ તેજ સૂત્રમાં ચિત્રસારથી તથા પરદેશી રાજાએ બંને શ્રાવકોએ જીનપ્રતિમા પૂજી એવો અધિકારછે.

૧૩ શ્રી જીવાભિગમ સૂત્રમાં વિજયદેવતા આદિ દેવતાઓએ જીનપ્રતિમા પૂજ્યાનો અધિકારછે.

૧૪ શ્રી જંબુદ્વિપ પન્નત્તિ સૂત્રમાં યમક દેવતાદિકોએ પૂજા કરીછે.

૧૫ શ્રી દશવૈકાળિક સૂત્રમાં સિઝંભવસૂરી જીનપ્રતિમાને દેખીને પ્રતિબોધ પામ્યાછે.

૧૬ શ્રી ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનની નિર્યુક્તિમાં ગૌતમસ્વામી અષ્ટાપદ યાત્રા કરવાને ગયા એમ કહ્યુંછે.

૧૭ તેજ સૂત્રના ૨૯ મા અધ્યયનમાં થઇ થુઇ મંગલ માં સ્થાપના વાંદવી કહીછે.

૧૮ શ્રી નંદિ સૂત્રમાં વિશાળાનગરીની અંદર શ્રી મુનિ સુવ્રત સ્વામીનું મહાપ્રભાવિક થુભ કહેલુંછે.

૧૯ શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં સ્થાપના માનવી કહીછે.

૨૦ શ્રી આવશ્યક સૂત્રમાં ભરતચક્રવર્તિએ જીનમંદિર કરાવ્યાનો અધિકારછે.[1]

૨૧ તેજ સૂત્રમાં વગ્ગુર શ્રાવકે મલ્લિનાથનું દેરૂં કરાવ્યુંછે[1]

૨૨ તેજ સૂત્રમાં પૂષ્પથી જીનપૂજા કર્યે સંસાર ક્ષય થઇ જાય એમ કહ્યુંછે.

૨૩ તેજ સૂત્રમાં પ્રભાવતિ શ્રાવિકાએ જીનમંદિર બનાવ્યું છે તથા જીનપ્રતિમાની સમીપે નાટક કર્યુંછે.[2]

૨૪ તેજ સૂત્રમાં કહ્યુંછે કે શ્રેણીકરાજા એકસોને આઠ સોનાના જવ દરરોજ નવા બનાવીને તેનો જીનજી સન્મુખ સ્વસ્તિક કરતા હતા.

૨૫ તેજ સૂત્રમાં સાધુ કાયોત્સર્ગમાં જીનપ્રતિમાની પૂજાની અનુમોદના કરેછે એમ કહ્યું છે.

૨૬ તેજ સૂત્રમાં સર્વ લોકમાં જે જીનપ્રતિમાછે તેને આરાધવા નિમિત્તે સાધુ તથા શ્રાવકો કાઉસગ્ગ કરે એમ કહ્યુંછે.

૨૭ શ્રી વ્યવહાર સૂત્રમાં પ્રથમ ઉદ્દેસે જીનપ્રતિમાની આગળ આલોયણ કરવી કહીછે.

૨૮ શ્રી મહાનિશીથ સૂત્રમાં જીનમંદિર બનાવતાં શ્રાવક

---

૧ બંને સૂત્રપાઠ જુઓ પાછળ પાને ૫૯ ૨ જુઓ પાને ૬૦.

ઉત્કૃષ્ટો બારમા દેવલોક પર્યંત જાય એમ કહ્યુંછે.[1]

૨૯ શ્રી મહાકલ્પ સૂત્રમાં જીનમંદિરની અંદર સાધુ શ્રાવક વંદના કરવા ન જાયતો પ્રાયશ્ચિત લખ્યુંછે.[2]

૩૦ શ્રી જીતકલ્પ સૂત્રમાં પણ તેને લગતો અધિકારછે.

૩૧ શ્રી પ્રથમાનુયોગમાં અનેક શ્રાવક શ્રાવિકાઓએ જીનમંદિર બનાવ્યા તથા પૂજા કરી એવો અધિકારછે.

ઈત્યાદિ સેંકડો સ્થાનકે જીનપ્રતિમા સંબંધી પૂજા કરવાનો તથા જીનમંદિર બનાવવા વિગેરેનો અધિકાર પ્રત્યક્ષપણેછે. વળી સર્વે સૂત્રો જોઈને સામાન્ય રીતે વિચારી જોતાં પણ જણાયછે કે ચોથાઆરામાં જેટલાં જીનમંદિરો હતાં તેટલાં આજે નથી કારણ કે સૂત્રોમાં જ્યાં જ્યાં શ્રાવકોનો અધિકારછે ત્યાં ત્યાં न्हायाकय बलिकम्मा એટલે નાહીને દેવ પૂજા કરી એવો પ્રત્યક્ષ પાઠ છે. એ ઉપરથી તમામ શ્રાવકોના ઘરમાં જીનમંદિર હતાં અને તેઓ નિરંતર પૂજા કરતા હતા એમ સિદ્ધ થાયછે.

વળી દશપૂર્વધારીના શ્રાવક સંપ્રતિરાજાએ સવાલાખ જિન મંદિર બનાવ્યાં છે તથા સવાક્રોડ જિનબિંબ ભરાવ્યાં છે જેમાંથી હજારો જિનમંદિર તથા જિનપ્રતિમા અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. રતલામ, નાડોલ તથા શત્રુંજય ગિરનારાદી નગરોમાં તથા તિર્થોમાં ઘણે સ્થાનકે સંપ્રતિરાજાનાં કરાવેલાં જિનમંદિરો દષ્ટીએ પડે છે તેમજ બીજાં અનેક જિનમંદિરો હજારો વર્ષોનાં કરાવેલાં જણાય છે. વળી શ્રી આબુજી ઉપર વિમળચંદ્ર તથા વસ્તુપાળ તેજપાળના ક્રોડો રૂપીઆ ખરચીને કરાવેલાં જિનમંદિરો જેની શોભા અવર્ણિય છે તેવાં વિદ્યમાન છે. જેઠા મંદમતિએ લખ્યું છે કે "કોઈ શ્રાવકે જિનપ્રતિમા પૂજી નથી" તે ઉપરથી તો એમજ જણાય છે કે તેને હૃદય ચક્ષુ તો નહોતાં પરંતુ દ્રવ્યનો પણ અભાવ હશે કેમકે તેજ કારણથી તેણે પૂર્વોક્ત સૂત્રપાઠ પોતાની દષ્ટીએ દીઠા હશે નહી.



૧ જુઓ સૂત્રપાઠ પાને. ૧૯૫ ૨ પાને. ૧૫૩

# ૨૭ સાવદ્યકરણી વિષે.

સત્તાવીસમા પ્રશ્નોત્તરમાં જેઠો નિન્હવ લખેછે કે "સાવદ્યકરણીમાં જિનાજ્ઞા નથી" આ લખાણ એકાંત હોવાથી જેઠા નિન્હવે અજ્ઞાન દશાએ કરેલું હોય એમ જણાય છે કારણ કે સાવદ્ય નિરવદ્યના ભેદની તેને ખબરજ નહોતી એવું તેના આ પ્રશ્નોત્તરમાં લખેલા ૨૪ બોલ ઉપરથી કલ્પી શકાય છે. જેઠમલજી જે કાર્યમાં હિંસા થતી હોય તેવાં તમામ કાર્યોને સાવદ્યકરણીનાં ગણેછે પરંતુ કેટલાએક જિનપૂજાદિ કાર્યોમાં સ્વરૂપે હિંસા છે પરંતુ અનુબંધે દયા છે; અને અભવ્ય, જમાલીમતિ તથા ઢુંઢકો વિગેરે જે દયા પાળે છે તે સ્વરૂપે દયાછે પણ અનુબંધે હિંસા છે કેટલીએક ધર્મ કરણીમાં સ્વરૂપે હિંસા અને અનુબંધે દયા છે ને તેનું ફળ પણ દયાનુંજ હોય છે. વળી તેવી કરણી વીગેરેમાં જિનેશ્વર ભગવંતે આજ્ઞા પણ દીધેલી છે, જેમાંના કેટલાક બોલ દૃષ્ટાંત તરીકે આ નીચે લખેલા છે.

૧ શ્રી આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના ઈર્યા અધ્યયનમાં લખ્યું છે કે સાધુ ખાડામાં પડી જાય તો ઘાસ વેલડી તથા વૃક્ષને પકડીને બહાર નીકળે.

૨ તેજ સૂત્રમાં કહ્યું છે કે સાધુ ખાંડ સાકરને બદલે લુણ અર્થાત્ મીઠું વહોરી લાવ્યા હોય તો તે ખાઇ જવું, ખવાય નહી તો સાંભોગિકને વહેંચી દેવું.

૩ તેજ સૂત્રમાં કહ્યું છે કે રસ્તામાં નદી આવેતો સાધુ ઉતરે.

૪ તેજ સૂત્રમાં કહ્યું છે કે સાધુ મૃગપૃચ્છામાં જાૂઠું બોલે.

૫ શ્રી સુયગડાંગ સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે મૃગપૃચ્છા શિવાય સાધુ જાૂઠું ન બોલે, અર્થાત્ મૃગપૃચ્છામાં બોલે.

૬ શ્રી ઠાણાંગસૂત્રના પાંચમા ઠાણામાં પાંચ કારણે સાધુ સાધ્વીને પકડી લે એમ કહ્યું છે તેમાં નદીમાં તણાઇ જતી સાધ્વીને સાધુએ બહાર કાઢવી એમ કહ્યું છે.

૭ શ્રી ભગવતિસૂત્રમાં કહ્યું છે કે શ્રાવક સાધુને અસુઝતો

અને સચિત ચાર પ્રકારનો આહાર દેતાં અલ્પ પાપ અને ઘણી નિર્જરા કરે.

૮ શ્રી ઉવ્વાઇસૂત્રમાં કહ્યું છે કે સાધુ શિષ્યની પરિક્ષા માટે દોષ લગાડે.

૯ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે કે સાધુ પડિલેહણા કરે તો તે કાર્યમાં અવશ્ય વાયુકાયની હિંસા થાયછે.

૧૦ શ્રી વૃહતકલ્પમાં ચરબીનું વિલેપન કરવું લખ્યું છે.

૧૧ તેજ સૂત્રમાં સાધ્વીને કારણે પકડી લેવી કહી છે.

ઇત્યાદિ કેટલાક કાર્યો જેને જેઠા એકાંતપક્ષી ઢુંઢક હોવાથી સાવદ્ય ગણેછે પરંતુ તેમાં પ્રભુની આજ્ઞાછે, અને તેથી કર્મબંધ નથી. શ્રી આચારંગ સૂત્રના ચોથા અધ્યયનના બીજા ઉદ્દેસામાં કહ્યુંછે કે દેખીતું આશ્રવનું કારણછે પરંતુ શુદ્ધ પ્રણામ હોવાથી નિર્જરા થાયછે અને દેખીતું સંવરનું કારણછે પરંતુ અશુભ પ્રણામથી કર્મબંધ થાયછે.

વળી સમકિતદ્રષ્ટી શ્રાવકોએ પુન્યપ્રાપ્તિ નિમિત્તે કેટલાએક કાર્યો કરેલાંછે, જેમાં સ્વરૂપે હિંસાછે પરંતુ અનુબંધે દયાછે અને તેઓને દયાનુંફળ પ્રાપ્ત પણ થયેલુંછે. આવા અધિકાર સૂત્રોમાં ઘણાછે જેમાંથી થોડાએક આ નીચે લખ્યાછે.

૧ શ્રી જ્ઞાતાસૂત્રમાં સુબુદ્ધિ પ્રધાને રાજાને સમજાવવા માટે ગંદી ખાઇનું પાણી સમાર્યું.

૨ શ્રી મલ્લીનાથજીએ છ રાજાને પ્રતિબોધવા નિમિત્તે મોહન ઘર કરાવ્યું.

૩ તેમજ છ રાજાનો પોતા ઉપરનો મોહ ટાળવા નિમિત્તે પોતાના સ્વરૂપ જેવી પૂતળીમાં દરરોજ આહારના કોળીઆ નાંખ્યા જેથી તેમાં હજારો ત્રસ જીવની ઉત્પત્તિ અને વિનાશ થયો.

૪ શ્રી ઉવ્વાઇ સૂત્રમાં કોણીક રાજાએ ભગવંતની ભક્તિ નિમિત્તે મહતા ડંબરે સામૈયું કર્યું.

૫ શ્રી કોણીક રાજાએ દરરોજ ભગવંતના ખબર મંગાવવા માટે માણસોની ટપાલ બાંધી.

૬ પરેદેશી રાજાએ દાનશાળા મંડાવી જેમાં કેટલાએક પ્રકારનો આરંભ હતો, પરંતુ કેશીકુમારે તેનો નિષેધ ન કરતાં કહ્યું કે હે પરેદેશીરાજા! પૂર્વે મનોરમ થઇને હવે અમનોરમ ન થઇશ.

૭ પરેદેશીરાજાએ કેશી ગણધરને કહ્યું કે-હે સ્વામી! આવતી કાલે મારી તમામ રિદ્ધિ અને આડંબર સાથે આવીને આપને વંદના કરીશ; અને તેમ કર્યું છતાં કેશીગણધરે નિષેધ ન કર્યો.

૮ ચિત્ર સારથીએ પરદેશીરાજાને પ્રતિબોધ પમાડવા નિમિત્તે કેશી ગણધર પાસે લઈ જવા સારૂ રથ ઘોડા દોડાવ્યા.

૯ સૂર્યાભ દેવતાએ જીનભક્તિ નિમિત્તે ભગવંત સમીપે નૃત્ય કર્યું.

૧૦ દ્રૌપદિએ જીનપ્રતિમાની સત્તરભેદી પૂજા કરી.

જેઠા મંદમતિએ આ પ્રશ્નોત્તરમાં જે જે બોલ લખ્યાછે તેમાં પોતાની ઇચ્છા એવો શબ્દ જીનાજ્ઞા શિવાયનું કાર્ય ઠરાવવા માટે લખેલોછે; પરંતુ તેમાંનાં ઘણાં કૃત્યો પુન્ય પ્રાપ્તિને નિમિત્તેજ કરેલાછે. જેમાંના કેટલાએક નીચે પ્રમાણે કારણ સાથે છે.

૧ કોણીક રાજાએ પ્રભુની વધામણીમાં નિત્ય પ્રત્યે સાડાબારહજાર રૂપૈઆ દીધા તે જીનભક્તિ નિમિત્તે.

૨ ઘણા રાજાઓએ તથા શ્રાવકોએ દિક્ષા મહોત્સવ કર્યા તે જૈનશાસનની પ્રભાવના નિમિત્તે.

૩ કૃષ્ણે દિક્ષાની દલાલી માટે દ્વારકામાં પડહ ફેરવ્યો તે ધર્મ વૃદ્ધિ નિમિત્તે.

૪ ઇંદ્ર તથા દેવતાદિકોએ જીનજન્મોચ્છવ કર્યો તે ધર્મ પ્રાપ્તિ નિમિત્તે. એ પ્રમાણે શ્રી જંબુદ્વિપ પન્નત્તિ સૂત્રમાં કહ્યુંછે.

૫ દેવતાઓ નંદિશ્વરદ્વિપે અઠાઈ મહોત્સવ કરેછે તે ધર્મ પ્રાપ્તિ નિમિત્તે.

૬ જંઘાચારણ તથા વિદ્યાચારણ લબ્ધિ ફોરવેછે તે જીનપ્રતિમાના વંદન નિમિત્તે.

૭ શંખ શ્રાવકે સ્વામીવત્સળ કર્યું તે સમકિતની શુદ્ધિ નિમિત્તે. એ પ્રમાણે અદ્યાપિપર્યંત સ્વામીવત્સળનો રિવાજ પ્રવર્તેછે;

ઘણા પુન્યવંત શ્રાવકો સ્વધર્મીની ભક્તિ અનેક પ્રકારે કરેછે. જો જેઠો નિન્હવ આ વાતનો એટલે સ્વામીવત્સળ કરવાનો નિષેધ કરે છે અને લખેછે કે તે કાર્યમાં તેની ઇચ્છાછે, જીનાજ્ઞા નથી તો ઢુંઢકો પોતાના સ્વધર્મીને જમાડેછે, સંવત્સરીનું પારણું જમેછે, પુજ્યની તિથિએ પોસહ કરીને પોતાના સુધર્મીને જમાડેછે, તેમાં તે જેઠો અને તેના ધર્માચાર્ય શિખો પાપ માનેછે; કારણ કે તે કાર્યમાં હિંસા થાયછે. જ્યારે તેવા કાર્યમાં પાપ માનેછે ત્યારે ઢુંઢકો તે શાપંથી ભીખમના ભાઈ થઈને તે કાર્ય શા માટે કરતા હશે? શું નરકે જવા માટે કરેછે?

૮ તેતલી પ્રધાનને પોટીલ દેવતાએ સમજાવ્યો તે ધર્મ નિમિત્તે.

૯ તિર્થંકર ભગવંતે વર્ષીદાન દીવું તે પુન્યદાન ધર્મ પ્રગટ કરવા નિમિત્તે.

૧૦ દેવતાઓ જીનપ્રતિમા તથા દાઢા પૂજેછે તે મોક્ષફળ નિમિત્તે.

૧૧ શ્રી ઉદાયન રાજા ભગવંતને વંદના કરવા મોટા આડંબરથી ગયા તે પૂન્ય પ્રાપ્તિ નિમિત્ત.

ઉપર પ્રમાણે અનેક કાર્યો સમકિત દ્રષ્ટીઓએ કરેલાછે જેમાં મહાપૂન્ય પ્રાપ્તિને તેમજ તિર્થંકરની આજ્ઞા પણછે. જો જેઠો મૂઢમતિ એકાંત દયાથીજ ધર્મ માનેછે તો શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકમાં કહ્યુંછે કે જમાલીએ શુદ્ધ ચારિત્ર પાલ્યુંછે, એક માખીની પાંખ પણ દુહવી નથી, પરંતુપ્રભુનું એકજ વચન ઉત્થાપવાથી તેને અહિંસાનું ફળ ન મળતાં હિંસાના ફળની પ્રાપ્તિ થઈ, માટે એમ સમજવું કે જીનાજ્ઞા શિવાયની દયા તે સ્વરૂપ દયાછે પરંતુ અનુબંધ હિંસાછે અને તેથીજ જમાલીની દયા સાફલ્યતાને પામી નથી; તો રે કુમતિઓ! તેના સરખી દયા તમારાથી પળતી નથી, માત્ર દયા દયા મૂખે પોકારોછો પરંતુ દયા શુંછે તે જાણતા નથી, અને ભગવંતનાં વચનો તો અનેક લોપોછો માટે તમારો નિસ્તાર કેવી રીતે થશે તે વિચારી જોજો! ઇતિ.

# ૨૮ દ્રવ્ય નિક્ષેપો વંદનીકછે તે વિષે.

અઠ્ઠાવીશમા પ્રશ્નોત્તરમાં "દ્રવ્યનિક્ષેપો વંદનીક નથી" એમ ઠરાવવા માટે જેઠો નિન્હવ લખેછે કે ચઉવીશથ્થામાં જો દ્રવ્યજીન વંદાતા હોય તો તેઓ તો ચારેગતિમાં અવિરતી અપચ્ચખાણીછે તેને વંદન કેમ થાય? તેનો ઉત્તર—શ્રીરિખભદેવના સમયમાં સાધુ ચઉવીસથ્થો કરતા હતા તેમાં દ્રવ્ય તિર્થંકર ત્રેવીસને તિર્થંકરની ભાવાવસ્થાનું આરોપણ કરીને વંદન કરતા હતા, પરંતુ ચારે ગતિમાં જે અવસ્થાએ હતા તે અવસ્થાને વંદન કરતા નહોતા.

જેઠો લખેછે કે "અગાઉના તિર્થંકરોના વખતમાં ચઉવીસથ્થો કહેતી વખત જેટલા તિર્થંકર થઈ ગયા અને જે વિદ્યમાનછે તેટલા તિર્થંકરની સ્તુતિ વંદના કરતા હતા" આ લખાણ જેઠા નિન્હવનું અસત્યછે કારણ કે ચઉવીસથ્થામાં વર્તમાન ચોવીશીના ચોવીશ તિર્થંકરને બદલે ઓછા તિર્થંકરને વંદન કરે એવું કથન કોઈ પણ જૈનશાસ્ત્રમાં નથી.

જેઠાએ શ્રીઅનુયોગદ્વારમાં આવશ્યકના છ અધ્યયન કહ્યાછે તે બાબત લખેલીછે તેમાં બીજું અધ્યયન ઉત્કિર્તના નામેછે તે ઉત્કિર્તના નામ સ્તુતિ વંદના કરવાનુંછે અને કોનું ઉત્કિર્તન કરવું તેના ઉત્તરમાં ચઉવીસથ્થો એટલે ચોવીસ તિર્થંકરનું કરવું એમ સમજવું, પરંતુ જેઠા અજ્ઞાનીના લખવા પ્રમાણે ચોવીશનો મેળ નથી એમ સમજવું નહિ, કારણ કે ચોવીશ નહોય તો ચઉવીસથ્થો કહેવાય નહિ.

ઉપર લખેલી બાબતના દ્રષ્ટાંત તરીકે જેઠો ઢુંઢક લખેછે કે "શ્રી મહાવિદેહમાં એક તિર્થંકરની સ્તુતિ કરતા ચઉવીસથ્થો થાયછે" આ લખાણ જેઠાનું અક્કલહીનપણાનુંછે, કારણ કે તે પ્રમાણે કોઈપણ સિદ્ધાંતમાં કહેલું નથી. વળી મહાવિદેહમાં ચઉવીસથ્થો પણ નથી, કારણ કે ત્યાંતો સાધુને જ્યારે દોષ લાગે ત્યારે પડિક્કમી લેવાનુંછે. આ ઉપરથી જેઠાની લખેલી વાત સ્વકલ્પનાનીછે, શાસ્ત્રોક્ત નથી એમ ઠરેછે. આ બાબત બારમા પ્રશ્નોત્તરમાં વિશેષ રીતે લખીને દ્રવ્ય નિક્ષેપો વંદનીકછે એમ સિદ્ધ કરેલુંછે. ઇતિ.

## ૨૯ સ્થાપના નિક્ષેપો વંદનીકછે તે વિષે.

ઓગણત્રીશમા પ્રશ્નોત્તરમાં જેઠા નિભવે સ્થાપના નિક્ષેપો વંદનીક નથી એમ ઠરાવવા માટે કેટલીએક મિથ્યા કુયુક્તિ લખીછે.

આધમાં શ્રી દશવૈકાળિક સૂત્રની ગાથા લખીછે તે ગાથાથી તો સ્થાપના નિક્ષેપો સંપૂર્ણ રીતે સિદ્ધ થાયછે. યતઃ

संघट्टइत्ता काएण, अहवा उवहिणामवि ॥
खमेह अवराहं मे, वएज्ज न पुणोत्तिय ॥१८॥

અર્થ. કાયાએ કરીને સંઘટ્ટ થાય તથા ઉપધીને સંઘટ્ટો થાય ત્યારે શિષ્ય કહે—મારો અપરાધ ક્ષમો, વળી બીજી વખત સંઘટ્ટાદિ અપરાધ નહિ કરૂં.

આ ગાથાના અર્થથી પ્રગટપણે સિદ્ધ થાયછે કે ગુરૂના વસ્ત્ર તથા પાટાદિકને સંઘટ્ટો કરવાથી પાપછે. આ ઠેકાણે પાટાદિક જો કે અજીવછે તો પણ તે આચાર્યનાછે તેથી તેની આશાતના ટાળે છે, માટે તેથી સ્થાપના નિક્ષેપો સિદ્ધ થાયછે અને તે બાબતમાં જેઠા કુમતિની કરેલી કલ્પનાઓ અસત્ય અને મિથ્યાછે.

વળી જીનપ્રતિમા જીનવર એટલે તિર્થંકરની કહેવાયછે અને વસ્ત્રાદિક ઉપધી તે ગુરૂ મહારાજાનીછે, માટે તે બંનેની ભક્તિ કરવી તે દેવગુરૂનીજ ભક્તિછે અને તેની જે આશાતના કરવી તે દેવગુરૂની આશાતનાછે.

આ ઉપરથી સ્થાપના માનવી તથા પૂજવી સત્ય ઠરેછે.

જેઠો મંદમતિ લખેછે કે "ઉપગરણ પ્રયોગ પરિણમ્યા દ્રવ્ય છે" તે મહામિથ્યાછે. ઉપગરણના પરિણમ્યા પુદ્ગળતો કોઈ પણ જૈનશાસ્ત્રમાં કહ્યા નથી, પરંતુ તેને તો મીસા પુદ્ગળ કહ્યાછે માટે એમ જણાયછે કે જેઠાને જૈનશાસ્ત્રની કાંઈ પણ ખબરજ નહોતી.

વળી જેઠો લખેછે કે "જે પૃથ્વી શિલાપટ્ટ ઉપર બેસીને ભગવંતે ઉપદેશ કર્યોછે તેજ શિલાપટ્ટ ઉપર બેસીને ગૌતમ, સુધર્મા-

સ્વામી વિગેરેએ ઉપદેશ કર્યોછે.”આવું કથન કોઈ પણ જૈન સિદ્ધાંતમાં નથી તેથી એમજ જણાયછે કે જેઠમલ્લ ઢુંઢક મહા મૃષાવાદી હતો.

જેઠો કુમતિ ગુરૂના ચરણની બાબતમાં કુયુક્તિ લખીને પોતાનો મત સિદ્ધ કરવાનું ધારેછે પરંતુ તે અસત્યછે, કારણ કે ગુરૂના ચરણની રજ પણ પૂજના યોગ્યછે તો ધરતી ઉપર પડેલા ગુરૂના ચરણનું તો શું કહેવું? કેટલાએક ઢુંઢકો ગુરૂના ચરણની રજ મસ્તકે ચડાવેછે અને જેઠો નિભર તેઓના મતને પણ માનતો આવતો નથી તેથી એમજ સિદ્ધ થાયછે કે તે કોઈ મહાદુર્ભવી હતો.

આ પ્રશ્નોત્તરની છેવટે કેટલાએક અયોગ્ય વચન લખીને જેઠા કુમતિએ ગુરૂમહારાજાની આશાતના કરીછે અને તેથી તેણે સંસાર સમુદ્રમાં ભટકવાનું એક સાધન વધાર્યુંછે.

આ બાબત સંબંધી (૧૨) મા પ્રશ્નોત્તરમાં વિશેષ રીતે લખાયેલુંછે અને સ્થાપના નિક્ષેપો વંદનીકછે એમ સિદ્ધ કરેલુંછે.

## ૩૦ શાસનના પ્રત્યનીકને શિક્ષા દેવા વિષે.

ત્રીશમા પ્રશ્નોત્તરમાં જેઠો મિથ્યાદ્રષ્ટી લખેછે કે “ધર્મઅપરાધીને માર્યાથી લાભછે એવું જૈનધર્મીઓ કહેછે” તેનું આ લખાણ અસત્ય છે, કારણ કે જૈનમતના કોઈ પણ શાસ્ત્રમાં એમ લખ્યું નથી કે ધર્મઅપરાધીને માર્યાથી લાભછે, પરંતુ જૈનશાસ્ત્રમાં એમ તો લખ્યું છે કે જે દુષ્ટ પુરૂષ જીનસાસનનો ઉચ્છેદ કરવા માટે, જીનપ્રતિમા અને જીનમંદીરનું ખંડન કરવા માટે, મૂનીમહારાજાનો ઘાત કરવા માટે તથા સાધ્વીનું શિયળ ભંગ કરવા માટે ઉદ્યમવંત હોય, તેને સાધુ પ્રથમ તો ઉપદેશ દેઈને શાંત કરે, જો તે પુરૂષ લોભી હોય તો શ્રાવકો દ્રવ્ય આપીને તેનું નિવારણ કરે, છેવટે કોઈ રીતે ન માને ત્યારે જેવી રીતે તેનું નીવારણ થાય તેવી રીતે કરવું. યતઃ શ્રી વીરજીનહસ્તદિક્ષીત ધર્મદાસગણીકૃત ગ્રંથે—

साहुण चेइआणय, पडिणीयं तह अवन्नवायंच ॥

जिणपवयणस्स अहियं, सवत्थामेण वारेइ ॥२४१॥

વળી ગુરવાદિકના અપરાધીનું નિવારણ કરવું તેને વૈયાવચ્ચ કહીછે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી હરીકેશીમૂનિએ કહ્યુંછે કે—

पुव्विंच इण्हिंच अणागयंच, मणप्पदोसो न मे अत्थि कोइ ॥ जक्खाहु वेयावडियं करेंति, तम्हाहु एए निहया कुमारा ॥३१॥

આ કાવ્યના ત્રીજા તથા ચોથાપદમાં હરિકેશીમૂનિએ કહ્યુંછે કે યક્ષ મારી વૈયાવચ્ચ કરેછે તેણે મારી વૈયાવચ્ચને માટે કુમારને હણ્યા છે.

આ બાબતમાં જેઠો મૂઢમતિ લખેછે કે "હરિકેશીમૂનિ છદ્મસ્થ ચાર ભાષાના બોલનારા તેનું વચન પ્રમાણ નહિ." આ પ્રમાણેનાં વચનો હીણપુન્યી, મિથ્યાદ્રષ્ટી શિવાય બીજું કોણ બોલે? મહોટું આશ્ચર્ય છે કે સૂત્રકાર જેનો મહિમા અને ગુણ વર્ણવે છે, જેમને પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિવાન લખેછે એવા મહામૂનિનું વચન પ્રમાણ નહિ એમ જેઠો નિન્હવ લખેછે! પરંતુ આવા લખાણથી તે કુમતિનું વચન કોઈ પણ માર્ગાનુસારીને માન્ય કરવા યોગ્ય નથી એમ ઠરેછે.

વળી જેઠો લખેછે કે "ગુરૂને બાધાકારી જૂ, લીખ, માંકણ વિગેરે ઘણા સુક્ષ્મ જીવો પણ હોયછે તો તેનું પણ નિરાકરણ કરવું જોઈએ." તે અક્કલહીનનું આ લખાણ અસત્ય છે, કારણ કે તેઓ કાંઈ દ્વેષબુદ્ધિથી સાધુને અશાતા ઉપજાવતા નથી, પરંતુ તે પ્રમાણે તેમનો જાતિ સ્વભાવ છે અને તે કારણથી ગુરૂમહારાજાને કાંઈ વિશેષ રીતે અશાતા ઉપજવાનો સંભવ નથી માટે તેના નિવારણની કાંઈ જરૂર નથી, પરંતુ પૂર્વે કહ્યા એવા દુષ્ટ પુરૂષોના નિવારણની તો અવશ્ય જરૂર છે.

જેઠમલ્લ જેવા અક્કલહીન રિખોના આવા લખાણથી તથા ઉપદેશથી એમ તો નિશ્ચય થાયછે કે તેમની આરજાનું કોઈ શિયળ

ખંડન કરે અથવા શિષ્યોને કોઈ પ્રહાર કરે યાવત્ મરણાંતકષ્ટ ઉપજાવે તોપણ તેના અક્કલહીન ઢુંઢકો તે કાર્ય કરનાર માણસને અપરાધી ન ગણે, શિક્ષા ન કરે, અને તેનું કોઈ પણ પ્રકારે નિવારણ પણ ન કરે. આ ઉપરથી ઢુંઢકો તેરાપંથી ભીખમના ભાઈ છે એવું જેઠમલજી સિદ્ધ કરી આપે છે, કારણ કે તેની શ્રદ્ધા તેઓના જેવીજ છે.

અત્રસ્થળે સત્યની ખાતર જણાવવું જોઈએ છીએ કે ઢુંઢકોના કેટલાએક ભાગની શ્રદ્ધા પૂર્વોક્ત પ્રકારે જેઠા સદશ નથી, તેઓ તો ધર્મના પ્રત્યનીકનું નિવારણ કરવું જોઈએ એમ સમજે છે, પરંતુ જેઠોરિખ તો કોઈ મહા બહુળ સંસારી જણાય છે કે જેની શ્રદ્ધા તમામ જૈનશાસ્ત્રોથી વિપરીત છ એટલુંજ નહિ પરંતુ તેના ઢુંઢકોથી પણ વિપરીત છે.

આ બાબતમાં જેઠાએ લખ્યુંછે કે "જો એવી ભક્તિ કરવાનું જીનશાસનમાં કહ્યું હોય તો બે સાધુને બાળનાર ગોશાળો જીવતો કેમ જાય?" એ પ્રમાણે લખ્યુંછે પરંતુ એ મૂઢ એટલું પણ સમજ્યો નથી કે તે સમયે વીરભગવંત પ્રત્યક્ષ બીરાજતા હતા અને તેમણે ભાવીભાવ તેમજ દીઠો હતો. આવા આવા ખોટા કુતર્કો કરવા તે મહામિથ્યાદષ્ટીનું કામછે અને તેથી અનંત સંસાર રઝળવાનું પાપ બંધાયછે.

આ પ્રશ્નોત્તરને અંતે જેઠાએ શ્રી આચારાંગ સૂત્રનો પાઠ નાંખ્યોછે તેમાં એમ જણાવેલુંછે કે સાધુને કોઈ ઉપસર્ગ કરે તો સાધુ તેની ઘાત ન ચિંતવે. આ વાત તો અમે પણ કબુલ કરીએ છીએ કારણ કે પૂર્વોક્ત પાઠમાં બતાવ્યા પ્રમાણે હરીકેશી મુનિએ પણ પોતાના હૃદયમાં બ્રાહ્મણોના પુત્રની કિંચિત્ પણ ઘાત ચિંતવી નથી. વળી સાધુને પોતાને અર્થે તો પરિસહ સહેવાનોજ ધર્મ છે, પરંતુ જો કોઈ શાસનને ઉપદ્રવ કરે તો સાધુ તેમજ શ્રાવક જીનાજ્ઞા પૂર્વક યથાશક્તિએ તેનું નિવારણ કરવાને ઉદ્યુક્ત થાય.



## ૩૧ વીશ વહેરમાનના નામ વિષે.

ઢુંઢકોએ માનેલા બત્રીશ સૂત્રમાં વીશ વહેરમાનનાં નામ કોઈ પણ સ્થળે નથી પરંતુ ઢુંઢકો માનેછે તે કયાંથી? આ પ્રશ્નના ઉત્તરમાં જેઠો ઢુંઢક લખેછે કે "તમે કહોછો તેજ વીશ નામછે એમ નિશ્ચય જણાતો નથી, કારણ કે શ્રી વિપાક સૂત્રમાં કહ્યુંછે કે ભદ્રનંદી કુમારે પૂર્વભવે મહાવિદેહ ક્ષેત્રમાં પુંડરગિણીનગરીમાં જુગબાહુ જીનને પ્રતિલાભ્યા અને તમે તો પુંડરગિણી નગરીમાં શ્રી મંદિરસ્વામી કહોછો તે કેમ મળશે?" તેનો ઉત્તર—શ્રી મંદિરસ્વામી પુષ્કળાવતી વિજય માંહેની પુંડરગિણી નગરીમા જન્મ્યાછે તે સત્યછે પરંતુ જે વિજયમાં જુગબાહુજીન વિચરેછે તે વિજયમાં શું પુંડરગિણી નામે નગરી નહીં હોય? એક નામની ઘણી નગરીઓ એક દેશમાં હોયછે. જેમ કાઠીઆવાડ સરખા નાના પ્રાંતમાં પણ એક નામનાં ઘણાં શહેરો વિદ્યમાનછે તો તેવા દેશમાં જૂદી જૂદી વિજયમાં એક નામની નગરીઓ હોય તેમાં કાંઈ આશ્ચર્ય નથી, માટે જેઠમલજીની કરેલી કુયુક્તિ ખોટીછે અને જૈન શાસ્ત્રાનુસારે વીશ વહેરમાનનાં જે નામ કહેવાયછે તે ખરાંછે. વળી જેઠો હાલમાં કહેવાતાં વીશ નામ ખરાં જાણતો નથી તો કયાં વીશ નામ ખરાંછે તે કેમ બતાવ્યું નથી? પરંતુ કયાંથી બતાવે, ફક્ત જીનપ્રતિમાના દ્વેષથીજ સર્વ શાસ્ત્રો ઉથાપ્યાં તેમાં વહેરમાનની વાત પણ ગઈ તો હવે કયાંથી લાવીને નાંખે? જ્યારે બોલવાનો કાંઈ પણ લાગ રહ્યો નહિ ત્યારે પછી ખરાં નામને ખોટાં ઠરાવવા માટે ધુમાડાના બાચકા ભર્યાછે, પણ તેથી તેના ખોટા પંથની કાંઈ પણ સિદ્ધિ થઈ નથી અને થવાની પણ નથી.

વળી ઢુંઢકો બત્રીશ સૂત્રમાં જે વાત નથી તેતો માન્ય કરતા નથી તો આ વાત પણ તેઓએ માન્ય કરવી ન જોઈએ એટલે વીશ વહેરમાન પણ ન માનવા જોઈએ, પરંતુ ઢુંઢકો તેમ ન કરતાં ઉલટા તેમાંના કેટલાએક રિખો વીશ વહેરમાનની સ્તુતિ કરેછે, જોડકળાઓ કરેછે પરંતુ શા આધારથી કરેછે તે બતાવવાના તેની પાસે કાંઈ પણ સાધન નથી.

જેઠો હીણપુન્યી આ પ્રશ્નોત્તરની છેવટે લખેછે કે "આ વાતમાં અમારે કાંઇ પણ પક્ષપાત નથી". આ તેણે કેવું લખ્યુંછે કે જ્યારે કોઇ હથીયાર હાથમાં રહ્યું નહીં, બન્નેહાથ હેઠા પડયા ત્યારે શરણે આવવા માટે આજીજી કરેછે પણ તે સઘળો તેણે માયા જાળનો ફંદ રચ્યોછે.

## ૩૨ ચૈત્ય શબ્દનો અર્થ સાધુ તથા જ્ઞાન નથી તે વિષે.

બત્રીશમા પ્રશ્નોત્તરની આદ્યમાં ચૈત્ય શબ્દનો અર્થ સાધુ ઠરાવવા માટે જેઠા કુમતિએ ચોવીશ બોલલખ્યાછે, પરંતુ તે તમામ જૂઠાછે કારણ કે ચૈત્ય શબ્દનો અર્થ સૂત્રમાં કોઇ જગ્યાએ સાધુ કહ્યો નથી. જેઠાએ ચોવીશે બોલમાં ચૈત્ય શબ્દનો અર્થ देवअं चेइअं એ શબ્દના અર્થમાં ચૈત્ય શબ્દનો અર્થસાધુ અને અરિહંત એવો કર્યો છે પરંતુ તે બન્ને અર્થ ખોટાછે. કોઇ પણ સૂત્રની ટીકામાં અથવા ટબામાં તેવો અર્થ કરેલો નથી. તેનો અર્થ તો ઇષ્ટદેવ જે અરિહંત તેની પ્રતિમાની જેમ पज्जुवासामि એટલે શેવા કરૂં એમ કરેલો છે પરંતુ કેટલાએક ઢુંઢકોએ પુસ્તકોમાંના અક્ષર હરતાળથી ભૂસી નાંખીને નવા મનમાનતા અર્થ લખી દીધાછે પણ તે માનવા યોગ્ય નથી.

વળી કોઇ કોષમાં પણ તે શબ્દનો અર્થ સાધુ કર્યો નથી તેમ તિર્થંકર પણ કર્યો નથી; કોષમાં તો કહ્યુંછે કે चैत्यंजिनौकाजिनाबिंब, चैत्योजिनसभातरु એટલે ચૈત્ય શબ્દે જીનમંદિર, જીન પ્રતિમા તથા ચોતરાબંધ વૃક્ષ સમજવું; તે ઉપરાંત કોઇ પણ વસ્તુનું નામ ચૈત્ય નથી. વળી ત્રેવીશમા તથા ચોવીશમા બોલમાં આનંદ તથા અંબડનો અધિકાર ફેરવીને લખ્યોછે તે બાબત સોળમા તથા સત્તરમા પ્રશ્નમાં અગાઉ અમે લખી ગયા છીએ. ઢુંઢકો ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કહેછે પરંતુ સૂત્રમાં તો કોઇ જગ્યાએ

સાધુને ચૈત્ય કહીને બોલાવ્યા નથી. निगंथाणवा, निगंथिणवा એમ કહ્યુંછે, साहुवा, साहुणिवा એમ કહ્યુંછે, તેમજ भिखुवा भिखुणिवा એમ પણ કહ્યુંછે પણ चैत्यवा, चैत्यानिवा એવું તો એક પણ ઠેકાણે લખ્યું નથી. વળી ચૈત્ય શબ્દનો અર્થ સાધુ હોય તો તે ચૈત્ય શબ્દ સ્ત્રીલીંગે તો બોલી શકાતો નથી ત્યારે સાધ્વીને શું કહેવું તે બતાવો.

વળી મહાવીર સ્વામીના ચઉદહજાર સાધુછે એમ સૂત્રમાં કહ્યું પણ ચઉદ હજાર ચૈત્ય ન કહ્યા, રિખભદેવના ચોરાશી હજાર સાધુ કહ્યા પણ ચોરાશી હજાર ચૈત્ય ન કહ્યા, કેશીગણધરને પાંચસે સાધુનો પરિવાર કહ્યો પણ ચૈત્યનો પરિવાર ન કહ્યો—એવી રીતે સૂત્રોમાં અનેક જગ્યાએ આચાર્યની સાથે આટલા સાધુ વિચરેછે એમ તો કહ્યુંછે પણ કોઈ જગ્યાએ આટલા ચૈત્ય વિચરેછે એમ નથી કહ્યું. ફક્ત ઢુંઢકો નિન્હવ સદૃશ સ્વમતિ કલ્પનાથી ચૈત્ય શબ્દનો સાધુ એવો અર્થ કરેછે પણ તે અસત્યછે.

વળી જેઠાએ જેજે બોલની અંદર ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કર્યોછે તે અર્થ ફક્ત શબ્દના યથાર્થ અર્થ જાણવાવાળા પુરૂષ જોશે તો જણાશે કે તેનો કરેલો અર્થ વિભક્તિ સાથે વાક્ય મેળવણીમાં કોઈ પણ રીતે મળતો આવતો નથી. વળી જ્યારે સઘળી જગ્યાએ देवअं चेइअं નો અર્થ સાધુ અથવા તિર્થંકર એવો ઠરાવેછે તો શ્રી ભગવતિ સૂત્રમાં દાઢાને અધિકારે ભગવંતે ગોતમસ્વામી પ્રત્યે કહ્યુંછે કે "જીનદાઢાઓ દેવતાઓએ પૂજવા યોગ્યછે યાવત્ देवअं चेइअं पज्जुवासामि એવો પાઠછે તો તે જગ્યાએ ઢુંઢકો चेइअं શબ્દનો અર્થ શું કરશે? જો 'સાધુ' એવો અર્થ કરશે તો તે ઉપમા દાઢાની સાથે અઘટિતછે અને જો 'તીર્થંકર' એવો અર્થ કરશે તો દાઢા તીર્થંકરની સદૃશ સેવા કરવા યોગ્ય થશે. જો કે દાઢાતિર્થંકરની હોવાથી તે તેમની સદૃશ સેવા કરવા યોગ્યછે પરંતુ તે જગોએ તો દાઢાને જીનપ્રતિમા સદૃશ સેવા કરવા યોગ્ય કહેલીછે અને તેથી चेइअं શબ્દનો અર્થ અમારા પૂર્વોક્ત કથન પ્રમાણેજ ખરોછે. સ-

બબ કે પૂર્વાચાર્યોએ તેજ અર્થ કહેલોછે. ઢુંઢકો સ્વમતિ કલ્પનાથી અર્થ ફેરવવા ધારેછે પરંતુ ફરી શકતો નથી.

૨૫ થી ૨૯ સુધીના પાંચ બોલમાં ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન ઠરાવવા માટે જેઠા મંદમતિએ કુયુકિતઓ કરી છે પરંતુ તે મિથ્યા છે કારણ કે સૂત્રમાં જ્ઞાનને ચૈત્ય કહેલું નથી. નંદિસૂત્ર વિગેરે જે જે સૂત્રોમાં જ્ઞાનનો અધિકાર છે ત્યાં ત્યાં જ્ઞાનના અર્થને વિષે नाण શબ્દ વાપરેલો છે જેમ नाणं पंचविहं पन्नत्तं એમ કહ્યુંછે પરંતુ चेइअं पंचविहंपन्नत्तं એમ કહ્યું નથી. વળી સૂત્રોમાં જયાં જયાં જ્ઞાની મૂનીમહારાજાઓના અધિકારછે ત્યાં ત્યાં मइनाणी, सुअनाणी, उहीनाणी,-मणपज्जवनाणी,-केवलनाणी એમ કહ્યું છે પરંતુ એક પણ સ્થળે मइचैत्यी, सुअचैत्यी, उहीचैत्यी, मणपज्जवचैत्यी, केवलचैत्यी એમ કહ્યું નથી.

વળી જયાં જયાં ભગવંતને તથા સાધુઓને અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન તથા કેવળજ્ઞાન ઉપજયાનો અધિકાર છે ત્યાં ત્યાં જ્ઞાન ઉપજયું એમ તો કહ્યુંછે પરંતુ અવધિચૈત્ય ઉપજયું, મનપર્યવચૈત્ય ઉપજયું તથા કેવળચૈત્ય ઉપજયું એમ કોઈ ઠેકાણે કહ્યું નથી. વળી સમ્યકદ્રષ્ટી શ્રાવક વિગેરેને જાતિ સ્મરણ તથા અવધિજ્ઞાન ઉપજયાનો અધિકાર સૂત્રોમાં જયાં જયાં છે ત્યાં ત્યાં તે જ્ઞાન ઉપજયું એમ તો કહ્યું છે પરંતુ જાતિસ્મરણ ચૈત્ય ઉપજયું, અવધિચૈત્ય ઉપજયું એમ કહ્યું નથી. પૂર્વોકત પ્રકારે જોતાં સૂત્રોમાં કોઈ પણ જગોએ જ્ઞાનને ચૈત્ય કહેલું નથી એમ સિદ્ધ થાયછે માટે આ બાબતમાં જેઠાની કુયુકિત નિષ્ફળ થાયછે.

ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ ઠરાવવા માટે જે બોલ લખ્યા છે તેના ફરીથી વિસ્તાર સાથે ખુલાસા લખતાં જણાવીએ છીએ કે છવીશમા બોલમાં જંઘાચારણ મૂનીને અધિકારે चेइआइ वंदित्तए એવો શબ્દ છે તેનો અર્થ જેઠા નિન્હવે વિતરાગને વાંદ્યા ઠરાવ્યો છે તે ખોટો છે પરંતુ વિતરાગની પ્રતિમાને જંઘાચારણે વાંદી એ અર્થ

મરો છે. આ બાબત દસમા પ્રશ્નોત્તરમાં વિશેષ રીતે લખ્યું છે.

૨૭ મા બોલમાં જેઠાએ ચમરેંદ્રને આળાવે अरिहंतेवा, अरिहंतचेइआणीवा અને अणगारेवा એવો પાઠ છે એમ લખ્યું છે તે પાઠથી તો પ્રત્યક્ષ રીતે चेइअं શબ્દનો અર્થ 'પ્રતિમા' સિદ્ધ થાયછે કારણ કે તે પાઠમાં સાધુ પણ જુદા કહ્યાછે. અને અરિહંત પણ જુદા કહ્યા છે તેમજ चेइअं કહેતાં જિનપ્રતિમા પણ જુદી કહીછે માટે આ બાબતમાં બીજો કાંઈ પણ અર્થ થઈ શકે એમ નથી તે છતાં જેઠા કુમતિએ તે ત્રણે બોલનો અર્થ એકલા અરિહંતજ જાણવા એવો કર્યો છે તે પ્રત્યક્ષ રીતે તેની મૂર્ખતા બતાવે છે. કોઈ સાધારણ માણસ ફક્ત શબ્દાર્થનો જાણનાર પણ કહી શકે કે આ ત્રણે બોલનો અર્થ એકલા અરિહંત એવો કરનાર કોઈ મૂર્ખ શિરોમણિ હશે.

જેઠો લખેછે કે "પૂર્વોક્ત પાઠમાં ચૈત્ય શબ્દે જીનપ્રતિમા હોત અને તેનું શરણુ લઈ ચમરેંદ્ર સુધર્મા દેવલોક સુધી જઈ શકતો હોત તો ત્રીછેલોકે, દ્વિપસમુદ્રે, શાશ્વતી પ્રતિમા હતી; ઉર્ધ્વલોકે મેરૂપર્વત તથા સુધર્મા વિમાને સિદ્ધાયતનમાં નજીકજ શાશ્વતી પ્રતિમા હતી તે છતાં જ્યારે સુધર્મા ઇંદ્રે તેની ઉપર વજ્ર મુક્યું ત્યારે તે જીનપ્રતિમાની શરણે ન ગયો અને મહાવિર સ્વામીને શરણે કેમ આવ્યો?" તેનો ઉત્તર—આ પ્રશ્ન જેઠા કુમતિએ ભદ્રીક જીવોને ફસાવવા માટે જાળરૂપ ગુંથેલછે પરંતુ તેનો ખુલાસો તો પ્રત્યક્ષછે કે જેનું શરણુ લઈને ગયો હોય તેને શરણે પાછો આવે. ચમરેંદ્ર મહાવીરસ્વામીનું શરણ લઇને ગયો હતો તેથી તેમને શરણે આવ્યોછે. જેઠા કુમતિના કહેવાનો આશય એવોછે કે "તેને આવતાં રસ્તામાં ઘણી શાશ્વતી પ્રતિમાને સિદ્ધાયતન હતા તો પણ તેને શરણે ગયો નહીં માટે ચૈત્ય શબ્દનો અર્થ જીનપ્રતિમા નહીં અને તેનું શરણુ પણ નહીં." તેનો ઉત્તર—રસ્તામાં જીનપ્રતિમા હતી તેને શરણે ચમરેંદ્ર ન ગયો પરંતુ માર્ગમાં શ્રી મંદીરસ્વામી તથા બીજા વીશે વિહરમાન વિચરતા હતા તેની શરણે પણ ચમરેંદ્ર ગયો નથી ત્યારે

તે જેઠાના અને બીજા ઢુંઢકોના કહેવા પ્રમાણે તો વિહરમાન તિ-
ર્થંકર પણ તેને શરણ કરવા યોગ્ય નહીં હોય. પણ સમજવાનું તો
એમછે કે અરિહંતનું શરણ લઇને ગયો હોય તો અરિહંતની સ-
મીપે પાછો આવે, અરિહંતની પ્રતિમાનું શરણ લઇને ગયો હોય
તો અરિહંતની પ્રતિમા સમીપે આવે, અને ભાવી આત્મા અણ-
ગારનું શરણ લઇને ગયો હોય તો તેની સમીપે આવે. આ બાબતમાં
જેઠાએ જે ખોટો અર્થ કર્યોછે તે તેની પ્રત્યક્ષ મૂર્ખાઇછે અને તેણે
જીનપ્રતિમાનો નિષેધ કરવાને માટે અસત્ય અર્થ કરવાનો વ્યાપારજ
માંડેલોછે એમ જણાયછે. વળી જુઓ તેની અક્કલની ખુબી! કે
આ બાબતમાં તો ઘણી જગાએ સિદ્ધાયતનછે અને તેમાં સાશ્વતી
જીનપ્રતિમાછે એમ કબુલ કરેછે અને પૂર્વે નવમા પ્રશ્નોત્તરમાં તો
સિદ્ધાયતનજ નથી એમ કહેછે. આવી રીતે તેનાં અસત્ય વચનો
વારંવાર સ્ખળના પ્રત પામેછે.

૨૮ મા બોલમાં "વનને પણ ચૈત્ય કહ્યુંછે" એમ જેઠો કુમ-
તિ લખેછે પરંતુ જે વનમાં જક્ષ વિગેરેનું મંદીર હોયછે તેજ વનને
સૂત્રોમાં ચૈત્ય કહેલુંછે બીજા વનને સૂત્રોમાં કોઈ પણ જગાએ
ચૈત્ય કહેલું નથી તો એ ઉપરથી પણ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન
થતો નથી.

૨૯ મા બોલમાં જેઠમલજી લખેછે કે "જક્ષને પણ ચૈત્ય
કહ્યાછે" આ લખાણ અસત્યછે કેમકે સૂત્રમાં જક્ષને કોઈ પણ
સ્થાનકે ચૈત્ય કહેલ નથી. જો કહેલા હોય તો પોતાનો મત સ્થા-
પન કરવાને ઇચ્છનારે સૂત્રપાઠ લખીને તે વાતનું સ્થાપન કરવું જો
ઇએ. જેઠમલજીએ સૂત્રપાઠ લખ્યા શિવાય મનમાં આવ્યું તેમ
લખી દીધેલુંછે.

૩૦ તથા ૩૧ મા બોલમાં મહાદુર્મતિ જેઠો લખેછે કે "આ-
રંભને ઠામે તો ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા પણછે" જુઓ તેની
દ્વેષ બુદ્ધિ! કે જે જે જગાએ જીનપ્રતિમાની ભક્તિ, વંદના તથા
સ્તુતિ વીગેરેના અધિકારો સૂત્રોમાં પ્રત્યક્ષછે તે તે જગાએ ચૈત્ય
શબ્દનો અર્થ પ્રતિમા નથી એમ કહેછે; અને આરંભના સ્થાનકમાં

તો ચૈત્ય એટલે પ્રતિમા ઠરાવેછે, આતો નિઃકેવળ જીનપ્રતિમા ઉપર-નો દ્વેષ દશાવવા માટેજ તેની જીહ્વા ઉપર ખરજ થઇ હશે એમ જણાયછે કારણ કે જે ત્રણ બાબતમાં ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા ઠરાવેછે તે ત્રણે બાબતનો પ્રત્યુત્તર અગાઉના પ્રશ્નોત્તરમાં વિગત સાથે લખી ગયા છીએ તેથી અત્રે લખતા નથી. જો કે જેઠા મુઢ-મતિએ તો એકની એક વાત વારંવાર લખીને તથા મનકલ્પનાનાં વાક્યો જગા જગાએ વાપરીને ફક્ત ચોપડી વધારવાનો અને જીન પ્રતિમાનું ઉત્થાપન કરવાનોજ ઉદ્દેશ રાખેલોછે પરંતુ તેમ કરવું તે મહામુર્ખ અને ભારેકર્મીનું લક્ષણ છે.

૩૨ મા બોલમાં ચૈત્યશબ્દનો અર્થ પ્રતિમા છે એમ જેઠમલે પ્રમાણ કરેલું છે. જો કે આ બાબતમાં પણ તેણે તો કપટજ વા-પરેલું છે તોપણ તેવી બાબતમાં લખાણ કરીને ફોગટનો ગ્રંથ વ-ધારવો તે અયુક્ત જાણીને કાંઈ લખતા નથી.

પૂર્વોક્ત સર્વ હકીકત ધ્યાનમાં લઇને નિષ્પક્ષપાતપણે વિચાર કરશે તેને ખાત્રીબંધ સમજાશે કે ઢુંઢકો ચૈત્યશબ્દનો અર્થ સાધુ અને જ્ઞાન ઠરાવેછે તે અસત્ય છે.



## ૩૩ જિનપ્રતિમા પૂજ્યાના ફળ સૂત્રોમાં કહ્યાંછે તે વિષે.

તેત્રીશમા પ્રશ્નોત્તરમાં જેઠો નિન્હવ લખેછે કે "સૂત્રોમાં દસ સમાચારી, તપ, સંયમ, વૈયાવચ્ચ વિગેરે ધર્મકરણીના ફૂલતો કહ્યાં છે પરંતુ જીનપ્રતિમાને વંદન પૂજન કરવાના ફલ સૂત્રમાં કહ્યાં નથી". ઉત્તર—જેઠાકુમતિનું આ લખાણ તદ્દન અસત્ય છે; સૂ-ત્રોમાં જીનપ્રતિમાને વંદન પૂજન કરવાનાં ફલ ઘણી જગાએ ક-હેલ છે. તીર્થંકર ભગવંતને વંદન પૂજન કરવાથી જે ફૂલની પ્રાપ્તિ છે તેનાજ ફલની પ્રાપ્તિ જીનપ્રતિમાના વંદન પૂજનથી છે, કારણ કે જીનપ્રતિમા અને જીનવર સમતુલ્ય છે અને પ્રતિમાદ્વારાએ તીર્થ-

કર ભગવંતનીજ પૂજા છે. એ પ્રમાણે જીનપ્રતિમાની ભક્તિ કરવાથી ફલ પ્રાપ્તિના દ્રષ્ટાંતો સૂત્રોમાં ઘણાં છે તેમાંથી કેટલાંએક આ ઠેકાણે લખ્યાં છે.

૧ શ્રી જીનપ્રતિમાની ભક્તિથી શ્રી શાંતિનાથજીના જીવે તીર્થંકરગોત્ર બાંધ્યું છે. આ કથન પ્રથમાનુયોગમાં છે.

૨ શ્રી જીનપ્રતિમાની પૂજા કરવાથી સમ્યક્ત શુદ્ધ થાયછે. આ કથન શ્રી આચારાંગની નિર્યુક્તિમાં છે.

૩ થઇ થુઇયમંગળ અર્થાત—સ્થાપનાની સ્તુતિ કરવાથી જીવ સુલભબોધી થાયછે. આ કથન શ્રી ઉત્તરાધ્યયનમાં છે.

૪ જીનભક્તિ કરવાથી જીવ તીર્થંકરગોત્ર બાંધેછે. આ કથન શ્રી જ્ઞાતાસૂત્રમાં છે. જીનપ્રતિમાની જે પૂજા છે તે તીર્થંકરનીજ છે અને તેથી વીશસ્થાનક માંહેનું પેહેલું સ્થાનક આરાધાય છે.

૫ તીર્થંકરનું નામગોત્ર સાંભળવાનું મહાફલછે એમ શ્રી ભગવતિસૂત્રમાં કહ્યું છે અને પ્રતિમામાંતો નામ અને સ્થાપના બેને છે તો તેના દર્શનથી અને પૂજાથી અત્યંત ફલ છે.

૬ જીનપ્રતિમાની પૂજાથી સંસારનો ક્ષય થઇ જાયછે એમ શ્રી આવશ્યક સૂત્રમાં કહ્યું છે.

૭ સર્વલોકમાં જેટલી અરિહંતની પ્રતિમા છે તેનો કાઉસગ્ગ બોધબીજના લાભાર્થે સાધુ તથા શ્રાવક કરે એમ શ્રી આવશ્યક સૂત્રમાં કહ્યું છે.

૮ જીનપ્રતિમાને પૂજવાથી મોક્ષફલની પ્રાપ્તિ થાયછે એમ શ્રી રાયપસેણીસૂત્રમાં કહ્યું છે.

૯ જીનમંદિર બનાવવાવાળા બારમાદેવલોક સુધી જાય એમ શ્રી મહાનિસીથસૂત્રમાં કહ્યું છે.

૧૦ શ્રેણીકરાજાએ જીનપ્રતિમાના ધ્યાનથી તીર્થંકરગોત્ર બાંધ્યું છે; આ કથન શ્રી યોગશાસ્ત્રમાં છે.

૧૧ શ્રી ગુણધર મહારાજાના સત્તર પૂત્રે સત્તરભેદમાંથી એક એક પ્રકારે જીનપૂજા કરીછે અને તેથી તેજભવમાં મોક્ષે ગયા છે. આ અધિકાર શ્રી સત્તરભેદી પૂજાના ચરિત્રમાં છે અને સત્તરભેદી

પૂજા.શ્રી રાયપશેણી સૂત્રમાં કહેલી છે.

ઈત્યાદિ અનેક સ્થાનકે જીનપ્રતિમા પૂજવાનું મહાફળ કહેલું છે માટે જેઠા કુમતિની લખેલી તમામ વાતો સ્વમતિ કલ્પનાનીછે.

જેઠા હીવ પૂન્યીએ દ્રૌપદીએ કરેલી જીનપ્રતિમાની પૂજાની બાબતમાં આ ઠેકાણે કેટલીએક કુયુક્તિઓ લખીછે પણ તે સર્વેનો પ્રત્યુત્તર અગાઉ (૧૯) મા પ્રશ્નોત્તરમાં લખી ગયા છીએ.

જેઠો કુમતિ લખેછે કે પાણી, ફળ, ફુલ, ધુપ, દીપ વિગેરેના ભગવંત ભોગી નથી તો જેઠાની સદૃશ શ્રદ્ધાવાળા ઢુંઢકોને એમ પૂછીએ છીએ કે તમે ભગવંતને વંદના નમસ્કાર કરોછો તો શું પ્રભુ વંદના નમસ્કારના ભોગીછે? શું પ્રભુ એમ કહેછે કે મને વંદના નમસ્કાર કરો? જેમ ભગવંત વંદના નમસ્કારના ભોગી નથી અને પોતે કહેતા પણ નથી કે તમે મને વંદના નમસ્કાર કરો, તેમજ પાણી, ફળ, ફૂલ, ધુપ, દીપ વિગેરેના પ્રભુ ભોગી નથી તેથી પોતે કહેતા નથી કે મારી પૂજા કરો, પરંતુ તે કાર્યમાં તો કરવાવાળાની ભક્તિછે, મહાલાભનું કારણછે, સમકિતની પ્રાપ્તિ કરાવેછે અને, તેથી ઘણા જીવો ભવ સમુદ્રનો પાર પામ્યાછે, એમ શાસ્ત્રોમાં કહેલુંછે તેથી તેમાં જીનેશ્વરની આજ્ઞાપણછે. ઇતિ.



## ૩૪. મહિઆ શબ્દનો અર્થ.

શ્રી લોગસ્સમાં कित्तिय वंदिय महिआ એવો પાઠ શ્રી આવશ્યક સૂત્રનોછે તેમાંના પહેલા બે શબ્દનો અર્થ "કિર્ત્યા અને વાંદ્યા" એવોછે એટલે તે બે શબ્દો ભાવ પૂજા વાચીછે અને ત્રીજા શબ્દનો અર્થ પુષ્પાદિકથી પૂજા કરવાનોછે એટલે તે દ્રવ્ય પૂજા વાચીછે. ટીકાકારોએ તથા પ્રથમ ટબાના કર્ત્તાઓએ પણ એવોજ અર્થ લખેલોછે; પરંતુ કેટલીએક પ્રતોમાં ઢુંઢકોએ સત્યાર્થ ફેરવી નાખીને મનકલ્પિત અર્થ લખ્યોછે; તે પ્રમાણે જેઠો નિન્હવ પણ આ પ્રશ્નમાં 'મહિઆ' શબ્દનો અર્થ "ભાવપૂજા" ઠરાવે છે પણ તે અસત્યછે.

વળી જેઠો નિજાર ફૂલ કરીને શ્રાવકો પૂજા કરેછે તેમાં હિં-સા ઠરાવેછે તે અસત્યછે, કારણ કે તે પુષ્પ પૂજાથી તો શ્રાવકોએ પુષ્પની દયા પાળીછે. વિચારો કે માળી ફુલનો છાબડી લઈને વે-ચવા બેઠલોછે તેવામાં શ્રાવક નીકળે, તે વિચારે કે પુષ્પોને વેશ્યા લઈ જશે તો પોતાની સય્યામાં નાંખીને તેની ઉપર શયન કરશે અને તેમાં કેટલીએક કદર્થના પણ થશે, કોઈ વ્યસની લઈ જશે તો ફુલના ગોટા કરીને સુંઘશે, માળા કરીને ડોકમાં નાંખશે અને ક્યાં તો તેનું મર્દન કરશે, કોઈ શ્રીમંત ગૃહસ્થ લઈ જશે તો તે પણ તેનો યથેચ્છ ભોગ કરશે અને સ્ત્રીઓના માથામાં ગુંથાશે, જો અત્તરના વેપારી લઈ જશે તો ચૂલા ઉપર ચડાવી તેનું અત્તર કા-ઢશે, તેલના વેપારી લઈ જશે તો ફુલેલ તેલ વિગેરે બનાવવામાં તેને ઘણી વિટંબના કરશે, ઈત્યાદિ અનેક વિટંબનાનો સંભવ હો-વાથી પ્રાપ્ત થવાની વિટંબના દુર કરવા માટે તેમજ અરિહંતની ભક્તિરૂપ શુદ્ધભાવના નિમિત્તે તે કુસુમ (શ્રાવક) ખરીદ કરીને જીન પ્રતિમાની સમીપે ચડાવેછે, જેથી અરિહંત દેવની ભક્તિ થાયછે અને ફુલોની પણ દયા પળેછે.

જેઠો કુમતિ લખેછે કે "ગણધરદેવ સાવદ્ય કરણીમાં આજ્ઞા ન આપે," પરંતુ સાવદ્ય કરણી કોને કહેવી? અને નિર્વદ્ય કરણી કોને કહેવી? તેનું જેઠાને અને તેના ઢુંઢકને ભાન હોય તેમ જણાતું નથી, જીનપૂજા વિગેરે કરણીને તેઓ સાવદ્ય ગણેછે પણ તે તેઓની મૂર્ખતાછે, કારણ કે મુનિઓને આહાર વિહાર અને નિહારાદિક ક્રિયામાં અને શ્રાવકોને જીનપૂજા, સ્વામીવત્સળ વિગેરે કેટલીએક ધર્મ કરણીમાં તિર્થંકર દેવે પણ આજ્ઞા દીધેલીછે અને જેમાં આ-જ્ઞાછે તે કરણી સાવદ્ય ગણાતી નથી. આ બાબત સંબંધી પૂર્વે સત્તાવીશમા પ્રશ્નોત્તરમાં લખાઈ ગયેલુંછે. વળી ગણધર મહારાજાએ પણ ઉપદેશમાં સર્વ સાધુ શ્રાવકોને પોતપોતાનો ધર્મ કરવાની આ-જ્ઞા દીધીછે. ઢુંઢકોના કહેવા પ્રમાણે ગણધર દેવ તેવી કરણીમાં આજ્ઞા દેતા નહોત તો સાધુને નદી ઉતરવાની આજ્ઞા કેમ દેત, વરસતા વરસાદમાં લઘુનિતી વડીનિતી પરઠવવાની આજ્ઞા કેમ

દત, અને સાધ્વી નદીમાં તણાઈ જતી હોય તો તેને કાઢી લાવવાની સાધુને આજ્ઞા કેમ દેત? આ પ્રમાણે કેટલીએક આજ્ઞા દીધેલીછે માટે એમ સમજવું કે જે જે કાર્યમાં તેમણે આજ્ઞા આપેલીછે તે ભવ્ય પ્રાણીઓનું હીત જાણીને આપેલીછે, હિંસા જાણીને આપેલી નથી તેથી આ સંબંધનું જેઠા મૂઢમતિનું કરેલું લખાણ નદત અસત્ય ઠરેછે.

સામાયકમાં સાધુ તથા શ્રાવક પૂર્વોક્ત महिआ શબ્દથી પૂષ્પાદિક દ્રવ્યપૂજાની અનુમોદના કરેછે. સાધુને દ્રવ્યપૂજા કરવાનો નિષેધ છે પરંતુ ઉપદેશદ્વારાએ દ્રવ્યપૂજા કરાવવી અને તેની અનુમોદના કરવી તેનો ત્યાગ નથી એવું ભાષકારે કહેલું છે.

જેઠો પાંચ અભીગમન બાબત લખે છે પરંતુ પાંચ અભીગમનમાં જે સચિત વસ્તુનો ત્યાગ કરવાનો છે તે પોતાના શરીરના ભોગની વસ્તુનો કરવાનો છે, પણ પ્રભુપૂજા નિમિત્તે પૂષ્પાદિક દ્રવ્ય લઈ જવાનો ત્યાગ કરવાનો નથી. જો સર્વ વસ્તુનો ત્યાગ કરીને સમવસરણમાં જવાનું કહેશોતો સમવસરણમાં ઢીંચણ પ્રમાણ સચિત ફુલો ભરેલા હોય છે તેનું કેમ? બુદ્ધિમાન્ પુરૂષોએ જેટલું બોલવું અથવા લખવું તેમાં વિચાર કરવો જોઈએ છતાં જેઠાએ વિચાર ન કરતાં જેમ આવે તેમ લખ્યું છે તેથી કરીને પોતાની મૂર્ખાઈ બતાવી છે. આ બાબત સૂર્યાભના અધિકારે વિસ્તારથી લખાયેલું છે. ઈતિ.



## ૩૫ છકાયના આરંભ વિષે.

પાંત્રીશમા પ્રશ્નોત્તરમાં છકાયના આરંભને નિષેધવા માટે જેઠા કુમતિએ શ્રી આચારાંગ સૂત્રમાંથી નીચે લખેલો પાઠ લખ્યો છે યત:

तथ्थखलुभगवयापरिन्नापवेइया, इमस्सचेव

जिवीयस्स १ परिवंदण २ माणण ३ पूयणाए ४ जाइमरणमोयणाए ५ दुःखपडिग्घायहेउ ६ तंसेअहियाए तंसेअबोहिए. एमखलुगंथे १ एसखलुमोहे २ एसखलुमारे ३ एमखलुनिरए ४

અર્થ—કર્મબંધનના કારણમાં નિશ્ચય ભગવંતે જ્ઞાનબુદ્ધિએ કરીને હિંસા એ કર્મબંધ છે અને દયા એ નિર્જરા છે, એમ પ્રજ્ઞા કહી. વળી જીવીતવ્યને અર્થે ૧ પ્રસંશાને અર્થે ૨ માનને અર્થે ૩ પૂજા શ્લાઘાને અર્થે ૪ જન્મ મરણથી છુટવાને અર્થે ૫ દુઃખ દુર કરવાને અર્થે ૬ પૂર્વોક્ત છ કારણે હિંસા કહીછે તેનું ફળ તે પુરૂષને અહિત તથા મિથ્યાત્વને વાસ્તે છે વળી પૂર્વોક્ત છ કારણથી જે હિંસા કરે તેને તે નિશ્ચયે કર્મબંધનું કારણ છે ૧ તે નિશ્ચયે અજ્ઞાનપણાનું કારણ છે ૨ તે નિશ્ચયે અનંત મરણનું વધારનાર છે ૩ તે નિશ્ચયે નર્કનું કારણ છે. ૪.

પૂર્વોક્ત પાઠ પ્રમાણે તો જેટલા ઢુંઢકના રીખો, આરજાઓ, શ્રાવકો અને શ્રાવીકાઓ છે તે સર્વે અહિત, મિથ્યાત્વ, કર્મગાંઠ, મોહ, અને અનંતમરણ પ્રત્યે પ્રાપ્ત થશે, વળી નર્કે પણ જશે: કારણ કે ઢુંઢક અને ઢુંઢણી વિહારમાં નદી ઉતરેછે તેમાં છકાયની હિંસા ધર્મને વાસ્તે કરેછે, પડિલેહણામા અસંખ્યાતા વાયુકાયને હણેછે તથા પ્રતિક્રમણાદિ અનુષ્ટાનોમાં વાયુકાયાદિ જીવોની હિંસા ધર્મને વાસ્તે એટલે પૂર્વે પાંચમા કારણમાં કહ્યા પ્રમાણે જન્મ મરણથી છુટવાને અર્થે કરેછે માટે તે કાર્યથી તેઓ નર્કાદિ વિટંબના પ્રત્યે પામશે.

વળી ઢુંઢક શ્રાવક અને શ્રાવીકાઓ આજીવીકાને વાસ્તે છ કાયની હિંસા કરેછે, પોતાની પ્રસંશાને અર્થે કેટલાએક કાર્યમાં હિંસા કરેછે, પોતાના માનને માટે પુત્ર પુત્રીઓના વિવાહાદિ કાર્યમાં છકાયની હિસા કરેછે, ગુરૂના દર્શનને માટે ગાડીઓ જોડીને જાયછે, વરસતા વરસાદમાં સામાયક કરવા જાયછે; પડિલેહણ,

પ્રતિક્રમણ કેરેછે તેમાં વાયુકાય હણેછે, થાનક કરાવેછે તેમાં છકાયની હિંસા કેરેછે, દિક્ષા દેવરાવે છે તેમાં પણ હિંસા થાયછે; વળી કોઈ રીખ મૃત્યુ પ્રત્યે પામેછે તિવારે માંડવીઓ કરાવેછે, દીવાઓ સળગાવે છે જાર ઉડાડે છે, ઢોલ નગારાં વજડાવે છે. અને છેવટે કેટલાએક કાષ્ટોની ચીતા રચીને તેમાં રિખજીને અગ્નિદાહ કેરે છે, આ કાર્યમાં પણ છકાયની હિંસા થાયછે; ઈત્યાદિ ધર્મના કામો કરીને જન્મ મરણથી છુટવાને ઈચ્છેછે પરંતુ તેમાં હિંસા થાયછે; વળી શારિરિક અને માનસિક દુઃખ દુર કરવાને અર્થે પણ છકાયનો હિંસા કેરેછે; માટે ઢુંઢકોના શ્રાવક અને શ્રાવીકાઓ જેઠાના લખવા પ્રમાણે ઉપર બતાવ્યા મુજબના કામો કરવાથી નર્કેજ જશે એમ સિદ્ધ થાયછે. જેઠાનું આ સિદ્ધાંત તેના ઢુંઢકોને માટે તો ખરૂં જણાય છે કારણ કે તેઓની સરખા દેવ ગુરૂ અને શાસ્ત્રના નિંદક, મ્લેચ્છ સરખા પંથને માન્ય કરનારાની તો એવી નર્કગતિ થવાનોજ સંભવ છે. આ પ્રશ્નોત્તર લખીને તો જેઠમલે ઢુંઢકોનુંજ મૂળ ઉખેડી નાખ્યું છે, અને સર્વે રીખો, આરજાઓ, ઢુંઢકો અને ઢુંઢણીઓને નર્કમાં પહોંચાડી દીધા છે.

તત્વાનુબોધી અને સત્યાર્થના ઈચ્છક ભવ્યજીવોને અર્થે જણાવીએ છીએ કે પૂર્વોક્ત આચારાંગ સૂત્રનો પાઠ મિથ્યાત્વીની અપેક્ષાએ છે એ પ્રમાણે ટીકાના કર્ત્તા અને મહાન્ પંડિત પૂર્વાચાર્યો કહી ગયાછે તેથી તે પાઠમાં લખેલા ફળના ભાગી સમ્યક્ દ્રષ્ટી જીવો નથી, તેઓતો તત્રીશમા પ્રશ્નોત્તરમાં લખ્યા પ્રમાણે જીનપ્રતિમાની પૂજા વિગેરે શુભ કાર્યના ફળના ભાગી છે અને જીનપ્રતિમાની પૂજા વિગેરેનું ફળ તિર્થંકર ભગવંતે યાવત મોક્ષ કહેલું છે.

આ પ્રશ્નને અંતે જેઠો નિભર લખેછે કે "દેહેરામાં વૃક્ષ ઉગ્યું હોય તો સાધુ હાથે કરીને છેદે એવું જૈનધર્મીઓ કહેછે." આ લખાણ જેઠા મૂઢમતિનું અજ્ઞાનતા ભરેલું છે; કારણ કે તે વાત કયા ગ્રંથમાં કહેલી છે? કોણે કહેલી છે? કેવી રીતે કહેલી છે? તેનું કારણ શું બતાવ્યું છે? તે કેહેવામાં અપેક્ષા શું રહેલી છે? વિગેરે કાંઈ પણ બાબત તેણે લખી નથી. આવી રીતે સૂત્રસાખ અથવા

ગ્રંથસાખ વિના લખવું તે ઉચિત નથી, કારણ કે ગ્રંથનું નામ લખવાથી તે બાબતનો મન માનતો ખુલાસો મળી શકે છે, અન્યથા મળતો નથી. ઇતિ.



## ૩૬ જીવદયા નિમિત્તે સાધુના વચન વિષે.

છત્રીશમા પ્રશ્નોત્તરમાં જેઠા કુમતિએ શ્રી આચારાંગ સૂત્રનો પાઠ અને અર્થ ફેરવીને ખોટો લખ્યો છે, પ્રત્યક્ષ ઉત્સૂત્ર પરૂપણા કરીછે, તેથી તે સૂત્રપાઠ ખરા અર્થ સાથે તથા પૂર્ણ હકીકત સાથે આ સ્થળે લખ્યો છે.

શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં એમ કહ્યું છે કે સાધુ ગ્રામાનુગ્રામ વિહાર કરતા જાયછે; રસ્તામાં સાધુની પાસે થઇને હરિણોનું ટોળું નિકળ્યું હોય અને ત્યાર પછી તે હરિણોની પાછળ પારધી આવે, અને તે સાધુને પૂછે કે હે સાધુ! તમે અહીંથી હરિણોને જતાં જોયાં છે? ત્યારે સાધુ જે કહે તે સૂત્રપાઠ આ પ્રમાણે છે. યતઃ जाणंवा नोजाणं वदेज्जा અર્થ—સાધુ જાણતા હોય તોપણ કહે કે હું જાણતો નથી અર્થાત મેં જોયા નથી.

શ્રી સુયગડાંગ સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે सादिअं न मूसंवूया, एस धम्मे वुसिमउ અર્થ—મૃગપૃચ્છા વિના મૃષા ન બોલે આ ધર્મ સંયમવંતનો છે.

શ્રી ભગવતિ શતક આઠમે ઉદ્દેસે પહેલે લખ્યું છે કે —

मणसच्चजोगपरिणया वयमोसजोगपरिणया

અર્થ—મૃગપૃચ્છાદિકમાં મનમાં સત્ય છે અને વચનમાં અસત્યછે.

આ ત્રણ પાઠનો અર્થ ઢુંઢકોએ હરતાળથી ભુંસાડી નાંખીને મનકલ્પિત જેવો ગમ્યો તેવો લખી દીધો છે, માટે એ ઢુંઢકો મહા મિથ્યાદ્રષ્ટી અનંત સંસારી છે. વળી જેઠા કુમતિએ જે જે સૂત્રપાઠ મૃષાવાદ બોલવાના નિષેધ માટે લખ્યા છે તે સર્વેમાં ઉત્સર્ગમાર્ગને વિષે નિષેધ કરેલો છે, પરંતુ અપવાદમાં નિષેધ નહિ;

અપવાદ માર્ગમાં તો મૃષા બોલવાની આજ્ઞા પણ છે તે પાઠ ઉપર લખી ગયા છીએ.

જેઠો મૂઢમતિ લખેછે કે "પાંચે આશ્રવના ફળ સરખાંછે" ત્યારે જેઠા પ્રમુખ સર્વ ઢુંઢકો જેવા કારણથી નદી ઉતરેછે, વરસતા વરસાદમાં લઘુનિતી પરઠવેછે અને સ્થંડિલ જાયછે, પ્રતિલેખના પ્રતિક્રમણ કરતા વાયુકાયની હિંસા કરેછે; તેવાજ કારણથી મૈથુન પણ સેવતા હશે, પરિગ્રહ પણ રાખતા હશે, અને મૂળાં ગાજર વિગેરે ખાતાં હશે. વળી જેવી ઢુંઢકોના રિખોની શ્રદ્ધાછે તેવીજ તેના શ્રાવકોની હશે. ત્યારે તેના શ્રાવકો પણ જેવું પાપ પોતાની સ્ત્રી સેવવામાં માનતા હશે તેવુંજ પાપ પોતાની માતા, પુત્રિ, બેહેન પ્રમુખને સેવવાથી માનતા હશે. स्त्रित्व अविशेषात् એટલે સ્ત્રીપણું કાંઇ ફેર નથી; પરંતુ મૂર્ખ જેઠાવું "પાંચે આશ્રવનાં ફળ સરખાં છે" એવું લખાણ અજ્ઞાનતાનું અને એકાંત પક્ષનુંછે, કારણ કે તે જીનમાર્ગની સ્યાદ્વાદશૈલી સમજ્યોજ નથી.

વળી જેઠો લખેછે કે "તિર્થંકર પણ જુઠું બોલેછે એવું જૈનધર્મી કેહેછે;" તેનું આ લખાણ તદન અસત્યછે, કારણ કે તિર્થંકર અસત્ય બોલે એવું કોઇ પણ જૈનધર્મી કેહેતા નથી. તિર્થંકર કદિ અસત્ય બોલે નહિ એવો નિર્ણય છતાં જેઠો આવી રીતે તિર્થંકર ભગવંતને માટે પણ કલંકિત વાકય લખેછે તો તેથી એમ નિશ્ચય થાયછે કે તે મહામિથ્યાદષ્ટી હતો.

વળી શ્રી પન્નવણાસૂત્રમાં અગિઆરમેપદે સત્ય, અસત્ય, સત્યામૃષા, અને અસત્યામૃષા એ ચારે ભાષા ઉપયોગ યુક્ત બોલતાં આરાધક કહ્યા છે. આ બાબતમાં જેઠો લખેછે કે "શાસનની ઉડ્ડાહ થતી હોય, ચોથું આશ્રવ સેવ્યું હોય તો જૂઠું બોલે એમ જૈનધર્મી કેહેછે" આ લખાણ તેનું અસત્યછે કારણ કે શાસનની ઉડ્ડાહ થતી હોય ત્યારે તો મૂનિ મહારાજા પણ અસત્ય બોલે એવું પન્નવણાજીના પૂર્વોક્ત પાઠની ટીકામાં પ્રત્યક્ષ રીતે કહેલુંછે, પરંતુ ચોથું આશ્રવ સેવ્યું હોય તો જૂઠું બોલે એમ કેહેવાનું ખોટું કલંક જેઠો નિજાત જૈનધર્મીઓને માથે મૂકેછે તે અસત્યછે કારણ કે તેવી

રીતે એમ કહેતા નથી. પણ કદી જેઠાને એવો પ્રસંગ પડ્યો હોય અને તેથી એવું લખાઈ ગયું હોય તો તે જાણે અને તેના કર્મ જાણે!

આ પ્રશ્નોત્તરને અંતે જેઠો લખેછે કે "સમ્યક્દ્રષ્ટીને ચાર ભાષા બોલવાની ભગવંતની આજ્ઞા નથી" અને તે પોતેજ સમકિત સાર (સલ્ય) ના પૃષ્ટ ૧૬૫ ની પંક્તિ ત્રીજીમાં "સમકિતદ્રષ્ટી ચાર ભાષા બોલતા આરાધકછે એમ પન્નવણાજીમાં પદ અગ્યારમે કહ્યુંછે." એમ લખેછે. આ પ્રમાણે એક બીજાથી વિરૂદ્ધ વાક્યો જેઠા મંદમતિએ વારંવાર લખેલાછે માટે ઢુંઢકો! જેઠાની અક્કલ ઉપર દરીઆફ્ કરજો જેથી સત્યાસત્યનો નિર્ણય સ્વયમેવ થઈ જશે.

શ્રી પન્નવણાજીનો પૂર્વોક્ત સૂત્રપાઠ સાધુ આશ્રયીછે એમ ટીકાકારે બતાવેલુંછે, તો જ્યારે સાધુને ઉપયોગયુક્ત ચાર ભાષા બોલતા આરાધક કહ્યા ત્યારે સમ્યક્દ્રષ્ટી શ્રાવક તેવી રીતે ચાર ભાષા બોલતા આરાધક હોય તેમાં શું નવાઈ? આ ઉપરથી પ્રત્યક્ષ જણાયછે કે જેઠાએ આ પ્રશ્નોત્તરમાં ફક્ત નિરર્થક ડોળાણ કરી પોતાની ચોપડી મોટી કરવાનો મનોરથ પૂરો કર્યોછે; પણ તેમ કરવાથી તેના અંતઃકરણનો મનોરથ સાફલ્યતાને પામ્યો નથી. ઇતિ



## ૩૭ આજ્ઞા એ ધર્મ છે તે વિષે.

સાડત્રીશમા પ્રશ્નોત્તરને મથાળે અક્કલહીન જેઠો લખેછે કે "આજ્ઞા એ ધર્મ, દયા એ નહિ એમ કહેછે" આ તદ્દન અસત્યછે, કારણ કે દયા એ ધર્મ નથી એમ કોઈ પણ જૈનધર્મી કહેતા નથી પરંતુ જીનાજ્ઞાયુક્ત જે દયાછે તેમાંજ ધર્મ છે એવું શાસ્ત્રકાર લખેછે

જેઠો લખેછે કે "દયામાંજ ધર્મ છે, અને ભગવંતની આજ્ઞા પણ દયામાંજછે, હિંસામાં નથી" તેનો ઉત્તર—જો એકાંત દયામાંજ ધર્મછે તો કેટલાક અભવ્ય જીવો અનંતીવાર ત્રણકરણ અને ત્રણ યોગથી દયાપાળીને નવમા ગ્રૈવેક પર્યંત ઉત્પન્ન થવા પરંતુ મિથ્યાદ્રષ્ટી કેમ રહ્યા?

વળી જમાળીએ પણ શુદ્ધ રીતે દયા પાળી તો પણ નિન્હવ

કેમ કહેવાયો ? અને સંસારમાં પર્યટન કેમ કર્યા ? માટે ઢુંઢકો ! સમજો કે અભવ્ય તથા નિહ્નવોએ દયા તો પૂરી પાળી પણ ભગવંતની આજ્ઞા આરાધી નહીં તેથી તેઓની અનંત સંસાર રઝળવાની ગતિ થઈ; માટે આજ્ઞામાંજ ધર્મ છે એમ સમજવું.

૧ જો ભગવંતની આજ્ઞા દયામાંજ હોત તો શ્રી આચારાંગ દ્વિતીય શ્રુત સ્કંધના ઈર્યા અધ્યયનમાં લખ્યુંછે કે સાધુ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં રસ્તામાં નદી આવે ત્યારે એક પગ જળમાં અને એક પગ સ્થળમાં મૂકીને ઉતરે. યતઃ

भिखु गामाणुगाम दूइज्जमाणे अंतरासे नइ आगच्छेज्ज एगे पायं जलेकिच्चा एगेपायं थलेकिच्चा एवन्हं संतरइ.

આ પાઠમાં ભગવંતે હિંસા કરવાની આજ્ઞા કેમ દીધી ?

૨ શ્રી ઠાણાંગ સૂત્રના પાંચમા ઠાણામાં કહ્યુંછે. યતઃ

निग्गंथे निग्गंथि सेयंसिवा पंकंसिवा पणगंसिवा उदगंसिवा उकस्समाणिंवा उवुज्झमाणिंवा गिन्हमाणे अवलंबमाणे णातिक्कमाति.

અર્થ—ગાઢો કીચડ, પાતળો કીચડ, પંચવરણી નીળફુલ, અને પાણી તેમાં સાધ્વી ખુંચી ગઈ હોય, અથવા તણાઈ જતી હોય તેને સાધુ બહાર કાઢે તો ભગવંતની આજ્ઞાને ન અતિક્રમે.

આ પાઠમાં ભગવંતે હિંસામાં આજ્ઞા કેમ દીધી ?

૩ ઢુંઢકો પણ ધર્માનુષ્ઠાનની ક્રિયાઓ કરેછે, વરસતા વરસાદમાં સ્થંડીલ જાયછે, શિષ્યોના કેશનું લુંચન કરેછે, આહાર વિહાર અને નિહારાદિક કાર્યો કરેછે તે સર્વ કાર્યમાં જીવવિરાધના થાયછે. જો કે એ સર્વ કાર્યોમાં ભગવંતે આજ્ઞા દીધેલીછે. પરંતુ જેઠા મુઢમતિને તેમજ બીજા ઢુંઢકોને આજ્ઞા, અનાજ્ઞા, દયા, હિંસા ધર્મ, અધર્મની કાંઈ પણ ખબરજ નથી; ફક્ત મોઢેથી દયાદયા

પોકારવામાં સમજ્યાછે તેથી અમારે લખવું પડેછે કે ઉપર લખેલા કાર્યો જેની અંદર હિંસા થવાનો સંભવછે તો તે ટુંઢકો શામાટે કરે છે ?

૪ ધર્મરૂચી અણગારે જીનાજ્ઞામાં ધર્મ જાણીને તથા નિરવદ્ય સ્થંડીલનો અભાવ દેખીને કડવા તુંબાનો આહાર કર્યોછે, આ બાબતમાં જેઠા નિભવે જે લખાણ કર્યુંછે તે ખોટુંછે; ધર્મરૂચી અણગારે તો તે કાર્ય કરવાથી તિર્થંકર ભગવંતની તથા ગુરૂ મહારાજાની બંનેની આજ્ઞા આરાધીછે, અને તેથીજ તઓ સર્વાર્થ સિદ્ધ વિમાને ગયાછે.

૫ શ્રી આચારાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં કહ્યુંછે. યતઃ

अणाणाए एगे सोवट्ठाणे आणाए एगे निरूवट्ठाणे एवं ते माहोउ.

અર્થ—જીનાજ્ઞાની બહાર ઉદ્યમ અને જીનાજ્ઞામાં આળસ એ બંને કર્મબંધનું કારણછે માટે હે શિષ્ય! તે તને ન થાઓ. આ પાઠથી જે મુઢમતિ જીનાજ્ઞાની બહાર ધર્મ માનેછે તેને મહામિથ્યાદ્રષ્ટી જાણવા એમ સિદ્ધ થાયછે.

૬ જેઠો લખેછે કે "સાધુ નદી ઉતરેછે એતો અશક્ય પરિહારછે" આ લખાણ તેનું સ્વમતિ કલ્પનાનુંછે, કારણ કે સૂત્રકારે તો કોઈ જગ્યાએ અશક્ય પરિહાર કહ્યો નથી; વળી નદી ઉતરવી તે તો વિધી માર્ગછે માટે જેઠાનું લખાણ સ્વયમેવ અસત્ય ઠરેછે.

૭ જેઠો લખેછે કે "સાધુ નદીઆતુ ઉતર્યા પશ્ચાતાપ કરતા નથી; અને જૈનધર્મી શ્રાવકો તો જીનપૂજા ન થાય તો પશ્ચાતાપ કરે છે." તેનો ઉત્તર—જેમ કોઈ સાધુને રોગાદિક કારણથી એક ક્ષેત્રમાં વધારે દિવસ રહેવું પડેછે ત્યારે તેના હૃદયમાં, મારાથી વિહાર થઈ શક્યો નહિ, જુદા જુદા ક્ષેત્રોમાં વિચરીને ભવ્યજીવોને ઉપદેશ દેવાણો નહિ, એવો પશ્ચાતાપ થાયછે પરંતુ વિહાર કરતાં હિંસા થાયછે તે ન થઈ તેનો કાંઈ પશ્ચાતાપ થતો નથી; તેમ શ્રાવકોને પણ જીનભક્તિ ન થાય તો પશ્ચાતાપ થાયછે, પરંતુ ન્હવા-

હું નહિ તેનો પશ્ચાતાપ થતો નથી; માટે જેઠાની કરેલી કુયુક્તિ નિરર્થકછે એમ સિદ્ધ થાયછે. ઇતિ.



## ૩૮ પૂજા તે દયાછે તે વિષે.

આડત્રીશમા પ્રશ્નોત્તરમાં પૂજા શબ્દ દયા વાચીછે, અને જીન પૂજા તે અનુબંધે દયારૂપજછે, તેનો નિષેધ કરવા માટે કેટલીએક કુયુક્તિઓ લખીછે તે મિથ્યાછે. કારણ કે જીનરાજની પૂજા શ્રાવકો પુષ્પાદિક કરીને કરેછે તેમાં સ્વદયાછે, આવશ્યક સૂત્રમાં કહ્યું છે કે.

अकसिणपवत्तगाणं, विरयाविरयाणएसखलुजुत्तो ॥
संसारपयणुकरणे, दव्वथ्थएकुवादिट्ठंतो ॥१॥

અર્થ.—સમસ્તપણે ન પ્રવર્ત્યા એવા વિરતા વિરતી શ્રાવકને એ દ્રવ્યસ્તવ નિશ્ચય યુક્ત (ઘટમાન્) છે, સંસાર પાતળો કરવાને એટલે ઘટાડવાને કુવાનું દૃષ્ટાંત જાણવું.

ઉપર પ્રમાણેના પાઠમાં શ્રાવકને દ્રવ્ય પૂજા કરવાનો ભગવંતનો ઉપદેશછે, કુવાના પાણી પ્રમાણે ભાવ તે શુચિજળછે, અને શુભ અધ્યવસાયરૂપ પાણી હોવાથી અશુભ બંધરૂપ મળે કરીને આત્મા મલીન થતોજ નથી. પૂર્વે કહ્યું તે સૂત્ર ચૌદ પૂર્વધરનું રચેલું છે. જ્યારે ઢુંઢકો તે સૂત્રને માનતા નથી ત્યારે નીચ લોકોના શાસ્ત્રને માનતા હશે એમ જણાયછે.

વળી જ્યારે ફુલ પ્રમુખથી જીનરાજની પૂજા કરતાં કર્મનો ક્ષય થઇ જાયછે ત્યારે તે ઉપરાંત બીજી દયા કઇછે? જેઠો લખેછે કે "જે જીનમંદિર ચણાવવા, પ્રતિમાજી સ્થાપના, છેવટ નાટક પૂજા કરવી તે સર્વેમાં હિંસારૂપ ધુળ નીકળેછે તો પાણી નીકળવાનું કુવાનું દ્રષ્ટાંત કેમ મળશે" તેનો ઉત્તર—અમે ઉપર લખી ગયા છીએ તે પ્રમાણે શુભ અધ્યવસાયરૂપી જળે કરીને સંયુક્ત હોવા-

થી અશુભબંધ રૂપ મેલે કરીને આત્મા મલીન થતો નથી; એટલે એમ સમજવું કે જિન મંદિર ચણાવવાથી માંડીને યાવત્ સત્તર ભેદે પૂજા કરવી તે સર્વે, શ્રાવકોને ભાવે કરી સંયુક્ત છે; તેથી હિંસાને ક્ષય કરવાનું પાછળ રહેતું નથી પરંતુ હિંસાતો દ્રવ્ય પૂજા ભાવ સંયુક્ત કરેછે તેમાં ક્ષય થઈ જઈને પુન્યની રાશીનો બંધ થતો જાયછે, દ્રષ્ટાંત હોયછે તે દેશીક હોયછે માટે અહિંઆ બંધ રૂપ મેલ અને શુભ અધ્યવસાયરૂપી જળ એટલુંજ કુવાના દષ્ટાંત સાથે મેળવવાનું છે, કારણ કે જેવો આત્માનો અધ્યવસાય થાય તેવો તેને બંધ પડેછે; જિન પૂજા કરતા ફુલ પાણી પ્રમુખની હિંસા કહેવાય છે તે ઉપચારે કહેવાય છે, કારણ કે જિન પૂજા કરનાર શ્રાવકના અધ્યવસાય હિંસાના નથી તેથી ફુલ પ્રમુખના આરંભનો, અધ્યવસાય વિશેષે કરીને નાશ થાય છે; જેમ નદી ઉતરતાં મૂનિ મહારાજાને પાણીની ઉપર દયાનો ભાવછે, અંશ માત્ર હિંસાનો પ્રણામ નથી; તેમ શ્રાવકને પણ જળ, પૂષ્પ, ધુપ, દીપ પ્રમુખે પૂજા કરતાં પૂષ્પાદિકની ઉપર દયા ભાવછે; હિંસાનો પ્રણામ અંશ માત્ર નથી.

વળી કોઈ કુમતિ કહેશે કે "મિથ્યાત્વ ગુણઠાણે પૂજા કરે તેને શું ફળ થાય!" તેનો ઉત્તર—શ્રી વિપાકસૂત્રમાં સુબાહુ કુમારનો અધિકારછે ત્યાં કહ્યુંછે કે પૂર્વભવે સુબાહુ કુમાર પહેલે ગુણઠાણે હતા, ભદ્રીકસરલ સ્વભાવી હતા. તેમણે સુપાત્ર દાન દીધાથી ઘણું પૂન્ય બાંધ્યું, સંસાર પરિત્ત કર્યો. અને શુભવિપાક પામ્યા, તેવીજ રીતે મિથ્યાત્વી હોય પરંતુ ઉદાર ભક્તિએ કરી જિન પૂજા કરે તો શુભવિપાક પામે. આ સંબંધમાં શ્રી મહાનિશિથ સૂત્રમાં પ્રગટ પણે પૂજાના ફળ કહ્યાછે તે આત્માર્થી પુરૂષે જોઈ લેવા.

શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રના પહેલા સંવરદ્વારમાં દયાના (૬૦) નામ કહ્યા છે તેમાં **પૂયા** એટલે પૂજા તે પણ દયાનું નામછે માટે પૂજા તે દયાજ જાણવી. આ બાબતને ખોટી ઠરાવવા માટે જેઠો નિજાવ લખેછે કે "પૂર્વોક્ત (૬૦) નામ દયાનાછે તેમાં 'યજ્ઞ' એવું પણ દયાનું નામછે તો પશુવધ સહીત જે યજ્ઞ તે દયામાં કેમ

ઠરશે ?" તેનો ઉત્તર—પશુના વધે કરીને યુક્ત જે યજ્ઞ છે તેને દયામાં ઠરાવવાનું અમે કહેતા નથી; અમે તો શ્રી હરિકેશી મુનિએ જે યજ્ઞ બતાવેલો છે, અને જેઠાએ પૃષ્ટ ૧૬૮ માં લખેલોછે તે યજ્ઞને દયામાં કહીએ છીએ, માટે તે બાબતની કુયુક્તિ વૃથાછે.

વળી હરિકેશી મુનિએ બતાવેલી યજ્ઞ પૂજા તે મૂનિઓને માટે છે, અને આ ઠેકાણે તો શ્રાવકોને દ્રવ્ય પૂજા કરવાનું સિદ્ધ કરવું છે તો શ્રાવકના અધિકારમાં સાધુની પૂજા ભદ્રિક જીવોને ભુલાવવા માટે લખવી તે મહાધુર્ત્ત અને મિથ્યાદષ્ટિનું કાર્યછે. વળી જેઠો મુઢમતિ પૂર્વે ત્રીશમા પ્રશ્નોત્તરમાં લખી ગયોછે કે "હરિકેશી મૂનિ ચાર ભાષાના બોલવાવાળા તેના વચનની પ્રતિતી નહિ" અને ફરીથી આ ઠેકાણે તેજ જેઠો હરિકેશી મૂનિના વચન માનવા યોગ્ય કેમ લખેછે? પરંતુ તેમાં એકલા જેઠા મુઢમતિનો દોષ નથી પણ જેના હૃદયની ચક્ષૂ મિંચાએલીછે એવા સર્વે ઢુંઢકોના એવાજ હાલ દેખવામાં આવેછે.

વળી પૂજા, શ્રમણ, માહણ, મંગળ, ઓચ્છવ, વિગેરે દયાના નામ છે, તે બાબતમાં જેઠો કુમતિ કુયુકિતઓ કરેછે પણ તે વૃથા છે કારણ કે તે નામ લોકોત્તર પક્ષનાજ ગૃહણ કરવાના છે; લોકીક પક્ષના ગૃહણ કરવાના નથી, કેમકે લોકીકમાંતો અન્ય દર્શની પણ સાધુ, આચાર્ય, બ્રહ્મચારી, ધર્મ વિગેરે શબ્દો પોતાના ગુરૂ તથા ધર્મના સંબંધમાં વાપરે છે તો જેમ તે સાધુ વિગેરે નામ જૈનમત પ્રમાણે કબુલ થતા નથી તેમ આ દયાના નામમાં પણ પૂજા તે જિન પૂજા સમજવી, શ્રમણ માહણ તે જૈન મૂનિઓને ગણવા, મંગળ તે ધર્મને ગણવો, અને ઓચ્છવ તે ધર્મના અઠ્ઠાઈ મહોત્સવાદિ મહોત્સવ સમજવા, પણ તે બાબત ફોગટના કુતર્કો કરવા નહિ. વળી જો પૂજામાં હિંસા હોત અને પૂજા એવું હિંસાનું નામ હોતતો તેજ સૂત્રમાં હિંસાના નામ છે તેમાં પૂજા એવો શબ્દ બીલકુલ કેમ નથી? તે લક્ષમાં રાખવું.

શ્રી મહાનિશિથ સૂત્રનો જે પાઠ શ્રી નવાનગરના અક્કલહિન ઢુંઢકો તરફથી આવેલો તે જેમનો તેમ સમકિતસાર (સલ્ય)

ના છપાવનાર બુદ્ધિવિનાના નેમચંદ કોઠારીએ આ પ્રશ્નોત્તરને અંતે પૃષ્ટ ૧૬૯ માં નાંખ્યોછે, પરંતુ તેમાં અક્કલ વાપરીને વિચાર પણ કર્યો નથી કે આ પાઠ શુદ્ધછે કે અશુદ્ધછે, અર્થ ખરોછે કે ખોટોછે, અને તેનો ભાવાર્થ શુંછે, કારણ કે તે સૂત્રપાઠ ઘણો અશુદ્ધછે, તેમજ અર્થ લખ્યોછે તે પણ ખોટોછે, અને તેનો ભાવાર્થ તો સાધુએ દ્રવ્ય પૂજા ન કરવી તેવોછે; પણ તે તો તેના સમજવામાં બીલકુલ આવેલો નથી અને તેથીજ તેણે તે સૂત્રપાઠ શ્રાવકના સંબંધમાં વાપર્યોછે. વળી ઢુંઢકો શ્રી મહાનિશિથ સૂત્રને માનતા નથી તો તેણે પૂર્વોક્ત સૂત્રપાઠ શા માટે નાખ્યોછે? અને જો માનેછે તો તેજ સૂત્રના ત્રીજા અધ્યયનમાં કહ્યુંછે કે "જીનમંદિર બનાવવાવાળા શ્રાવક યાવત્ બારમે દેવલોકે જાય" તે પાઠ કેમ લખ્યો નથી? આ ઉપરથી નિર્ણય થાયછે કે તે ઢુંઢકોએ ફક્ત ભદ્રિક જીવોને ફસાવવા માટે સમકિતસાર (સલ્ય) ની ચોપડીરૂપી જાળ ગુંથેલીછે પરંતુ તે જાળમાં ન પડવા માટે અને પડેલાનો ઉદ્ધાર થવા માટે અમોએ આ ઉદ્યમ કરેલોછે, તે વાંચી ઢુંઢક પક્ષી નિરપક્ષ ન્યાયે વિચાર કરેશ તો તેને પણ સત્ય માર્ગની ઓળખાણ પડશે. ઇતિ.



## પ્રવચનના પ્રત્યનીકને શિક્ષા કરવા વિષે.

"જૈનધર્મી કેહેછે કે પ્રવચનના પ્રત્યનીકને હણતા દોષ નહીં" એવું ઓગણચાળીશમાં પ્રશ્નોત્તરમાં જેઠા મુઢમતિએ લખેલુંછે પરંતુ અમે તેવી રીતે એકાંત કેહેતા નથી તેથી જેઠાનું લખવું મિથ્યાછે. જૈન શાસ્ત્રોમાં ઉત્સર્ગ માર્ગે તો કોઈ જીવને હણવો નહિ એમછે; અને અપવાદ માર્ગમાં તો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઇને વિષ્ણુકુમાર મહાલબ્ધિવંતે શિક્ષા કરી તેમ શિક્ષા પણ કરવી પડેછે, કારણ કે જૈનશાસ્ત્રોમાં જીનશાસનના ઉચ્છેદ કરનાવાળાને શિક્ષા દેવી લખીછે. શ્રી દશાશ્રુત સ્કંધના ચોથા ઉદ્દેસામાં કહ્યુંછે કે.

अवण वाइणं पडिहाणित्ता भवइ

જ્યારે ઢુંઢકો પ્રવચનના પ્રત્યનીકને પણ શિક્ષા ન કરવી એમ કહીને દયાવંતનું ડોળ ઘાલેછે ત્યારે તેમના શીખો રેચ લઇને હજારો કરમીઆને પોતાના શરિરની સુખાકારીને અર્થે હણી નાખેછે તે વખત દયા ક્યાં જતી રહેછે?

જેઠા નિન્હવે શ્રી નિશિથચૂરણીમાં જે ત્રણ સિંહને માર્યાનો અધિકારછે તે લખ્યોછે પરંતુ તે મૂનિએ સિંહ પ્રત્યે મારવાના ભાવથી લાકડી મારી નહોતી; તેમણે તો સિંહને હઠાવવા માટે યષ્ટી પ્રહાર કર્યો હતો, તે પ્રમાણે કરતા સિંહ મરી ગયા તેમાં મૂનિ શું કરે? વળી ગુરૂ મહારાજાએ પણ સિંહને મારવાનું કહ્યું નહોતું. તેમણે એમ કહ્યું હતું કે જો સહેજે ન હઠે તો લાકડીથી હઠાવવા; એ પ્રમાણે ચૂરણીમાં કહેલુંછે છતાં જેઠા જેવા ઢુંઢકો કુયુક્તિઓ કરી તથા જૂઠાં લખાણ કરી સત્યધર્મની નિંદા કરેછે તે તેઓની મૂર્ખાઈ છે.

વળી જેઠાએ આ બાબતમાં ગોસાળાએ બે સાધુ બાળ્યા તે દ્રષ્ટાંત લખ્યુંછે પણ તે મળતું નથી, કારણ કે તે મૂનિએ તો કાળ કર્યો હતો અને પૂર્વોક્ત દ્રષ્ટાંતમાં તેમ નહોતું. વળી પૂર્વે કહેલા દ્રષ્ટાંતમાં સાધુઓએ ગુરૂ મહારાજાની આજ્ઞાથી યષ્ટિ પ્રહાર કર્યોછે અને ગોસાળાની બાબતમાં પ્રભુએ આજ્ઞા આપી નથી માટે ગોસાળાને શિક્ષા કરવાનું દ્રષ્ટાંત પૂર્વોક્ત દ્રષ્ટાંતને મળતું નથી.

વળી જેઠાએ ગજસુકમાળનું દ્રષ્ટાંત બતાવ્યુંછે પરંતુ તે બાબતમાં ગજસુકમાળ કાળ કરી ગયેલાછે તો પછી તેને ઉપસર્ગ કરનારનું નિવારણ શું કરવું? જો અગાઉથી સોમીલ એ પ્રમાણે ઉપસર્ગ કરશે એવું કૃષ્ણે જાણયું હોત તો જરૂર તેનું નિવારણ કરત વળી કાળ કર્યા પછી પણ કૃષ્ણના હૃદયમાં તેને શિક્ષા કરવાનું હતું, પરંતુ તે ઉપસર્ગ કરનારને તો સ્વયમેવ શિક્ષા થઈ ચૂકી, કારણ કે તે સોમીલ કૃષ્ણને દેખતાંજ કાળ કર્યોછે. તો પણ જુઓ કે કૃષ્ણે તેના મૃતકને જમીન ઉપર ઘસડાવ્યુંછે અને તેની ઘણીજ નિંદા કરીછે. વળી તેના મૃતકને જેટલી જમીન ઉપર ફેરવ્યું તેટલી જમીન તે મહાદુષ્ટના સ્પર્શે અશુદ્ધ થયેલી ગણીને તે ઉપર

માણી છંટકાવ્યુંછે એવું શ્રી અંતગડદશાંગ સૂત્રમાં કહ્યું છે માટે વિચારો કે મૃત્યુ પામ્યા પછી આ પ્રમાણેની વિટંબના કરીછે તો જીવતો હોત તો કૃષ્ણ તેને કેટલી વિટંબના કરત.

આ ઉપરથી સમજવાનું એટલુંજ કે જેઠાએ પોતાનો કુમત સ્થાપન કરવા જે જે બાબતમાં કુયુક્તિઓ કરીછે તે તે બાબતમાં તે અસત્યવાદી હોવાથી બીલકુલ ફાવી શક્યો નથી, માટે સર્વે સુજ્ઞ પુરૂષોએ એવા કુપંથીની જાળમાં ન ફસાતાં સત્ય માર્ગ ગ્રહણ કરવો.

આ સર્વે બાબતથી પ્રવચનના પ્રત્યનીકને શિક્ષા કરવાનું શાસ્રોક્ત રીતિ પ્રમાણે ખરૂંછે એમ સિદ્ધ થાયછે. આ બાબત ત્રીશમા પ્રશ્નોત્તરમાં પણ લખાયેલું છે. ઇતિ.



# ૪૦ દેવગુરૂની યથાયોગ્ય ભક્તિ કરવી તે વિષે

ચાળીશમા પ્રશ્નોત્તરમાં જેઠો કુમતિ લખેછે કે "જૈનધર્મી ગુરૂ મહાવ્રતી અને દેવ અવ્રતી માનેછે." આ પ્રમાણેનું લખાણ કરીને તે મુઢે જૈનધર્મીઓને માથે ખોટું કલંક ચડાવ્યુંછે, કારણ કે એવી શ્રદ્ધા કોઇ પણ જૈનીની નથી. વળી જેઠો એ બાબતમાં ભક્તિની ભિન્નતા કારણરૂપ બતાવેછે પરંતુ જૈનીઓ જેવી રીતે જેવી ભક્તિ કરવી ઉચિતછે તેવી રીતે તેની ભક્તિ કરેછે. દેવની ભક્તિ જળ, કુસુમ પ્રમુખથી કરવી ઉચિતછે, અને ગુરૂની ભક્તિ વંદના નમસ્કારથી કરવી ઉચિતછે તેવી રીતે શ્રાવકો કરેછે.

વળી અક્ષની સ્થાપનાનો નિષેધ કરવા માટે જેઠા મૂઢમતિએ અક્ષને હાડકું લખીને સ્થાપનાચાર્યની અવજ્ઞા, નિંદા તથા આશાતના કરીછે પણ તે તેની મૂર્ખતાછે, કારણ કે આવશ્યક કરતી વખત અક્ષના સ્થાપનાચાર્યની સ્થાપના કરવા બાબત શ્રી અનુયોગદ્વાર સૂત્રના મૂળપાઠમાં કહ્યુંછે કે अक्खेवा इत्यादि ठवणा ठवि

ઝ્જઇ. એટલે અક્ષાદિકની સ્થાપના સ્થાપવી, અને તે ઉપરથી એ પ્રમાણે સ્થાપના કરીએ છીએ. વળી શ્રી વિશેષાવશ્યક સૂત્રમાં લખ્યુંછે કે गुरु विरहम्मिअ ठवणा અર્થાત્ ગુરૂ પ્રત્યક્ષ નહોય તો ગુરૂની સ્થાપના કરવી અને તેને દ્વાદશાવ્રત વંદન કરવું. વળી જેઠા એ સ્થાપનાચાર્યની હાડકું કહીને આશાતના કરીછે, પરંતુ તે મુંઢ કાંઇ પણ વિચાર કર્યો નથી, કારણ કે ઢુંઢકો પોતાના ગુરૂને વંદના નમસ્કાર કરેછે તેનું શરિર તો હાંડ, માંસ, રૂધીર તથા વિષ્ટાથી ભરેલું હોયછે તો તેને વંદના નમસ્કાર શા માટે કરેછે? માટે ઢુંઢકો વિચાર કરો! અને એવા કુમતિઓની જાળમાં ન ફસાતાં સત્યમાર્ગ ગ્રહણ કરો!

ઢુંઢકો શાસ્ત્રોક્ત વિધિ મુજબ સ્થાપનાચાર્ય સ્થાપ્યા શિવાય પ્રતિક્રમણાદિ ક્રિયા કરેછે તેને અમે પુછીએ છીએ કે જ્યારે તેઓને પ્રત્યક્ષ ગુરૂનો વિરહ હોયછે ત્યારે પ્રતિક્રમણમાં તેઓ કોને વંદન કરેછે? તથા अहोकायं काय संफासं એ પાઠથી ગુરૂની અધોકાય ચરણરૂપને ફરસવાનુંછે તે જ્યારે ગુરૂજ ન હોય ત્યારે અધોકાય ક્યાંથી આવી? વળી જ્યારે ગુરૂ નહોય ત્યારે ઢુંઢકો વંદના કરેછે ત્યારે કોની સાથે મસ્તકપાત કરેછે? અને ગુરૂના અવગ્રહથી બહાર નીકળતી વખત आवस्सही કહેછે તે જ્યારે ગુરૂજ નથી ત્યાર અવગ્રહ પણ ક્યાંથી હોય? આ તમામ બાબત ઉપરથી એમ સિદ્ધ થાયછે કે સ્થાપનાચાર્ય શિવાય જેટલી ક્રિયા ઢુંઢકો તથા તેમના શિખો કરેછે તે સર્વે શાસ્ત્ર વિરૂદ્ધ તેમજ નિરર્થકછે.

શ્રાવકો દ્રવ્ય અને ભાવ બંને પૂજા કરેછે તેમાં જીનેશ્વર ભગવંતની જળ, ચંદન, કુસુમ, ધુપ, દીપ, અક્ષત, ફળ અને નૈવેદ્ય પ્રમુખે કરીને દ્રવ્ય પૂજા જેવી રીતે કરેછે તેવી રીતે સ્થાપનાચાર્યની પણ જળ, ચંદન, બરાસ, વાસક્ષેપ પ્રમુખે કરીને પૂજા કરેછે માટે જેઠો ઢુંઢક લખેછે કે "સ્થાપનાચાર્યને જળ, ચંદન, ધુપ, દીપ કાંઇ પણ નથી કરતા" તે જુઠુંછે. અને સાધુ મૂનિરાજ તો જેમ અરિહંત ભગવંતની ભાવ પૂજાજ કરેછે તેમ સ્થાપનાચાર્યની પણ

ભાવ પૂજાજ કરેછે. માટે આ બાબતમાં જેઠાની કુયુક્તિ નિષ્ફળછે.

આ પ્રશ્નોત્તરની છેવટે જેઠો નિભાવ લખેછે કે "સચિતનો સંઘટ દેવ જે તિર્થંકર તેને કેમ ઘટશે ?" તેનો ઉત્તર—જે ભાવ તિર્થંકરછે તેને સચિતનો સંઘટ નથી પરંતુ સ્થાપના તિર્થંકરને સચિતના સંઘટનો કાંઇ પણ બાધક નથી. જેઠા કુમતિએ આવા પ્રશ્નો લખ્યાછે તે ઉપરથી એમજ સિદ્ધ થાયછે કે તેને ચારે નિક્ષેપાની સમજ મુદ્દલ નહોતી. ઇતિ.



## ૪૧ જીનપ્રતિમા જીનસરખીછે તે વિષે.

એકતાળીશમા પ્રશ્નોત્તરમાં જેઠા હીણ પુન્યીએ "જીનપ્રતિમા જીન સરખી નથી" એમ ઠરાવવા માટે કેટલીએક કુયુક્તિઓ લખીછે પણ તે મિથ્યાછે કારણ કે સૂત્રમાં ઘણી જગ્યાએ જીનપ્રતિમાને જીન સરખી કહીછે; જ્યાં જ્યાં ભાવ તિર્થંકરને વંદના તથા નમસ્કાર કરવા આવવાનો અધિકારછે ત્યાં ત્યાં देवअं चेइअं पज्जुवासामि એ શબ્દોએ કરીને દેવ સંબંધી ચૈત્ય જે જીનપ્રતિમા તેની પેરેપર્યુપાસના કરીશ એમ કહ્યુંછે. વળી શ્રી રાયપશેણી સૂત્રમાં કહ્યુંછે કે धुवंदाउणं जिनवराणं આ પાઠ સુર્યાભ દેવતાએ જીનપ્રતિમા પૂજી ત્યારે ધુપ કર્યો તે વખતનોછે. અને તેમાં કહ્યુંછે કે જીનેશ્વરને ધુપ કર્યો. વિચાર કરો કે આ સૂત્રપાઠમાં જીનપ્રતિમાને જીનવર કહ્યાછે તેથી તથા ઉપર બતાવેલા દ્રષ્ટાંતથી જીનપ્રતિમા જીન સરખીછે એમ સિદ્ધ થાયછે.

આ બાબતમાં જેઠા મુઢમતિએ જે આળજાળ લખીછે તે સર્વે જુઠી અને સ્વકપોળ કલ્પિતછે.

જેઠો લખેછે કે "પ્રભુ જળ, પૂષ્પ, ધુપ, દીપ, વસ્ત્ર, ભુષણ વિગેરેના ભોગી નહોતા અને તમે ભોગી ઠરાવોછો" આ લખાણ અજ્ઞાનતાનું છે કારણ કે પ્રભુ ગૃહસ્થાવાસમાં તો સર્વે વસ્તુના ભોગી હતા, એ પ્રમાણે શ્રાવકો જન્માવસ્થાનું આરોપણ કરીને સ્નાન કરાવેછે. અને ફુલ ચડાવેછે; યૌવનાવસ્થાનું આરોપણ

કરીને અલંકાર પહેરાવેછે, અને દિક્ષાવસ્થાનું આરોપણ કરીને નમસ્કાર કરેછે. માટે અરિહંતદેવ ભોગી અવસ્થામાં ભોગી છે અને ત્યાગી અવસ્થામાં ત્યાગી છે, ભોગી નથી; પરંતુ ભોગી તથા ત્યાગી બંને અવસ્થામાં તિર્થંકરપણું તો છેજ અને તેથી તિર્થંકર દેવ ગર્ભથી માંડીને નિર્વાણ પર્યંત પૂજનીકજ છે માટે જેઠા દુર્મતિના લખેલા દુષણ જિન પ્રતિમાને લાગુ પડતા નથી. વળી અમે ઢુંઢકોને પુછીએ છીએ કે સમવસરણમાં જ્યારે તિર્થંકર ભગવત આવતા હતા ત્યારે રત્ન જડીત સિંહાસન ઉપર બીરાજતા હતા, ચામ્મરવિંજાતા હતા, શિર ઉપર ત્રણ છત્ર હતા, વિગેરે કેટલીએક સંપદાઓ હતી તો તે અવસ્થા ત્યાગીની છેકે ભોગીની છે? જો ત્યાગી છે તો ચામ્મરાદિ કેમ હોય અને જો ભોગીછે તો ત્યાગી કેમ કહોછો? આ ઉપરથી સમજવાનું તો એમ છે કે ભગવંત તો ત્યાગીજ છે પરંતુ ભકતજન પોતાના ભક્તિભાવથી ચામ્મરાદિ વિંજેછે તેમજ જિનપ્રતિમાની પણ ભકતજનો પૂજા કરેછે તો તે દેખીને ઢુંઢકોના હૃદયમાં ત્યાગી ભોગીનું શુળ કેમ ઉઠછે? જેઠો લખેછે કે "ભગવંતે ત્યાગેલી વસ્તુને તમે ભોગવાવો છો તો તેમાં પાપ લાગેછે" વળી એ બાબત ઉપર અનાથી મૂનિનું દ્રષ્ટાંત લખેછે પણ તે દ્રષ્ટાંતને જિનપ્રતિમા સાથે કાંઈ પણ સંબંધ નથી કારણ કે જિનપ્રતિમા છે તે સ્થાપના તિર્થંકરછે, તેને ભોગવવું ન ભોગવવું એમ કાંઈ નથી; તેતો કરનારાની ભકિત છે. અને ત્યાગેલી વસ્તુ ન ભોગવવી તેતો ભાવ તિર્થંકર આશ્રી લાગુ પડતી વાત છે. માટે તે વાત આ ઠેકાણે લખવાની કાંઈ પણ જરૂર નહીં છતાં જેઠાએ લખી છે તેથી તે વૃથા છે.

વસ્ત્ર પહેરાવવાની બાબત જેઠો કુમતિ આ પ્રશ્નોત્તરમાં ફરીથી લખેછે પરંતુ તે બાબતનો પ્રત્યુત્તર દ્રૌપદીના અધિકારમાં લખાઈ ગએલો છે તેથી અહીં લખતા નથી.

જેઠો કુમતિ લખેછે કે "જિનપ્રતિમા જિન સરખી છે તો ભરત, ઐરવતમાં પાંચમે આરે તિર્થંકરનો વિરહ કેમ કહ્યો છે" આ લખાણ પણ જેઠા નિજાવનું સમજણ વિનાનું છે કારણ કે

વિરહ કહેવાયછે તે ભાવ તિર્થંકર આશ્રી છે.

વળી જેઠો ઢુંઢક લખેછે કે "તિર્થંકર એક ક્ષેત્રમાં બે ભેગા થાય નહિં; થાય તો અચ્છેરૂં કહેવાય. અને તમે તો ઘણા તિર્થંકરોની પ્રતિમાને એકઠી કરોછો" તેનો ઉત્તર—મૂર્ખ જેઠાને એટલી પણ સમજણ નહોતી કે બે તિર્થંકર એકઠા ન થવાની બાબત તો ભાવ તિર્થંકર આશ્રી છે. વળી એમ જે જીનપ્રતિમા એકઠી સ્થાપીએ છીએ તે સ્થાપના તીર્થંકર છે. જેમ સર્વે તિર્થંકર નિર્વાણ પદ પામીને સિદ્ધ થાયછે ત્યારે તેઓ દ્રવ્ય તીર્થંકર છતાં અનંતા એકઠા થાયછે, તેમ સ્થાપના તીર્થંકર પણ એકઠા સ્થપાયછે. વળી સિદ્ધાયતનનો વિસ્તારથી અધિકાર શ્રી જીવાભીગમ સૂત્રમાં કહ્યા છે ત્યાં પણ એક સિદ્ધાયતનમાં એકસો આઠ જીનપ્રતિમા પ્રત્યક્ષ રીતે કહેલી છે; માટે જેઠાનું લખેલું આ પ્રશ્ન તદ્દન અસત્ય છે. વળી સ્થાપનાએ જો એકઠા થવાપણું ન હોય તો જંબુદ્વીપમાં (૨૬૯) પર્વત ન્યારા ન્યારા જૂદી જૂદી જગ્યાએ છે તે સર્વેને માંડલામાં એકઠા ચિત્રી એકત્ર કરીને ઢુંઢકો! પોથીમાં બાંધી કેમ ફરોછો? વળી તે ચિત્રો લોકોને દેખાડોછો, સમજાવોછો, અને લોકો સમજે પણ છે; તો તે પર્વતો જૂદા જૂદા છતાં અને શાશ્વત વસ્તુને એકઠી થવાનો અભાવ છતાં તમે એકઠા કેમ કરોછો તે બતાવો?

જેઠો લખેછે કે "તીર્થંકર વિચરે ત્યાં મરકી અને સ્વચક્ર પરચક્રનો ભય ન થાય તે જીનપ્રતિમા છતાં કેમ થાયછે"—આ પ્રમાણેના કુવચનો વાપરીને જેઠો અને તેના ઢુંઢકો જીનપ્રતિમાનું મહત્વ ઘટાડવાનું ધારેછે, પરંતુ મૂર્ખો, એટલું પણ સમજતા નથી કે તે અતિશય તો સિદ્ધાંતકારે ભાવ તીર્થંકરના કહેલા છે અને પ્રતિમા તો સ્થાપના તીર્થંકર છે; માટે તે બાબતમાં તમારી કુયુક્તિ ફાવી શકતી નથી. ઇતિ.

— ❦ —

# ૪૨. ઢુંઢકમતિનો ગોશાળામતિ તથા મુસલમાનોની સાથે મુકાબલો.

બેંતાળીશમાં પ્રશ્નોત્તરમાં જેઠા નિજાવે જૈન સંવેગી મુનિઓને ગોશાળા સમાન ઠરાવવા માટે અગિયાર બોલ લખ્યા છે પરંતુ તે માંહેનો એક પણ બોલ જૈન સંવેગી મુનિઓને લાગુ પડતો નથી. તે સર્વે બોલતો ઢુંઢકો ઉપર લાગુ પડેછે અને તેથી તેઓ ગોશાળામતિ સદશ છે એવો નિશ્ચય થાયછે,

૧. પહેલા બોલમાં જેઠા મૂઢમતિએ મૂર્ખની જેમ ખોટું ડોળાણ કર્યુંછે પણ તેનો સાર શું છે તે લખ્યું નથી માટે તેનો પ્રત્યુત્તર કાંઇ લખી શકતા નથી.

૨. બીજા બોલમાં જેઠો લખેછે કે "ઢુંઢકોને જૈન મુનિઓ તથા શ્રાવકો સંતાપેછે." તેનો ઉત્તર—જેમ સૂર્યને દેખીને ઘુવડની આંખો મીંચાઇ જાયછે અને તેના મનને સંતાપ ઉત્પન્ન થાયછે તેવીજ રીતે શુદ્ધ સાધુને દેખી ગોશાળામતિ સદશ ઢુંઢકોના નેત્રો મીંચાઇ જાયછે અને તેના હૃદયમાં સ્વયમેવ સંતાપ ઉત્પન્ન થાય છે. મૂનિ મહારાજા કોઇને સંતાપ કરવાનું ઇચ્છતા નથી પરંતુ સત્ય આગળ અસત્યનો સ્વયમેવ નાશ થાયછે.

૩. ત્રીજા બોલમાં "જૈનધર્મીઓએ નવા ગ્રંથો બનાવ્યાછે" એમ જેઠો લખેછે, પરંતુ જે જે ગ્રંથો બનેલાછે તે તમામ ગ્રંથો ગણધર મહારાજા, પૂર્વધારી તથા પૂર્વાચાર્યોની નિશ્રાથી બનેલાછે અને તેમાં કાંઇ પણ વાત શાસ્ત્ર વિરૂદ્ધ નથી; પરંતુ ઢુંઢકોને ગ્રંથ વાંચતાંજ આવડતાં નથી તો નવા બનાવવાની શક્તિ ક્યાંથી લાવે? ગ્રંથકર્તાની કીર્તિ ન સહન થઇ શકવાથી તેણે આ પ્રમાણે લખી પૂર્વાચાર્યોની અવજ્ઞા કરીછે.

૪. ચોથા બોલમાં "મંત્ર જંત્ર જ્યોતિષ, વૈદક કરીને આજીવીકા કરોછો" એમ જેઠો લખેછે પરંતુ સંવેગી મૂનિઓ તો મંત્ર જંત્ર વિગેરે કરતાજ નથી. ઢુંઢકોના રિખો મંત્ર જંત્ર જ્યોતિષ વૈદક વિગેરે કરેછે તે નામવાર પ્રથમ પ્રશ્નોત્તરમાં લખાયેલછે. માટે

તેથી તો ઢુંઢકોનો મત તે આજીવીકા મત ઠરેછે.

૫. પાંચમા બોલમાં "ચઉદશેં ચુંવાળીશ આધને બાળ્યા" એમ જેઠો લખેછે, પરંતુ કોઇ પણ જૈન મુનિએ એ પ્રમાણેનું કાર્ય કરેલું નથી અને કોઈ ગ્રંથમાં બાળ્યાછે એવું લખ્યું પણ નથી માટે જેઠાનું આ લખાણ અસત્યછે. જેઠો આ પ્રમાણે લખવાથી જૈનમતિને ગોશાળા સાથ સરખાવવાનું ધારેછે પણ તે સરખામણી થતી નથી, પરંતુ ઢુંઢકો વાસી, બોળ, વિદળ વિગેરે અભક્ષ વસ્તુ ખાયછે તેમાં બેઇંદ્રિ જીવોનું ભક્ષણ કરેછે તેથી તેઓની તો ગોશાળામતિની સાથે સરખામણી થઈ શકેછે.

૬. છઠા બોલમાં "ગોશાળાને દાધજ્વર થયો ત્યારે માટી મિશ્રિત પાણી છંટાવીને શાતા માની" એમ જેઠો લખેછે. આ દૃષ્ટાંત જૈન મુનિઓ સાથે મળતું આવતું નથી, પરંતુ ઢુંઢકોની સાથે મળતું આવેછે, કારણ કે તેઓ લઘુનિતીવડે ગુદા તથા મોઢું ધોઇને સારૂં માનેછે.

૭. સાતમા બોલમાં જેઠો લખેછે કે "ગોશાળે પોતાનું નામ તીર્થંકર ઠરાવ્યું એટલે ત્રેવીશ થઈ ગયા અને ચોવીશમો હું એમ કહ્યું તેવી રીતે જૈનધર્મી પણ ગૌતમ, સુધર્મા, જંબુ વિગેરે અનુક્રમ મુજબ પાટ બતાવેછે" આ લખાણ જેઠા મંદમતિનું સ્વયમેવ સ્ખલના પામેછે કારણ કે ગોશાળો તો પોતે વીર પરમાત્માનો નિષેધ કરીને તીર્થંકર થઇ બેઠો હતો અને અમે તો અનુક્રમ મુજબ પાટ બતાવીને શિષ્યપણું ધારણ કરીએ છીએ તેથી અમારી વાત પ્રત્યક્ષ રીતે સત્ય ઠરેછે, પરંતુ ઢુંઢકમતિ જીનાજ્ઞા રહીત નવીન પંથ કાઢવાથી ગોશાળા સદૃશ ઠરે છે.

૮. આઠમા બોલમાં જેઠો નિન્હવ લખેછે કે "ગોશાળે મરતી વખત કહ્યું કે મારો મરણોત્સવ કરજો અને મને શિબિકા કરીને કાઢજો તેવી રીતે જૈન મુનિઓ પણ કહેછે." તેનું આ લખાણ તદ્દન અસત્યછે, કારણ કે જૈન મુનિઓ એવું કદી પણ કહેતા નથી, પરંતુ રિખો મરી જાયછે ત્યારે તે પ્રમાણે કરવાનું કહી જાય છે કે મારી માંડવી કરીને મને કાઢજો, પાંચ ઇંડા મૂકજો, તેથીજ

જેઠા વિગેરેને આ પ્રમાણે લખવાનું યાદ આવી ગયુંછે. એમ સમજાયછે. જૈનમતિ શ્રાવકો તો ઇંદ્ર જેવી રીતે પ્રભુનો નિર્વાણ મહોત્સવ કર્યોછે તેવીજ રીતે પોતાના ગુરૂની ભક્તિ નિમિત્તે સ્વેચ્છાએ યથાશક્તિ નિર્વાણ મહોત્સવ કરેછે.

૯. નવમા બોલમાં સ્થાપના અસત્ય ઠરાવવા માટે જેઠા નિન્હવે કુયુક્તિ લખીછે પરંતુ શ્રી ઠાણાંગ સૂત્ર વિગેરેમાં સ્થાપના સત્ય કહેલીછે. એવી રીતે કહેલા સૂત્રોના કથનને ઢુંઢકો ઉત્થાપેછે તેથી તેઓજ ગોશાળામતિ સદશછે એમ જણાયછે.

૧૦. દશમા બોલમાં જેઠો લખેછે કે "ક્રિયા કરવાથી મુક્તિ મળતી નથી; ભવસ્થીતિ પાકશે ત્યારે મુક્તિ મળશે, એમ જૈનધર્મી કહેછે." આ લખાણ અસત્યછે કારણ કે જૈન મુનિઓ તેવી રીતે કહેતા નથી. એમનું (જૈન મૂનીઓનું) કહેવું તો જૈન મતના સિદ્ધાંત મુજબ એવુંછે કે જ્ઞાન સહીત ક્રિયા કરવાથી મોક્ષ પ્રાપ્ત થાયછે, પરંતુ જેઓ એકાંત ખોટી ક્રિયાથીજ મોક્ષ માનેછે તેઓ જૈન સિદ્ધાંતની સ્યાદ્વાદ શૈલીથી વિપરીત પરૂપણા કરનારાછે અને તેથીજ ઢુંઢકો ગોશાળામતિ સદશ ઠરેછે.

૧૧. અગ્યારમા બોલમાં જેઠો લખેછે કે "જૈનધર્મી જીનપ્રતિમાને જીનવર સરખી માનેછે તેથી એમ ઠરેછે કે તેઓ અજીનને જીન તરીકે માનેછે" જેઠા હીણપુન્યીનું આ લખાણ મહામુર્ખતા યુક્તછે કારણ કે સૂત્રમાં જીનપ્રતિમા જીનવર સરખી કહીછે, અને તે બાબત અમે પૂર્વે વિસ્તારથી લખી ગયા છીએ. પરંતુ ઢુંઢકો દેવી દેવતાની મૂર્તિઓને તથા ભુત પ્રેતને વળગી રહેલાછે, ફક્ત જીનપ્રતિમાની સાથેજ દ્વેષ ધરાવેછે તેથી તેઓ તો ગોશાળા મતિના કેડાયતછે એમ ઠરેછે.

ઉપર પ્રમાણે જેઠાના લખેલા અગ્યાર બોલના પ્રત્યુત્તર છે. હવે ઢુંઢકો જેઓ જરૂર ગોશાળાની સમાનજ છે તે દર્શાવી દેવા માટે અત્રે બીજા અગ્યાર બોલ લખેલા છે.

૧. જેમ ગોશાળો ભગવંતનો નિંદક હતો તેમ ઢુંઢકો પણ જિન પ્રતિમાના નિંદક છે.

ઢુંઢકમતિનો ગોશાળામતિ તથા મુસલમાનોની સાથે મુકાબલો. [illegible]

૨. જેમ ગોશાળો જિનવાણીનો નિંદક હતો તેમ ઢુંઢકો પણ જિનશાસ્ત્રના નિંદક છે.

૩. જેમ ગોશાળો ચતુર્વિધ સંઘનો નિંદક હતો તેમ ઢુંઢકો પણ જૈન સંઘના નિંદક છે.

૪. જેમ ગોશાળો કુલિંગી હતો તેમ ઢુંઢકો પણ કુલિંગી છે, કારણ કે તેમનો વેષ જૈનશાસ્ત્રોથી વિપરીત છે.

૫. જેમ ગોશાળો જુઠો તિર્થંકર થઈ બેઠો હતો તેમ ઢુંઢકો પણ ખોટા સાધુ થઈ બેઠા છે.

૬. જેમ ગોશાળાનો પંથ સમુર્છિમ હતો તેમ ઢુંઢકોનો પંથ પણ સમુર્છિમ છે, કારણ કે તેની પરંપરા શુદ્ધ મૂનિઓ સાથે મળતી નથી.

૭. જેમ ગોશાળો સ્વકપોળ કલ્પિત વચનો બોલતો હતો તેમ ઢુંઢકોપણ સ્વકપોળ કલ્પિત શાસ્ત્રાર્થ કરેછે.

૮. જેમ ગોશાળો ધુર્ત્ત હતો તેમ ઢુંઢકો પણ ધુર્ત્ત છે, કારણ કે તેઓ ભદ્રિક જીવોને પોતાના ફંદમાં ફસાવેછે.

૯. જેમ ગોશાળો પોતાના મનમાં પોતાને જુઠો જાણતો હતો પણ બહાર પોતાની રૂઢી ખેંચતો હતો તેમ કેટલાએક ઢુંઢકો પણ પોતાના મનમાં પોતાના મતને જુઠો જાણેછે પરંતુ પોતાની રૂઢીને છોડતા નથી.

૧૦. જેમ ગોશાળાને દેવગુરૂ નહોતા તેમ ઢુંઢકોને પણ દેવગુરૂ નથી, કારણ કે તેનો પંથ તો ગૃહસ્થોએ કાઢેલો છે.

૧૧. જેમ ગોશાળો મહા અવિનીત હતો તેમ ઢુંઢકો પણ જૈનમતમાં મહા અવિનીત છે.

ઇત્યાદિ અનેક બોલોએ કરીને ઢુંઢકો ગોશાળા તુલ્ય છે એમ ઠરેછે વળી તેઓ કેટલાએક કારણોથી મુસલમાન સદ્રશ પણ ઠરી શકેછે તેથી તે સંબંધના (૮) બોલ લખીએ છીએ.

૧. જેમ મુસલમાન કાળું તહમત પહેરેછે તેમ ઢુંઢકોના તપસ્વી રીખો મારવાડ તથા પંજાબ વિગેરે દેશોમાં કાળો ચોળપટ્ટો પહેરે છે.

૨. જેમ મુસલમાનોને ભક્ષાભક્ષ ખાવાનો વિવેક નથી તેમ ઢુંઢકોને પણ વાશી,બોળ વીગેરે અભક્ષ વસ્તુના ભક્ષણનો વિવેક નથી.

૩. જેમ મુસલમાનો મૂર્તિને માનતા નથી તેમ ઢુંઢકો પણ જિનપ્રતિમાને માન્ય કરતા નથી.

૪. જેમ મુસલમાનોના ફકીર પગના કાંડા સુધી પછેડી પેહેરેછે તેમ ઢુંઢકોના રીખો પણ પગના કાંડા સુધી ચોળપટ્ટો પેહેરેછે.

૫. જેમ મુસલમાનો હાજીને સારો માનેછે તેમ ઢુંઢકોના રીખો પણ વંદના કરવાવાળાને 'હાજી' એમ કેહેછે.

૬. જેમ મુસલમાન લસણ, ડુંગળી અર્થાત્ પ્યાજ કાંદા વિગેરે ખાયછે તેમ ઢુંઢકોના રિખો પણ ખાયછે.

૭. જેમ મુસલમાનોની ચાલ ચલગત હિંદુઓથી વિપરીત છે તેમ ઢુંઢકોના રીખોની ચાલ ચલગત પણ જૈન મૂનિઓથી તેમજ જૈન શાસ્ત્રોથી વિપરીત છે.

૮. જેમ મુસલમાન સર્વે વરણનું ખાયછે તેમ ઢુંઢકોના રીખો પણ કોળી, ભરવાડ વિગેરે સર્વે વરણનું ખાયછે.

ઈત્યાદિ ઘણા બોલોએ કરીને ઢુંઢકો મુસલમાન સદૃશ ઠરી શકેછે, અને તેના શ્રાવકો[1] તો સ્ત્રીના ૠતુના દિવસો ન પાળવાના કારણથી તે કરતાં પણ નિરીદ્ધ ઠરેછે. ઇતિ.



# ૪૩ મોઢે મુહપત્તિ બાંધી રાખવી તે કુલિંગ છે તે વિષે.

ત્રેતાળીશમા પ્રશ્નોત્તરમાં મોઢે મુહપત્તિ બાંધી રાખવાનું સિદ્ધ કરવા માટે જેઠા કુમતિએ કેટલીએક, યુક્તિઓ લખીછે, પરંતુ તેજ યુક્તિથી તે પાછો પડેછે અને તેથીજ મુહપત્તી મોઢે બાંધવી નહિ એમ સિદ્ધ થાયછે. કારણ કે તેણે આ બાબતમાં મૃગારાણીના પૂત્ર મૃગાલોઢીઆને જોવા માટે ગૌતમસ્વામી ગયા તે દૃષ્ટાંત આ-

૧ ઢુંઢકોની આરજાઓ પણ ૠતુના દિવસો પાળતી નથી.

પુંછે તો તે સંબંધમાં શ્રી વિપાક સૂત્રની અંદર પ્રત્યક્ષ પાઠછે કે મૃગારાણીએ શ્રી ગૌતમગણધરને કહ્યું કે तुमेणं भंते मुहपोत्तियाए मुह बंधह અર્થ—તમે હે ભગવંત! મુખવસ્ત્રિકાએ કરીને મુખ બાંધી લ્યો. આ પાઠથી એમ સિદ્ધ થાયછે કે ગૌતમસ્વામીએ પોતાનું મુખ, મુખવસ્ત્રિકાએ કરીને બાંધેલું નહોતું, માટે તેથી વિપરીતપણે ઢુંઢકો મુખ બાંધેછે તો તેઓ વિરૂદ્ધાચારનું સેવન કરનારાછે.

વળી જેઠો લખેછે કે "જો ગૌતમસ્વામીએ તે વખતેજ મુહપત્તિ બાંધી તો આગાઉ શું ઉઘાડે મુખે બોલતા હતા ?" તેનો ઉત્તર અક્કલહીન ઢુંઢકોમાં એટલી પણ સમજ નથી કે ઉઘાડે મુખે બોલતા હતા એમ અમે કહેતા નથી, પરંતુ અમે તો મુહપત્તિ મુખ પાસે હસ્તમાં રાખીને જયણાથી બોલતા હતા એમ કહીએ છીએ, શ્રી અંગ ચુગલીઆ સૂત્રમાં દીક્ષા અવસરે મુહપત્તિ હાથમાં આપવી કહીછે. यतः

तउ सूरिहिं तदानुणएहिं पन्नोवरी कुपरि विंट्टिएहिं रयहरणं ठावित्ता वामकरा नामियाए मुहपत्ति करधारित्तु

અર્થ—તીવારે આચાર્યની આજ્ઞા થયે થકે કુણી ઉપર રજોહરણ રાખે, દક્ષીણ દીશાએ રજોહરણની દશીઓ રાખે, અને ડાબા હાથમાં અનામિકા અંગુળી ઉપર લાવી મુહપત્તિ ધારણ કરે.

વિચારો કે ઉપરના સૂત્રપાઠમાં સૂત્રકારે મુહપત્તિ હાથમાં રાખવી કહીછે પરંતુ મોઢે બાંધવી કહી નથી માટે ઢુંઢકો જેઓ મુહપત્તિ બાંધેછે તેઓ જીનાજ્ઞાની બહારછે.

શ્રી આવશ્યક સૂત્રમાં તથા ઓઘ નિર્યુક્તિમાં કહ્યુંછે કે मुहपोत्तियं उज्जु हथे અર્થાત્ મુખવસ્ત્રિકા જમણા હાથમાં રાખવી. આવી રીતે કહ્યા છતાં જેઓ નિરંતર મોઢે બાંધીને ફરેછે તે મૂર્ખ શિરોમણીછે.

ઢુંઢકો નિરંતર મોઢે મુહપત્તિ બાંધી રાખીને કુલિંગી બનવાથી જૈનમતના સાધુની નિંદા અને હાંસી પ્રત્યે કરાવેછે. જો તેઓ વાયુકાયની રક્ષા માટે મોઢે મુહપત્તિ બાંધતા હોય તો નાકે તથા ગુદાએ પાટો શા માટે બાંધતા નથી? જેઠો લખેછે કે "જેટલું પળેછે તેટલું પાળીએ છીએ" જ્યારે ઢુંઢકો જેટલું પળે તેટલું પાળેછે ત્યારે મુખ કરતાં તો નાકમાંથી નિકળતા વાયુને લીધે વધારે વાયુકાયના જીવ હણાયછે કારણ કે મોઢેથી જ્યારે બોલીએ અને મુખવાયુ બહાર નીકળે ત્યારેજ વાયુકાય હણાય અને નાકમાંથી તો વ્યવધાન રહીત નિરંતર શ્વાસોશ્વાસ વહ્યા કરેછે માટે મુખે બાંધવા કરતાં પહેલી નાકે પાટી કેમ ન બાંધી? વળી સાધુને તો છ કાયની હિંસા કરવાના ત્રીવિધે ત્રીવિધે પચ્ચખાણ હોયછે તે છતાં જેઠાના લખવા પ્રમાણે જ્યારે એટલું પણ પાળી શકાતું નથી ત્યારે શા વાસ્તે ચારિત્ર લઈને રિખજી થઈ બેઠા છે? ઢુંઢકો! આ ઉપરથી તો તમે તમારે મેતજ ચારિત્રની વિરાધના કરનારા ઠરોછો.

વળી ઢુંઢકોના રિખોનો મોઢે મુહપત્તી બાંધેલો કૌતુકી વેષ જોઈને કોઈ કોઈ વખત પશુઓ ભડકેછે. સ્ત્રીઓ ડરેછે, બાળકો બીહેછે, તેમજ નિરંતર મુહપત્તિ બાંધી રાખવાથી અસંખ્યાતા સમુર્છિમ જીવોની હાણી થાયછે અને નિગોદીઆ જીવોની ઉત્પત્તિ થાયછે તેથી એમજ જણાયછે કે ઢુંઢકમતિએ જીવદયા માટે મુહપત્તિ બાંધી નથી પરંતુ જીવહિંસા કરનારૂં એક અધિકરણ બાંધ્યુંછે.

આ બાબત પાંચમા પ્રશ્નોત્તરમાં વિશેષ રીતે લખાએલું છે.



## ૪૪ દેવતા જિનપ્રતિમા પુજેછે તે મોક્ષાર્થે છે તે વિષે.

ચુમ્માળીશમા પ્રશ્નોત્તરમાં જેઠો લખેછે કે "દેવતાઓ જિનપ્રતિમા પૂજેછે તે સંસાર ખાતેછે" આ લખાણ અસત્ય છે કારણ કે શ્રી રાયપસેણી સૂત્રમાં જિનપ્રતિમા પૂજવાના ફળનો પાઠ આ પ્રમાણે છે. યતઃ

हियाए सुहाए खमाए निसेयसाए अणुगामि
त्ताए भविस्सइ.

અર્થ—જીનપ્રતિમા પૂજવાનું ફળ પૂજનારાઓને હિતને અર્થે, સુખને અર્થે, યોગ્યતાને અર્થે, મોક્ષને અર્થે, અને જન્માંતરમાં પણ સાથે આવનાર છે.

આ બાબતમાં જેઠાએ શ્રી આવશ્યક નિર્યુક્તિનો પાઠ લખીને એમ બતાવ્યુંછે કે "અભવ્ય દેવતા પણ જિનપ્રતિમા પૂજેછે માટે તે સંસાર ખાતેછે" તેનો ઉત્તર—ફળની પ્રાપ્તી ભાવાનુસારેછે, અભવ્ય, મિથ્યાદ્રષ્ટી જેઓ પ્રતિમા પૂજેછે તેને તેના ભાવાનુસાર ફળ મળેછે; અને ભવ્ય, સમ્યકદ્રષ્ટી પૂજેછે તેને મોક્ષફળ પ્રાપ્ત થાય છે. જેમ જૈનમતની દિક્ષા અભવ્ય, મિથ્યાદ્રષ્ટીઓને મોક્ષદાયક નથી; અને ભવ્ય, સમ્યકદ્રષ્ટીઓને મોક્ષદાયક છે, બંનેને ફળ જુદાં જુદાં મળેછે પણ તેથી દિક્ષા તો સાચીજ ઠરેછે; તેમ જિનપ્રતિમા પણ ભકતજનોને મુક્તિનો હેતુ છે, અને તેના નિંદક ઢુંઢક મતિ વિગેરેને નર્કનો હેતુ છે. અર્થાત જે પાપી જીવોના નિંદકપણાના ભાવ છે તેને તો જરૂર નર્કનું ફળ પ્રાપ્ત થાયછે અને જેના ભક્તિપણાના ભાવછે તેને જરૂર મોક્ષફળ પ્રાપ્ત થાયછે. ઇતિ.

—❦—

## ૪૫ શ્રાવક સૂત્ર ન વાંચે તે વિષે.

પીસ્તાળીસમા પ્રશ્નોત્તરમાં "શ્રાવકને સૂત્ર વાંચવા" એમ ઠરાવવા માટે જેઠા મુઢમતિએ કેટલીએક કુયુક્તિઓ લખીછે પરંતુ તેમાંની એક પણ કુયુક્તિ ફાવી શકી નથી; ઉલટો તેજ યુક્તિઓથી તે પાછો પડેલો છે તોપણ "મિયાં પડે પણ ટંગડી ઉંચી" એ કહેવતને અનુસરીને જેમ મનમાં આવ્યું તેમ લખવા સાથેજ વિચાર રાખ્યો છે. અને તેથી જેમ બુડતો માણસ ફીણના બાચકા ભરે તેમ કર્યુંછે. આ બાબતમાં લખવાનું ઘણુંછે પરંતુ ગ્રંથ વધી જવાથી જેઠાની કુયુક્તિ ધ્યાનમાં ન લેતાં કેટલાએક સુત્ર સાખ

સાથેના.દષ્ટાંતો લખીને શ્રાવકોને સુત્ર વાંચવાનો નિષેધ છે એમ સિદ્ધ કરીએ છીએ.

શ્રી ભગવતિ સૂત્ર, શતક બીજે, ઉદ્દેસે પાંચમે, તુંગિઆ નગરીના શ્રાવકોને અધિકારે કહ્યુંછે. યતઃ

लद्धठ्ठा गहियठ्ठा पुच्छिठ्ठा अभिगयठ्ठा विणिच्छियठ्ठा.

અર્થ—અર્થ લાધ્યા છે જેને, અર્થ ગૃહ્યાછે જેણે, સંશયથકા અર્થ પુછયા છે જેણે, પ્રશ્ન કરીને નિર્ણય અર્થ જાણ્યા છે જેણે, એટલા માટે નિશ્ચિત અર્થ છે જેને. આ પ્રમાણે કહ્યુંછે પરંતુ लद्धसुत्ता गहियसुत्ता એમ કહ્યું નથી.

૨. શ્રી વ્યવહાર સૂત્રના દશમા ઉદ્દેસામાં કહ્યુંછે. યતઃ

तिवास परियागस्स निग्गंथस्स कप्पइ आयार कप्पे नामं अज्झयणे उद्दिसित्तएवा चउवास परियागस्स निग्गंथस्स कप्पन्ति सुयगडेनामं अंगे उद्दिसित्तए पंचवास परियागस्स समणस्स कप्पन्ति दसाकप्पववहारा नामज्झयणे उद्दिसित्तए अठ्ठवास परियागस्स समणस्स कप्पन्ति ठाण समवाए नामं अंगे उद्दिसित्तए दसवास परियागस्स कप्पन्ति विवाहे नामंअंगे उद्दिसित्तए एक्कारस्सवास परियागस्स कप्पन्ति खुड्डिया विमाण पविभत्ति, महल्लिया विमाण पविभत्ति, अंगचूलिया, वग्गचूलिया, विवाहचूलिया नामं उद्दिसित्तए बारसवास परियाग

स्स कप्पत्ति अरुणोववाए, वरुणोववाए, गरुलोववाए, धरणोववाए, वेसमणोववाए, वेलंधरोववाए अज्झयणेउद्दिसित्तए, तेरस वास परियाए कप्पत्ति उट्ठाणसुए, समुट्ठाणसुए, देविंदोववाए, नागपरियावलिया नामं अज्झयणे उद्दिसित्तए, चउद्दसवास कप्पत्ति सुवणभावणानामं अज्झयणं उद्दिसित्तए. पन्नरसवास कप्पत्ति चारणभावणा नामं अज्झयणे उद्दिसित्तए. सोलसवास कप्पत्ति वेयणिसयं नामं अज्झयणे उद्दिसित्तए. सत्तरस्स वास कप्पत्ति आसीविसि नामं अज्झयणे उद्दिसित्तए. अट्ठारस्स वास कप्पत्ति दिट्ठिविसि भावणा नामं अज्झयणे उद्दिसित्तए. एगुणवीसइ वास परियागस्स कप्पत्ति दिट्ठिवाए नाम अंगे उद्दिसित्तए. वीसवास परियाए समणेनिग्गंथे सव्वसुआण वाइ भवति.

અર્થ—ત્રણ વરસના પર્યાયવાળા સાધુને આચાર પ્રકલ્પ એટલે 'આચારાંગ સૂત્ર' ભણવું કલ્પે; ચાર વરસના દિક્ષાવાળાને શ્રી સૂયગડાંગ સૂત્ર ભણવું કલ્પે; પાંચ વરસના પર્યાયવાળાને દશા કલ્પ તથા વ્યવહાર અધ્યયન ભણવું કલ્પે; આઠ વરસના પર્યાયવાળાને ઠાણાંગ સમવાયાંગ ભણવું કલ્પે; દશ વરસના પર્યાયવાળા શ્રી ભગવતિ સૂત્ર ભણે; અગિયાર વરસના પર્યાયવાળા ખુડ્ડિઆ વિમાન પ્રવિભક્તિ; મહલ્લિઆ વિમાન પ્રવિભક્તિ, અંગચૂલિયા,

વંગચૂલિયા, અને વિવાહચૂલિઆ ભણે; બાર વરસના પર્યાયવાળા અરૂણોપપાત, વરૂણોપપાત, ગરૂડોપપાત, ધરણોપપાત, વૈશ્રમણોપ-પાત અને વૈલંધરોપપાત ભણે; તેર વરસના પર્યાયવાળા ઉપસ્થાન શ્રુત, સમુઠ્ઠાણશ્રુત દેવેંદ્રોપપાત અને નાગપર્યાવળિયા અધ્યયન ભણે; ચૌદ વરસના પર્યાયવાળા સુવર્ણભાવના અધ્યયન ભણે; પંદર વરસના પર્યાયવાળા ચારણભાવના અધ્યયન ભણે; સોળ વરસના પર્યાયવા-ળા વેદની શતક અધ્યયન ભણે; સત્તર વરસના પર્યાયવાળા આ-સીવિષ અધ્યયન ભણે; અઢાર વરસના પર્યાયવાળા દ્રષ્ટીવિષ ભા-વના અધ્યયન ભણે; ઓગણીસ વરસના પર્યાયવાળા દ્રષ્ટીવાદ નામે અધ્યયન ભણે અને વીશ વરસના પર્યાયવાળા સર્વ સૂત્રના વાદી હોય.

ઢુંઢકો મુઢમતિ કહેછે કે 'શ્રાવકેસૂત્ર ભણુવા, તો તે શ્રાવકોને ચારિત્રનો પર્યાય કેટલા કેટલા વરસનો છે તે તમે કહેશો? અરે મુઢમતિઓ એટલું પણ વિચારતા નથી કે સૂત્રમાં સાધુને પણ ત્રણ વરસ દિક્ષાના પર્યાય પછી આચારાંગ ભણવું કલ્પે એવું પ્ર-ત્યક્ષરીતે કહ્યુંછે તો શ્રાવક તો સર્વથા નજ ભણે એવું પ્રત્યક્ષ ઠરેછે.

૩. શ્રી પ્રશ્ન વ્યાકરણસૂત્રના બીજા સંવરદ્વારમાં કહ્યુંછે કે

तं सच्चं भगवंत तित्थगर सुभासियं दसविहं चउद्दसपुव्वीहिं पाहुडत्थ वेइयं महरिसिणय समयप्प दिन्नं, देविंद नरिंदे भासियत्थं.

ભાવાર્થ એછે કે ભગવંત વીતરાગે સાધુ સત્ય વચન જાણે અને ભાખે તે માટે સિદ્ધાંત તેઓને દીધું અને દેવેંદ્ર તથા નરેંદ્રને સિદ્ધાંતનો અર્થ સાંભળીને સત્યવચન ભણે માટે અર્થ દીધો.

આ પાઠમાં પણ પ્રત્યક્ષરીતે સાધુને સૂત્ર ભણવું અને શ્રાવ-કને અર્થ સાંભળવો એમ ભગવંતે કહ્યુંછે.

૪. જેઠો લખેછે કે "શ્રાવક સૂત્ર વાંચતા અનંત સંસારી થાય તેવો પાઠ કયા સૂત્રમાં છે?" તેનો ઉત્તર—શ્રી દશવૈકાળિક સૂત્રના ષટ્જીવીનીકા નામે ચોથા અધ્યયન સુધી શ્રાવક ભણે અને

જણ ભણવું નહિ એવું શ્રી આવશ્યક સૂત્રમાં કહ્યું છે તે ઉપરાંત આચારાંગાદિ સૂત્રો ભણવાની ભગવંતે આજ્ઞા દીધી નથી છતાં જે શ્રાવકો ભણેછે તે ભગવંતની આજ્ઞાનો ભંગ કરેછે અને આજ્ઞા ભંગ કરનાર યાવત્ અનંત સંસારી થાય એમ સૂત્રોમાં ઘણી જગાએ કહ્યુંછે, અને ઢુંઢકો પણ આ વાત માન્ય કરેછે.

૫. જેઠો લખેછે કે "શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રાવકને कोविद કહ્યોછે તો સૂત્ર ભણ્યા વિના कोविद કેમ કહેવાય?" તેનો ઉત્તર—कोविद નો અર્થ 'ડહાપણવાળો' એમ થાયછે તો શ્રાવકો જીનપ્રવચનને વિષે ડહાપણવાળા હોયછે, પણ તેથી કાંઈ સૂત્ર ભણેલા ઠરતા નથી. જો સૂત્ર ભણ્યા હોય તો श्रुत કેમ ન કહ્યા?

૬. જેઠો મંદમતિ લખેછે કે "શ્રી ભગવતિસૂત્રમાં કેવળી વિગેરે દશની સમીપે કેવળીપરૂપ્યો ધર્મ સાંભળીને કેવળજ્ઞાન પામે તેને 'સોચા કેવળી' કહીએ એમ કહ્યુંછે. તે દશ બોલમાં શ્રાવક શ્રાવિકા પણ કહ્યાછે તો તેને મ્હોંએથી કેવળીપરૂપ્યો ધર્મ સાંભળે તે તો સિદ્ધાંત કે બીજુ કાંઈ હશે? માટે સિદ્ધાંત ભણવાનું સોને જણાયછે" તેનો ઉત્તર—સિદ્ધાંત વાંચીને સંભળાવવા તેનું નામજ ફક્ત કેવળી પરૂપ્યો ધર્મ નથી, પરંતુ જે ભાવાર્થ કેવળી ભગવંતે પરૂપ્યોછે તે ભાવાર્થ કહેવો તેનું નામ પણ કેવળી પરૂપ્યો ધર્મજ કહેવાયછે માટે એ બાબતમાં જેઠાએ કરેલી કલ્પના અસત્યછે.

૭. શ્રી નિસીથ સૂત્રમાં કહ્યુંછે કે

से भिखुव अणिउत्थियंवा गारात्थियंवा वाएइ वायंतं वासाइजइ तस्सणं चाउम्मासियं.

અર્થ—જે કોઈ સાધુ અન્યતિર્થીને વાંચના આપે તથા ગૃહસ્થને વાંચના આપે અથવા વાંચના આપતા સહાય દેતો તેને ચાર માસનું પ્રાયશ્ચિત આવે.

આ બાબતમાં જેઠો મૂઢમતિ લખેછે કે તે પાઠમાં અન્યતીર્થી તથા અન્યતીર્થીના ગૃહસ્થને નિષેધ્યાછે પણ તે મૂર્ખ એટલું પણ

સમજ્યો નથી કે અન્યતીર્થીના ગૃહસ્થ તો અન્યતીર્થીમાં આવી ગયા ત્યારે ફરી તે કહેવાનું શું કારણ? માટે ગૃહસ્થ તે શ્રાવકો સમ૦.વા.

૮ છેવટે લખવાનું કે જો શ્રાવકો સૂત્ર ભણતા હોત તો શ્રી ઠાણાંગ સૂત્રને ત્રીજે ઠાણે સાધુના તથા શ્રાવકના ત્રણ ત્રણ મનોરથ કહ્યાછે; તેમાં સાધુ શ્રુત ભણવાનો મનોરથ કરે એમ લખ્યુંછે અને શ્રાવકના મનોરથમાં શ્રુત ભણવાનો મનોરથ લખ્યો નથી. વિચારો કે શ્રાવક સૂત્ર ભણતા હોત તો મનોરથ કેમ ન કરે? તે સૂત્રપાઠ નીચે પ્રમાણેછે. યતઃ

तिहिं ठाणेहिं समणे निग्गंथे महाणिज्जरे महापज्जवसाणे भवइ. कयाणं अहं अप्पंवा बहुंवा सुअं अहिज्जिस्सामि? कयाणं अहं एकल्लविहारं पडिमं उवसंपज्जित्ताणं विहरिस्सामि? कयाणं अहं अपच्छिम मारणांतियं संलेहणा झूसणा, झूसिए, भत्तपाण पडियाइखिए, पाउवगमं, काल मणवकंखेमाणे विहरिस्सामि? एवं समणसा, सवयसा, सकायसा पडिजागरमाणे निग्गंथे महाणिज्जरे पज्जवसाणे भवइ.

અર્થ—ત્રણ સ્થાનકે શ્રમણનિર્ગ્રંથ મોટી કર્મક્ષપણા અને અત્યંત પર્યવસાન કરે (તે ત્રણ સ્થાનક કહેછે) કેવારે હું અલ્પ કે૦ થોડું અને બહુ કે૦ ઘણુંશ્રુત કે૦ સિદ્ધાંત ભણીશ ૧ કેવારે હું એકલ વિહાર પ્રતિમા અંગીકાર કરીને વિચરીશ ૨ અને કેવારે હું છેલ્લી મરણ સંબંધી સંલેખણા જે તપ તેની સેવાએ

કરી રૂક્ષ થઇને, ભાત પાણીના પચ્ચખાણ કરીને, પાદોપગમ અણસણ કરીને, મૃત્યુ અણઇચ્છતો કેવારે હું વિચરીશ ૩ એવી રીતે સાધુ મન વચનકાયા ત્રિકરણે કરી પ્રતિ જાગરણ કરતો થકો મહાનિર્જરાને પર્યવસાન કરે.

હવે શ્રાવકના ત્રણ મનોરથનો પાઠ કહેછે.

तिहिं ठाणेहिं समणोवासए महाणिज्जरे महापज्जवसाणे भवइ. तंजहा.कयाणं अहं अप्पवां बहुंवा परिग्गहं चइस्सामि? कयाणं अहं मुंडे भवित्ता आगाराउ अणगारियं पव्वइस्सामि? कयाणं अहं अपच्छिम मारणांतियं संलेहणा झूसिय भत्तपाण पडियाइक्खिए पाउवगमं काल मणवकंखमाणे विहरिस्सामि?एवं समणसा सवयसा सकायसा पजागरमाणे समणोवासए महाणिज्जरे महापज्जवसाणे भवइ.

અર્થ—ત્રણ સ્થાનકે શ્રાવક મહાનિર્જરા મહાપર્યવસાન કરે. કેવારે હું ધનધાન્યાદિક નવ પ્રકારનો પરિગ્રહ થોડો ઘણો છાંડીશ ૧ કેવારે હું મુંડ થઇને આગાર જે ગૃહવાસ તેને છાંડી અણગારવાસ અંગીકાર કરીશ ૨ ત્રીજો સંલેષણાનો મનોરથ પૂર્વવત્ જાણવો.

આ ઉપરથી પણ શ્રાવક સૂત્ર ભણે નહીં વાંચે નહીં એમ સિદ્ધ થાયછે ઇત્યાદિ ઘણા દ્રષ્ટાંતોછે જેથી પ્રત્યક્ષ રીતે સિદ્ધ થાયછે કે મુનિને સિદ્ધાંતો ભણવા અને સાધુને સિદ્ધાંતો ભણાવવા, શ્રાવકને તો આવશ્યક, શ્રી દશવૈકાળિકના ચાર અધ્યયન અને બીજા પ્રકરણાદિ અનેક ગ્રંથો ભણવા, પરંતુ શ્રાવકને સિદ્ધાંત ભણવાની ભગવંતે આજ્ઞા આપી નથી. ઇતિતત્વં.

આ પ્રશ્નોત્તરમાં જેઠા નિન્હવે કેટલાએક વચનો જેમ આવ્યા તેમ લખ્યાછે. નથી જોઈ વાક્ય મેળવણી, નથી રાખ્યું શબ્દનું ભાન, નથી રાખ્યું અર્થનું ભાન, ફક્ત બેવકુફ માણસની પેઠે જેમ તેમ લખીને પાનાં ચિતર્યાછે. પરંતુ એવા નકામા ડોળાણમાં વચ્ચે ન પડતા અમે તે બાબતમાં તેણે કેવી મૂર્ખાઈ કરીછે એ તપાસવાનું સુજ્ઞ અને ન્યાયી સજ્જનોને સોંપીએ છીએ.



## ૪૬ ઢુંઢકો હિંસા ધરમીછે તે વિષે.

આ ગ્રંથ પૂર્ણ કરતાં છેવટે જણાવવું પડેછે કે જેઠમલ ઢુંઢકે સમકીત સાર નામનો જે ગ્રંથ બનાવેલો તે ગ્રંથ શ્રી ગોંડળવાળા કોઠારી નેમચંદ હીરાચંદે છપાવ્યો તેમાં આદિથી અંત સુધીમાં જૈન શાસ્ત્રાનુસારે અને જીનાજ્ઞા પ્રમાણે વર્તનારા એવા પરંપરાગત જૈન મૂનિઓ તથા શ્રાવકોને (હિંસાધર્મી) એવું ઉપનામ આપેલું છે અને પોતે દયાધર્મી બની ગયા છે, પરંતુ શાસ્ત્રાનુસારે તપાસતાં તથા ઢુંઢકોનો આચાર વ્યવહાર, રીતભાત અને વર્તણુક જોતાં પ્રત્યક્ષરીતે એ ઢુંઢકોજ હિંસાધરમી છે અને દયાનું ખરૂં સ્વરૂપ સમજતાજ નથી એમ સમજાય છે.

સામાન્ય દ્રષ્ટીએ વિચારતાં પણ જેમ ગોશાળાએ, જમાળી પ્રમુખ કેટલાએક નિન્હવોએ તથા કેટલાએક અભવ્યોએ જેટલી સ્વરૂપ દયા પાળી છે તેટલી તો કોઈપણ ઢુંઢકથી પળી શકતી નથી, ફક્ત મૂખેથી દયા દયા પોકારવામાં સમજેછે, અને જેટલી તેઓ સ્વરૂપદયા પાળેછે તેટલી પણ તેઓને નિન્હવોની પેઠે જીનાજ્ઞાના વિરાધક હોવાથી હિંસાના ફળને દેનારી છે.

સૂત્રોમાં જે જે નિન્હવોના અધિકાર છે તેઓએ તો ભગવંતનું એક એક વચનજ ઉથાપ્યું છે અને તેને શાસ્ત્રકારે મિથ્યાદ્રષ્ટી કહ્યા છે યતઃ

पयमख्खरंपि एक्कंपि, जो नरो एइ सुत्त निद्दिठ्ठं॥

संसरोयं तोविहु, मिच्छादिट्ठिंजमालिव ॥१॥

ઢુંઢકો મૂઢમતિએ તો ભગવંતના અનેક વચનો ઉથાપ્યા છે, સૂત્રો વિરાધ્યા છે, સૂત્રપાઠ ફેરવ્યા છે, સૂત્રપાઠ ઓળવ્યા છે, વિપરીત અર્થ લખ્યા છે અને વિપરીત કરેછે તેથી તેઓ તો સર્વ નિન્હવોને વિષે શિરોમણી ભૂત છે.

વળી ઢુંઢકો દયાધર્મીનું ડોળ ઘાલેછે પરંતુ તેઓ કેવી દયા પાળે છે અર્થાત દયાનું નામ લઈ કેવી કેવી રીત હિંસા કરેછે તે બતાવવા માટે કેટલાએક દ્રષ્ટાંતો લખીને તેઓ હિંસાધર્મી છે એમ સત્યાસત્ય નિર્ણય કરનારા સુજ્ઞ બંધુઓ સમક્ષ જણાવીએ છીએ.

૧. સૂત્રોમાં ઉષ્ણ પાણીનો શિયાળો, ઉનાળો તથા ચોમાસાને માટે કાળ કહ્યોછે તે કાળ ઉપરાંત ઉષ્ણ પાણીમાં પણ સચિતપણાનો સંભવ છે તે છતાં ઢુંઢકો કાળના પ્રમાણ વિના પાણી પીએછે માટે તે કાળ ઉલ્લંઘન કરી ગયેલું પાણી કાચુંજ સમજવું.

૨. રાત્રિ ચૂલે મૂકેલું પાણી ઢુંઢકો સવારના પહોરમાં વહોરી લાવીને પીએછે તે પાણી રાત્રિ ચૂલામાં રક્ષા ઢાંકયા પછી ચૂલો ઉઘાડો ન રાખવા માટે કાચું ભરીને મૂકી છાંડવામાં આવેછે જે કે ઉનું તો શું પરંતુ નવાયું એટલે નામ માત્ર પણ ઉનું થવાનો સંભવ નથી તેથી તે પાણી પણ કાચુંજ સમજવું.

૩. કુંભારને ઘેરથી માટી મિશ્રિત પાણી વહોરી લાવીને પીએછે જે પાણી પણ કાચું અને માટી પણ કાચી હોવાથી અચિત તો ક્યાંથીજ થાય પરંતુ જો વધારે વખત સુધી જેમનું તેમ પડી રહ્યું હોય તો તેમાં બેઇંદ્રિ જીવની ઉત્પત્તિ થવાનો સંભવ છે.

૪. છાણા થાપવા માટે વાપરવાનું પાણી વહોરી લાવી પીએછે જે કે અચિતતો નથી થતું પરંતુ તેમાં બેઇંદ્રિ જીવની ઉત્પત્તિ થયેલી ઘણી વખત દ્રષ્ટાએ પડેછે.

૫. બાઈઓએ પોતાની કાંચળી ધોયેલું પાણી વહોરી લાવીને પીએછે જેમાં ઘણુંકરીને જીવતી જૂઓ અથવા મુએલી જૂઓના કલેવર હોવાનો સંભવ છે. આવું પાણી પીવાથીજ ઘણા

શિખોને જળોદર થયાના ખબર સાંભળવામાં આવેલા છે.

૬. પૂર્વોક્ત પાંચ પ્રકારના પાણીમાં ફક્ત એકેંદ્રિનું ભક્ષણ નથી, પરંતુ બે ઇંદ્રિનુ પણ ભક્ષણ છે, કારણ કે તેવા પાણીમાં પૂરા નિકળેલાં ઘણી વખત માલમ પડ્યા છતાં ઢુંઢકોને તે બાબતનો કાંઈ પણ વિચાર નથી. જૂઓ તેનો દયાધર્મ ! ! !

૭. આગલે દિવસ અથવા રાત્રે કરી રાખેલી એટલે વાસી રોટલી તથા ખીચડી વિગેરે સવારના પ્રથમ પહોરમાં વહોરી લાવે છે અને ખાયછે, શાસ્ત્રકારે તેમાં બેઇંદ્રિ જીવોની ઉત્પત્તિ કહી છે.

૮. બોળ અથાણું લાવીને ખાયછે તેમાં પણ બેઇંદ્રિ જીવની ઉત્પત્તિ કહેલી છે.

૯. વિદળ એટલે કાચી છાશ, દુધ તથા દહીંમાં કઠોળ ખાયછે તેને શાસ્ત્રકારે અભક્ષ કહેલું છે અને તેમાં બેઇંદ્રિ જીવની ઉત્પત્તિ કહી છે. ઢુંઢકોને તો વિદળનો સ્વાદ વધારે લાગેલો છે, કારણ કે કેટલાએક તો ફક્ત મફતની ખીચડી અને છાશ ખાવાના લોભને માટેજ શિખજી બનેછે, પરંતુ તેથી પોતાના મહાવ્રતનો ભંગ થાયછે તે વિચારતા નથી.

૧૦. ઉપર લખેલા ત્રણ બોલમાં બતાવ્યા પ્રમાણે ઢુંઢકો બેઇંદ્રિ જીવોનું ભક્ષણ કરેછે. જૂઓ તેના દયાધર્મની ખુબી !!!

૧૧. સૂત્રોમાં બાવીશ અભક્ષ ખાવા વર્જ્યા છે છતાં ઢુંઢકો અને તેના શિખો ખાયછે. શ્રી અંગચૂલિઆ સૂત્રના મૂળ પાઠમાં કહ્યુંછે. યતઃ

एवं खलु जंबु महाणुभावेहिं सुरिवरेहिं मिच्छत्त कुलाउं उस्सग्गोवायएणं पडिबोहिउण जिणमए ठाविया, बत्ति अणंतकाय भक्खणउ वारिया, महु मज्ज मंसाइ बावीस अभक्खणाउ णिसेहिया.

અર્થ—એમ નિશ્ચયે હે જંબુ ! મહાનુભાવ પ્રધાનાચાર્યે મિથ્યાત્વીના કુળ થકી ઉત્સર્ગ અપવાદે કરી પ્રતિબોધ્યા, જીનમતમાં

સ્થાપન કર્યો, બત્રીશ અનંતકાય ભક્ષણ કરવાને વાર્યા, અને મધ, મદિરા, માંસ વિગેરે બાવીશ અભક્ષ ખાવા નિષેધ્યા છે.

શાસ્ત્રકારે બાવીશ અભક્ષની અંદર એકેંદ્રિ, બેઇંદ્રિ, તેઇંદ્રિ તેમજ નીગોદીઆ જીવની ઉત્પત્તિ કહીછે તે છતાં ઢુંઢકો તેનું ભક્ષણ કરેછે.

૧૨. ઢુંઢકોના રિખો પોતાના શરીર ઉપરથી અથવા વસ્ત્રમાંથી નિકળેલી જૂઓ પોતાના પહેરેલા વસ્ત્રમાંજ મૂકેછે જેનો શરીરના દબાણમાં આવતાં તરતજ નાશ થાયછે, અને તેથીજ ઢુંઢકોના પહેરવાના વસ્ત્ર ઉપર લોહી જેવા ઝીણા ઝીણા ચાઠાનો ભરાવો થઈ ગયેલો જોવામાં આવે છે. આ પણ દયાનો પ્રત્યક્ષ નમુનો છે!!

૧૩. ઢુંઢકોના રિખો આખો દિવસ મુહપત્તિ બાંધેછે તેમાં વારંવાર બોલવાથી થુંકના સ્પર્શથી સમુચ્છિમ જીવની ઉત્પત્તિ થાય છે તેમજ નિગોદીઆ જીવની ઉત્પતિ પણ શાસ્ત્રકારે કહી છે. ઢુંઢકો નિર્વિવેકી હોવાથી આ વાત સમજ્યા છતાં પોતાની વિપરીત રૂઢીનો ત્યાગ કરતા નથી તેથી તેઓ સંમુચ્છિમ જીવની હિંસા કરનારા છે એવો નિર્ણય થાયછે.

૧૪. ઢુંઢકોના કેટલાએક રિખો સ્થંડિલ જાયછે ત્યારે અશુચિ માંહેલા ચુરણીઆ જીવોની હિંસા કરેછે એમ જાણવામાં આવેલું છે. આ તેઓના દયા ધર્મની પ્રશંસાના કારણો જણાવેછે!

૧૫. ઢુંઢકોના રિખો વહોરવા જાયછે ત્યારે તેમને તેના શ્રાવકો રસોડાથી છેટા ઉભા રાખેછે. સમજવા પ્રમાણે તેઓ તેથી વટલાવાપણું હોય એમ ધારેછે. એવી રીતે છેટા ઉભા રહેનાર રિખજી સુઝતા છો? એ પ્રમાણે પૂછી જે આવે તે વહોરેછે. એ ઉપરથી તેઓ અસુઝતોજ આહાર વહોરી લાવેછે એમ નિશ્ચય થાયછે.

૧૬. ઢુંઢકો તથા તેના રિખો મધ ખાયછે, પરંતુ શાસ્ત્રકારે તેમાં તદ્વર્ણા સંમુચ્છિમ જીવની ઉત્પત્તિ કહી છે.

૧૭. ઢુંઢકો તથા તેના રિખો માખણ ખાયછે તેમાં પણ શાસ્ત્રકારે તદ્વર્ણા જીવની ઉત્પત્તિ કહી છે.

૧૮. ઢુંઢકોના રિખો લસણની ચટણી ભાવનગર વિગેરે શ-

હેરોમાં દુકાને દુકાનેથી લેછે. જૂઓ તેના દયાધર્મની પ્રશંસા !!!

આ પ્રમાણે બીજા કેટલાએક કાર્યોમાં ઢુંઢકમતિઓ પ્રત્યક્ષ રીતે હિંસા કરતા જણાયછે તેથી તેઓ દયાધર્મી એવું નામ ધારણ કરેછે તે તદન અસત્ય છે. વધારે દ્રષ્ટાંતો લખી વાંચનારને ફોગટ કંટાળો આપવો દુરસ્ત ન ધારી થોડાજ દ્રષ્ટાંતોથી બુદ્ધિમાન્ અને નિરપક્ષ ન્યાયી પુરૂષો સમજશે અને તેઓના ફંદને તજશે એમ સમજી આ વિષય સંપૂર્ણ કર્યોછે. ઇતિ.

---

# ग्रंथनी पूर्णाहुति.

## शार्दुल विक्रीडित वृतं.

स्वांतध्वांतमयंमुखंविषमयंदृग्धूमधारामयी
तेषांयैर्ननतास्तुतानभगवन्मूर्त्तिर्नवाप्रेक्षिता
देवैश्चारणपुंगवैःसहृदयैरानंदितैर्वंदिता
येत्वेतांसमुपासतेकृतधियस्तेषांपवित्रंजनुः ॥१॥

ભાવાર્થ.

સમકિતદ્રષ્ટી દેવતાઓએ અને જંઘાચારણ વિદ્યાચારણાદિ મૂનિ પુંગવો એ શુદ્ધ હૃદય અને આનંદે કરીને વંદન કર્યું છે જેને એવી શ્રી જીનેશ્વર ભગવંતની મૂર્તિ પ્રત્યે જે પુરૂષો નથી નમ્યા તેના સ્વાંત જે હૃદય તે અંધકારમય છે, જે પુરૂષોએ તેની સ્તુતિ કરી નથી તેમના મૂખ વિષમય છે, અને જે પુરૂષોએ તે (ભગવંતની મૂર્તિ) જોઈ નથી તેના નેત્ર ધુમાડાની શિખા જેવા છે અર્થાત્ જીનપ્રતિમાથી વિમૂખ જનોના હૃદય, મૂખ, અને નેત્ર નિરર્થક છે; અને જે બુદ્ધિવંત પુરૂષો તેની (ભગવંતની પ્રતિમાની) ઉપાસના એટલે ભક્તિ પૂજા પ્રમુખ કરેછે તેમના મનુષ્ય જન્મ પવીત્ર અર્થાત્ સફળ છે.

આ કાવ્યના સારને સ્વહૃદયમાં અંકિત કરીને, તેમજ આ ગ્રંથને આદ્યંત પર્યંત એકાગ્રચિત્તે વાંચન સાથે લક્ષમાં ધારણ કરી-

ને ઢુંઢકમતિ અથવા જે કોઈ શુદ્ધ માર્ગ ગવેશક ભવ્ય પ્રાણી સમ્યક્ પ્રકારે નિષ્પક્ષપાત દૃષ્ટીથી વિચાર કરશે તો તેમને ભ્રાંતિ રહિતપણે જૈનમાર્ગ જે સંવેગ પક્ષમાં નિર્મળપણે પ્રવર્ત્તમાનછે તે સત્ય અને ઢુંઢક વિગેરે જુનારાથી વિપરીત મત અસત્યછે એમ નિર્ણય થશે, અને ત્યારેજ અમારો ગ્રંથ બનાવવાનો પ્રયત્ન સાફલ્યતા પ્રત્યે પામશે.

શુદ્ધ માર્ગ ગવેષક પ્રાણીનું તેમજ સમ્યક્ત્વાભિલાષી પ્રાણીઓનું મુખ્ય લક્ષણ એજછે કે શુદ્ધ દેવગુરૂ ધર્મને ઓળખીને તેનો અંગીકાર કરવો અને અશુદ્ધ દેવગુરૂ ધર્મનો ત્યાગ કરવો પણ ચિત્ત દંભયુક્ત રાખી પોતાનો કક્કો ખરો પકડી બેસી અસત્યાસત્યનો વિચાર ન કરવો, અથવા તો વિચાર કરી સત્યની ઓળખાણ થવાથી પોતાનો ગ્રહણ કરેલો માર્ગ અસત્ય જણાયા છતાં તેને છોડવો નહિ, અને સત્યમાર્ગને ગ્રહણ કરવો નહિ એ લક્ષણ સમકિત પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળા જીવોનું નથી, અને જો તેમ કરેતો અમારો આ પ્રયત્ન પણ નકામો ગણાય. માટે તેવી રીતે ન કરતાં દરેક ભવ્યપ્રાણીઓએ સત્યમાર્ગ ધારણ કરવાને અપેક્ષિત થવું.

આ ગ્રંથ અમે ફકત શુદ્ધ બુદ્ધિથી સમકિતદૃષ્ટી જીવોની સમીપે સત્યાસત્ય નિર્ણય માટે મૂકલોછે અમારે કાંઈ પક્ષપાત નથી તેમજ કોઈ ઉપર દ્વેષબુદ્ધિ પણ નથી માટે વાંચનાર દરેક ભવ્યજીવોએ આ ગ્રંથ નિરપક્ષપણે લક્ષમાં લઈ તેનો સદુપયોગ કરવો જેથી વાંચનારની તેમજ રચનારની ધારણા સાફલ્યતા પ્રત્યે પામે. તથાસ્તુ



# ઢુંઢક પ્રચવિશી.

શ્રી જીનપ્રતિમા રચું નહી રંગ, તેનો કયુ ન કીજે સંગ; એ આંકણી.

સરસ્વતી દેવી પ્રણમી કહેસ્યું, જીનપ્રતિમા અધિકાર; નવી માને તસ વદન ચપેટા, માને તસ શણગાર. શ્રીજીન૦ ૧ કેવળ નાણી નહિ ચઉનાણી, એણે સમે ભરત મોઝાર; જીનપ્રતિમા જીનપ્રવચન જીનનો, એ મોટો આધાર. શ્રીજીન૦ ૨ એણે મૂઢ જીનપ્રતિમા ઉથાપી, કુમતિ હૈયા ફૂટ; તે વિના કિરિયા હાથ ન લાગે, તે તો થોથા કૂટ શ્રી જીન૦ ૩. જીનપ્રતિમા દર્શનથી દંસણ, લહીયે વ્રતનું મૂળ; તેહીજ મૂળ કારણ ઉથાપે, શું થયું એ જગ શૂળ. શ્રી જીન૦ ૪ અભયકુમારે મૂકી પ્રતિમા, દેખી આર્દ્રકુમાર; પ્રતિબુઝ્યા સંજમ લઈ સાધ્યા, તે સાચો અધિકાર. શ્રી જીન૦ ૫ પ્રતિમા આકારે મચ્છ નિહાળી, અવર મચ્છ સવી બુઝે; સમકિત પામે જાતિસ્મરણથી, તસ પુરવભવ સુઝે. શ્રી જીન૦ ૬ છઠે અંગે ગ્નાતા સૂત્રે, દ્રોપદિયે જીન પૂજ્યા; એવા અક્ષર દેખે તોપણ, મૂઢમતિ નવી બુઝ્યા. શ્રી જીન૦ ૭ ચારણમુનિએ ચૈત્યજ વાંદ્યા, ભગવતિ અંગે રંગે; મરડી અર્થ કરે તેણે સ્થાનક, કુમતિતણે પ્રસંગે શ્રી જીન૦ ૮ ભગવતિ અંગે શ્રી ગણધરજી, બ્રાહ્મીલિપિ વંદે; એવા અક્ષર દેખે તોપણ, કુમતિ કહો કેમ નિંદે. શ્રી જીન૦ ૯ ચૈત્ય વિના અન્યતિર્થી મૂજને, વંદન પૂજા નિષેધે: સાતમે અંગે શાહ આણંદે, સમકિત કીધું શુદ્ધે. શ્રી જીન૦ ૧૦ સૂર્યાભદેવે વીરજીન આગળ, નાટક કીધું રંગે; સમકિતદ્રષ્ટી તેહ વખાણ્યો, રાયપસેણી ઉપાંગે. શ્રી જીન૦ ૧૧ સમકિતદ્રષ્ટી શ્રાવકની કરણી, જીનવર બીંબ ભરાવે; તે તો બારમે દેવલોક પહોચે, મહાનિસીથે લાવે. શ્રી જીન૦ ૧૨ અષ્ટાપદગીરી ઉપર ભરતે, મણીમય બીંબ ભરાવ્યા; એવા અક્ષર આવશ્યક સૂત્રમાં, ગોતમ વંદન આવ્યા. શ્રી જીન૦ ૧૩ પરંપરાગત પ્રતિમા પુસ્તક, માને તેહજ નાણી; નવી માને તેહીજ અગ્નાની, એવી જીનવર વાણી. શ્રી જીન૦ ૧૪ ઢુંઢક વાણી કુમતિ સેંનાણી, સુણી મત ભૂલો પ્રાણી; બોધ બીજની કરશે

હાણી, કેમ વરશ્યો શીવરાણી. શ્રી જીન૦ ૧૫ ખેતરપાળ ભવાની દેરે, ત્યાં જાવું નવી વારે; વિતરાગનું દેહરૂં વારે, તે કોણ સૂત્ર આધારે શ્રી જીન૦ ૧૬ મેલા કપડા મોહું બાંધે, ઘેર ઘેર ભિક્ષા ફરતા; માંદા માણસની પેરે થોડું, બોલે જાણે મરતા. શ્રી જીન૦ ૧૭ ઢુંઢત ઢુંઢત ઢુંઢત પ્રાણી, તોહી ધર્મ ન પાયો; તે માટે ઢુંઢક કેહવાણા, એળે જન્મ ગમાયો. શ્રી જીન૦ ૧૮ બાહીર કાળા માંહી કાળા, જાણીએ કાળાવાળા; પંચમ આરે દુષ્ટ એ પ્રગટ્યા, મહામૂઢ વિકરાળા. શ્રી જીન૦ ૧૯ ભાવ ભેદને તત્વ ન જાણે, દયા દયા મુખ ભાખે; મુગ્ધ લોકને ભ્રમમાં પાડી, તેને દુર્ગતિ નાંખે શ્રી જીન૦ ૨૦ ભાષ્યચૂરણી ટીકા ન માને, કેવળ સૂત્ર પોકારે; તે માંહી નિજ મતિ કલ્પના, બહુ સંસાર વધારે. શ્રી જીન૦ ૨૧ આગમનું એક વચન ઉથાપે, તે કહીએ અનંત સંસારી; આખા જેઓ ગ્રંથ ઉથાપે, તેહની શી ગતિ ભારી. શ્રી જીન૦ ૨૨ ચિત્ર લખી નારી જોવંતા, વાધે કામ વિકાર; તેમ જીનપ્રતિમા મુદ્રા દેખી, શુદ્ધભાવ વિસ્તાર. શ્રી જીન૦ ૨૩ તે માટે હઠ છોડી ભવીજન, પ્રતિમા શું દીલ રાખો; જીનપ્રતિમા જીનપ્રવચન જાણો, અનુભવનો રસ ચાખો. શ્રી જીન૦ ૨૪ ઢુંઢક પચવિશી મેં ગાઈ, નગર નાંદોલ મોઝાર; જશવંત શિષ્ય જિનેંદ્ર પયંપે, હિત શિક્ષા અધિકાર. શ્રી જીન૦ સંપૂર્ણ.

---

# આશ્રય પત્ર.

આ ગ્રંથને કેટલાએક ઉદાર દીલના સદ્ગ્રહસ્થોએ અગાઉથી આશ્રય આપેલો છે તેમના મુબારક નામ આ ગ્રંથ સાથે જોડી રાખીએ છીએ.

## પાલણપુર. ૪૨

રાજ્યમાન રાજેશ્રી મંગળજીભાઈ ઈશ્વરભાઈ પાલણપુરના મુખ્ય દીવાન સાહેબ.

## ભાવનગર. ૨૧૮

વોરા અમરચંદ જસરાજ. ૨૫
શા. આણંદજી પરશોતમ. ૧૦
શ્રી જૈન જ્ઞાનવર્ધક સભા હા.
સંઘવી ફુલચંદ નેમચંદ ૧૦
શા. પાનાચંદ તેજા બુકસેલર ૧૦
સંઘવી સવચંદ વેલચંદ. ૫
વોરા ઝવેર સુરચંદ. ૫
દોશી ફતેચંદ હકમચંદ ૫
વોરા તારાચંદ ઠાકરશી ૫
વોરા દેવચંદ કલ્યાણજી. ૫
શા. પરશોતમદાસ હેમજી. ૫
શા. હરજીવનદાસ સાંકળચંદ. ૫
શા. ઝવેર ભાઈચંદ. ૫
શા. નાનચંદ હરજીવનદાસ. ૫
વહાણના દલાલોની કુંપની. ૫
શા. હીરાચંદ ચકુજી. ૪
શા. ગોરધનદાસ સુંદરજી. ૪
શા. હરીચંદ નથુભાઈ. ૪
શા. જીવરાજ વાલજી. ૩
શા. ખોમા વીરા. ૩
સંઘવી દામોદર નેમચંદ. ૩
શા. ઓતમચંદ દામજી. ૨
શા. પરભુદાસ જેઠાભાઈ. ૨
શા. મોતીચંદ ઉજમચંદ. ૨
શા. મગનલાલ પાનાચંદ. ૨
શેઠ. ગંભીર ગુલાબચંદ ૨
શા. હરજીવન પરશોતમ ૨
શા. ઝવેરભાઈ ડાયાભાઈ ૨
શા. નારણજી ભાણાભાઈ ૨
વોરા છગન જીવણ ૨
વાગડીઆ ગુલાબચંદ અમરજી ૨
દોશી વરધમાન હકમચંદ ૨
વોરા હરખચંદ શવચંદ ૨
શા. જુઠા વાલજી ૨
શા. ગોપાળજી શામજી ૨
શા. ગીરધર બાવા ૨
શા. બહુદા જસા ૨
શા. વીરચંદ ડાયાભાઈ ૨
શા. બકોર ઉજમ ૨
શા. ડાયાભાઈ ઓઘા ૨
શેઠ માનચંદ મોતીચંદ ૨
પરીખ રગનાથ નથુ ૨
શેઠ લક્ષ્મીચંદ હંસરાજ ૨
શા. ગોરધર વનમાળી ૨
ખદાણી ગીરધર હરજીવન ૨
સંઘવી ભીખાભાઈ નેમચંદ ૨
શેઠ માણેકચંદ ભાણજી ૨
શા. મુળચંદ ગોબર ૨
શા. પદમશી ભેચર ૨
ઝવેરી ઠાકરશી પ્રાગજી ૨
શા જીવણ પાનાચંદ ૨
ઠકર આણંદજી લાધા ૨
શા. પરશોતમ લક્ષ્મીચંદ ૨
શા. અમરચંદ વખતચંદ ૨
પરચુરણ નકલો ૨૦

**મુંબઈ ૧૫૯**

પરીખ નરશીદાસ કરમચંદ ૧૦
શેઠ વીરચંદભાઈ દીપચંદ ૧૦
શેઠ નથુભાઈ સુરચંદ. ૭
શેઠ નારણજી પ્રાગજી. ૬
શેઠ પ્રેમચંદ રાઇચંદ. ૫
શેઠ ઓધવજીભાઈ કરમચંદ. ૫
શેઠ ગોકળભાઈ મુળચંદ. ૫
શેઠ લલુભાઈ મોતીચંદ. ૫
શેઠ ગોકળભાઈ દોલતરામ. ૫
શેઠ વીઠલદાસ મોતીચંદ. ૫
શેઠ ફકીરચંદ પ્રેમચંદ. ૫
શેઠ ભાઈચંદ માણેકચંદ. ૫
શેઠ શામજી મુળજી કું૦ ૫
શેઠ હેમજી જેવંતના કું૦ ૫
શેઠ થોભણ દામજી. ૫
ભણશાળી વાલજી રણછોડ. ૫
શેઠ હરનાથ રૂપચંદ. ૫
શેઠ ઓતમચંદ હીરજી. ૪
શેઠ મનસુખભાઈ મોતીલાલ ૪
શેઠ અમુલખ ખુબચંદ. ૪
શેઠ મુળચંદ ઉજમચંદ. ૩
શેઠ ડાયાભાઈ કલ્યાણજી. ૨
શેઠ જેઠાભાઈ ઉકરડાભાઈ. ૨
શેઠ ટોકરશી વેલજીભાઈ. ૨
શેઠ હેમચંદ મોતીચંદ. ૨
શેઠ શીવચંદ પોપટ. ૨
શેઠ લાલચંદ કીલા. ૨
શેઠ શેમચંદ દેવરાજ. ૨
શેઠ ચુનીલાલ બાબાજી. ૨
શેઠ ખુશાલ કરશનજી. ૨
શેઠ કરશનજી અમરચંદ. ૨
શેઠ ડાયભાઈ વાડીલાલ. ૨
શેઠ પ્રાગજી જેરાજ. ૨
શેઠ કરમચંદ કલ્યાણજી. ૨
પરચુરણ નકલો. ૧૦

**અમદાવાદ. ૫૩**

શેઠ દલપતભાઈ ભગુભાઈ. ૧૫
શેઠ લાલભાઈ દલપતભાઈ. ૧૦
શ્રી જૈનધર્મપ્રાર્તકસભામારફત ૯
શેઠ લલુભાઈ ધનજી માસ્તર. ૩
શેઠ હરીલાલ પ્રેમાભાઈ. ૨
શેઠ ઉમાભાઈ હઠીસંગ. ૨
શેઠ પરશોતમદાસ પુંજાશા. ૨
શેઠ મગનલાલ ઠાકરશી. ૨
શા. મગનલાલ શઉપચંદવકીલ. ૨
શા. દોલતચંદ પુરશોતમબી.એ. ૨
પરચુરણ નકલો. ૪

**લીંબડી. ૪૫**

શ્રી જૈનધર્મની શેરી હા. પરી.
નાનચંદ જેશંગ. ૪
પરીખ નાનચંદ જેશંગ. ૫
શા. ઉજમશી મગનલાલ. ૪
દોશી રતનજી પીતામ્બર. ૨
શા. ગરધર લાલચંદ. ૨
પરીખ ત્રીભુવન કચરા. ૨
શા. કેશવજી વખતચંદ. ૨
પરીખ ઉજમશી મોતીચંદ. ૨
પરીખ સુંદરજી પરશોતમ. ૨
શા. ડામરજી ચાંપશી. ૨
શા. મોતી નાનજી. ૨
શા. મનસુખરામ હરીભાઈ. ૨
શા. ચાંપશી ભવાન. ૨
શા. મોતી નાગજી. ૨
કોઠારી છગન બેચર. ૨
શા. મોહન કાળીદાસ. ૨
પરીખ નાગર ફુલચંદ. ૨
શા. બાલાલાલ નાનચંદ. ૨
ગાંધી છગન શંભુજી. ૨

**વઢવાણ ૩૧**

શેઠ ગોવીંદજી મકન. ૧૫
શા. મગનલાલ ત્રીકમ. ૨
શા. નથુ માણેકચંદ. ૨
વોરા ત્રીકમ પાનાચંદ. ૨
શા. જેતશી અભજી ૨
મેતા ડોસા પુંજા ૨
શા. વખતચંદ ગગા ૨
શા. અભજી ચતુર ૨

પરચુરણ નકલો ૨

**શ્રી નવાનગર**

શેઠ ડાયાભાઈ કમળશી ૨૫

**શ્રી માંડલ. ૧૬**

વોરા મયાભાઇ અંબાઈદાસ મારફત ૯

વોરા કાળીદાસ ફુલચંદ મારફત ૭

**શ્રી ધોરાજી**

શ્રી તપાસંઘ મારફત ૧૪

**શ્રી ધોળેરા ૧૩**

શા. પરશોતમદાસ ઓઘડ ૧૦

શા. હીરાચંદ મોતીચંદ ૩

**શ્રી ઘોઘા ૧૧**

પરીખ શંકરદાસ પ્રાગજી ૫

શ્રી જૈન જ્ઞાનદીપક સભા ૪

શા. હીરાચંદ મોતીચંદ ૨

**શ્રી કોડા (કચ્છ) ૧૧**

શા. હેમરાજ ભીમશી ૪

શા. રવજી દેવરાજ ૨

એક ગૃહસ્થ

**શ્રી ઉંઝા.**

ગાંધી ડોસાચંદ દોલતરામ મારફત ૧૦

**શ્રી ગોંડલ**

વોરા પેમજી ભીમજી મારફત ૮

**શ્રી વળા**

વકીલ કુંવરજી લક્ષ્મીચંદ માર૦ ૮

**શ્રી મહુવા ૮**

શ્રી તપાસંઘ તરફથી હ૦ શેઠ પોપટ ગુલાબચંદ ૫

શા. ગાંડાલાલ આણંદજી ૨

પરચુરણ ૧

**લખતર ૬**

શેઠ ફુલચંદ કમળશી ૫

પરચુરણ ૧

**શીહાંણી ૬**

શા. ઉજમશી બાલુભાઈ ૨

શા. ઓઘડ નાગરદાસ ૨

પરીખ ઉજમશી મોતીચંદ

**વડોદરા ૬**

ઝવેરી માણેકલાલ પેથાભાઈ ૫

પરચુરણ ૧

**સુરત ૫**

શેઠ નાનચંદ રાઇચંદ ૪

પરચુરણ ૧

**પાલીતાણા**

મોદી જશરાજ ખોડા ૫

**બોટાદ**

શેઠ ઓઘડ નથુભાઈ ૫

**પાટણ**

શેઠ મોતીલાલ રતનચંદ ૫

**જેતપુર**

વોરા લખમીચંદ ભીમજી ૫

**માલેગામ**

પુનીયા શેઠ સખારામભાઈ દુર્લભદાસ ૫

**શીહોર ૪**

શા. ઠાકોર શુંદરજી ૨

શા. દેવશી સુખજી ૨

**અમરેલી**

શ્રી જૈનજ્ઞાનશાળા તરફથી હ૦ શા. વીરચંદ જીવાભાઈ ૨

**કપડવંજ**

શા. બાલાભાઇ ગીરધરલાલ ૨

**ડાઠા**

સંઘવી ઉમેદચંદ ઝવેરચંદ ૨

**ધ્રાંગધ્રા**

શા. નથુભાઈ ચતુર ૨

**બરવાળા**

શા. ઉજમશી લાલચંદ મારફત ૨

**સાયલા**

શેઠ ડામર નથુભાઇ ૨

**પલાણી**

શા. ઝુંઝા ગોકળ ૨

પરચુરણ ગામ ૪ની નકલ ૪

કુલ નકલો ૭૪૨